# સંપાદકનું નિવેદન

અભિનવ ભારત પ્રકાશનનાં પ્રથમ છ પુસ્તકોને મળેલા અસાધારણ આવકારથી પ્રેરાઈ ને એ શ્રેણી ફરીને ચાલુ કરવામાં આવી છે. શ્રેણીનાં પુસ્તકો લાંબા સમય સુધી ઉપયોગી રહી શકે તે હેતુથી એની સામગ્રીની પસંદગી થઈ છે ને તદ્દન પ્રાસંગિક કહેવાય એવી વિગતો લેવાનો લોભ જતો કર્યો છે.

પ્રથમ શ્રેણીનાં છ પુસ્તકોની નક્કી થયેલી યોજના પ્રમાણે લેખનસામગ્રી એકત્ર કરવામાં શ્રી કુન્દનિકા કાપડિયા, શ્રી મનુભાઈ મહેતા અને શ્રી મગનલાલ સતિકુમારે મને મદદ કરી હતી, આ પુસ્તકમાં એવી મદદ શ્રી ત્ર્યંબક મહેતા તરફથી મળી છે. એ સૌનો આભાર માનવાની આ તક લઉં છું ને સાથે જ નમ્રભાવે જણાવું છું કે આ પુસ્તકમાં આયોજન, માહિતી અને મંતવ્યો અંગેની જવાબદારી તો મારી જ છે. એમાં કયાંય ક્ષતિ જણાય તો તે તરફ ધ્યાન દોરવા વાચકો અને અભ્યાસીઓને વિનંતિ છે.

લોકશાહીના વિકાસમાં આવા પ્રકારનાં જ્ઞાન માહિતી આપતાં પુસ્તકો કેટલાં ઉપયોગી છે તે સ્વાતંત્ર્યનાં દસ-અગિયાર વર્ષ પછી કહેવાનું હોય નહિ. આશા રાખું છું કે ગુજરાતનાં નાનાં મોટાં વિદ્યાલયો, પુસ્તકાલયો અને સામાન્ય જનતા આ પ્રયત્નને આવકારશે.

શ્રેણીનાં બીજાં પુસ્તકો હવે પછી પ્રગટ થશે.

મુંબાઈ
૩૦-૬-'૫૮

સંપાદક

## અનુક્રમ વિષે

આ પુસ્તકને અનુક્રમની જરૂર નથી. પુસ્તકના પ્રારંભમાં આજના જગતની સામાન્ય માહિતી આપી છે. સંયુક્ત રાષ્ટ્ર સંસ્થા અને વિવિધ લશ્કરી જૂથોનો પરિચય પણ એમાં જ આપ્યો છે. એ પછી જગતના નાનામોટા દેશોની માહિતી કક્કાવારી પ્રમાણે આપી છે. કોઈ પણ દેશની માહિતી શોધવામાં આ પદ્ધતિ ઉપયોગી થશે એમ માન્યું છે.

સં.



# આજનું જગત

આપણી વિશાળ દુનિયા કેટલાક ખંડો અને અનેક દેશો તેમજ પ્રદેશોમાં વહેંચાયેલ છે. આ બધાનો સમગ્ર રીતે વિચાર કરીએ તો આપણી પૃથ્વીનો કુલ વિસ્તાર ૧૯,૬૮,૩૬,૦૦૦ ચો. મા. નો છે. આમાંથી ૫,૫૭,૮૬,૦૦૦ ચો. મા. જેટલો જમીન વિસ્તાર છે અને ૧૪,૧૦,૫૦,૦૦૦ ચો. મા. માં સમુદ્રો, નદીઓ વગેરે જળવિસ્તાર આવેલો છે.

## ખંડોના વિસ્તાર અને વસ્તી

દુનિયાના ખંડોના વિસ્તાર અને વસ્તીની વિગતો નીચે મુજબ છે :

| ખંડ | વિસ્તાર (ચો. મા. માં) | અંદાજે વસ્તી |
|---|---|---|
| યુરોપ (રશિયા સિવાય) | ૨૦,૮૫,૦૦૦ | ૪૦,૬૫,૦૦,૦૦૦ |
| એશિયા ( ,, ) | ૧,૦૩,૪૮,૦૦૦ | ૧,૩૨,૩૦,૦૦,૦૦૦ |
| રશિયા | ૮૩,૩૭,૦૦૦ | ૨૧,૪૫,૦૦,૦૦૦ |
| આફ્રિકા | ૧,૧૬,૯૯,૦૦૦ | ૨૧,૬૦,૦૦,૦૦૦ |
| ઉત્તર અમેરિકા (મધ્ય અમેરિકા સહિત) | ૮૫,૨૩,૦૦૦ | ૨૩,૩૦,૦૦,૦૦૦ |
| દક્ષિણ અમેરિકા | ૭૦,૩૭,૦૦૦ | ૧૨,૧૧,૦૦,૦૦૦ |
| ઓસિયાના (ઓસ્ટ્રેલિયા સહિત) | ૩૨,૦૧,૦૦૦ | ૧,૪૨,૦૦,૦૦૦ |
| દુનિયા | ૫,૧૨,૩૦,૦૦૦ | ૨,૫૨,૮૦,૦૦,૦૦૦ |

દુનિયાનો સૌથી મોટો વિસ્તાર બ્રિટિશ રાષ્ટ્રના સમુહના દેશો અને સંસ્થાનો તેમજ પ્રદેશો રોકે છે. (૧,૪૦,૦૦,૦૦૦ ચો. મા.) એ પછી રશિયાનું સ્થાન આવે છે, (૮૩,૩૭,૦૦૦ ચો. મા.) અને ત્રીજું સ્થાન ફ્રાંસનું આવે છે (૪૩,૩૬,૦૦૦ ચો. મા.).

યુરોપ (યુરોપીય રશિયા સહિત) દુનિયાના કુલ જમીન-પ્રદેશોનો ચોથો ભાગ રોકે છે ત્યારે એશિયા (એશિયાઈ રશિયા સહિત) પૃથ્વીની કુલ ⅓ જમીન પર આવેલો છે, આફ્રિકાનો વિસ્તાર યુરોપ કરતાં પણ ત્રણ ગણો છે, મેક્સિકો સહિત ઉત્તર અમેરિકાનો વિસ્તાર યુરોપ કરતાં લગભગ બમણો છે. કદાચ એથી થોડો ઓછો હશે. ઉત્તર અમેરિકા વિસ્તારમાં યુરોપ કરતાં પોણા બે ગણો છે. અને ઓસ્ટ્રેલિયાનો વિસ્તાર યુરોપ કરતાં દોઢગણો છે.

જુદા જુદા ખંડોમાં આવેલા દેશોનાં નામો નીચે પ્રમાણે છે:

**યુરોપના દેશો :**

આલ્બેનિયા, એન્ડોરા, ઑસ્ટ્રીઆ, બેલ્જીયમ, બલ્ગેરિયા, સાયપ્રસ, ચેકોસ્લોવેકિયા, ડેન્માર્ક, ઇંગ્લાંડ અને વેલ્સ, સ્કોટલેન્ડ, આયરલેન્ડ, ફિનલેન્ડ, ફ્રાંસ, જર્મની, જિબ્રાલ્ટર, ગ્રીસ, હંગેરી, આઈસલેન્ડ, ઈટાલી, લિસ્ટેન્શીન, લકસમ્બર્ગ, માલ્ટા, મોનેકો, નેધરલેન્ડઝ, નોર્વે, પોલેન્ડ, પોર્ટુગલ, રૂમાનિયા, સાર લેન્ડ, સાન મેરીનો, સ્કૉટલેન્ડ, સ્પેન, સ્વીડન, સ્વીટ્ઝરલેન્ડ, રશિયા, (યુરોપી પ્રદેશ), વેટીકન, યુગોસ્લેવિયા.

**એશિયાના દેશો :**

એડન, અફઘાનિસ્તાન, અરેબિયા, ભૂતાન, સાવોક, બર્મા, સિલોન, ચીન, વિયેટનામ. કેમ્બોડિયા, લાઓસ, હોંગકોંગ, ભારત, પાકિસ્તાન, ઇન્ડોનેશિયા, ઈરાક, ઈઝરાયેલ, જાપાન, જોર્ડન, કોરિયા, લેબેનોન,

મલાયા, સીંગાપોર, નેપાળ, ઈરાન, ફિલીપીન્સ ટાપુઓ, સીરિયા, આઈર્લેન્ડ, તુર્કી, રશિયા (એશિયાઈ પ્રદેશ).

આફ્રિકાના દેશો :

અલ્જીરિયા, બાસુટોલેન્ડ બેચુઆનાલેન્ડ, બેલ્જીયન કોંગો, કેમેરૂન, ઇજિપ્ત, ઇથિયોપિયા, ઈરીટ્રિયા, ફ્રેંચ ઇક્વેટોરિયલ પ્રદેશો, ઘાના, કેનિયા, લાઈબેરિયા, લિબિયા, માડાગાસ્કર, મોરી શિયસ, મોરોક્કો, નાઈજીરિયા, રૂહોડેશિયા અને ન્યાસાલેન્ડ, બ્રિટિશ સોમાલીલેન્ડ, ફ્રેંચ સોમાલીલેન્ડ, ઇટાલિયન સોમાલીલેન્ડ; ફ્રેંચ પશ્ચિમ આફ્રિકા, પોર્ટુગલના આફ્રિકન પ્રદેશો, સુદાન, સ્વાઝીલેન્ડ, ટાંગાનિકા, ટ્યુનિસિયા, યુગાન્ડા. દક્ષિણ આફ્રિકા, નૈઋત્ય આફ્રિકા, ઝાંઝીબાર.

ઉત્તર, મધ્ય અને
દક્ષિણ અમેરિકાના દેશો :

કેનેડા, મેક્સિકો, અમેરિકા. અલાસ્કા, બર્મ્યુડા, બ્રિટિશ હોન્ડુરાસ, બ્રિટિશ વેસ્ટ ઇંડિઝ, કોસ્ટારિકા, ક્યૂબા, ડોમીનીકન પ્રજાસત્તાક, ગ્વાટેમાલા, હૈટી, હોન્ડુરાસ, નિકારાગુઆ, પનામા, પોર્ટોરીકો, અલ સાલ્વેડોર, આર્જેન્ટીના, બોલિવિયા, બ્રાઝીલ, ચિલી, કોલંબિયા, ઇક્વેડોર, ફોકલેન્ડ ટાપુઓ, બ્રિટિશ ગિયાના, ફ્રેંચ ગિયાના, ડચ ગિયાના, પેરુગ્વે, પેરુ, ઉરુગ્વે, વેનેઝુએલા.

ઓસિયાના :

ઓસ્ટ્રેલિયા, ન્યૂઝિલેન્ડ, ફિજી, બ્રિટન, ફ્રાંસ, તેમ જ અમેરિકાના અંકુશ હેઠળના કેટલાક ટાપુઓ.

## સંયુક્ત રાષ્ટ્રસંસ્થા :

પ્રથમ વિશ્વયુદ્ધ બાદ શાંતિ જળવાઈ રહે અને માનવજાતને વધુ યુદ્ધોથી બચાવી શકાય એ માટે લીગ ઑફ નેશન્સ નામની સંસ્થાની સ્થાપના કરવામાં આવી હતી પણ આ સંસ્થા યુદ્ધને અટકાવી શકી નહિ અને ૧૯૩૯ માં બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું. ૧૯૪૫ માં બીજા વિશ્વયુદ્ધનો અંત આવ્યો ત્યારે દુનિયાનાં રાષ્ટ્રોએ મળીને વિશ્વસંસ્થાની સ્થાપના કરી. ૧૯૪૫ માં સન ફ્રાંસિસ્કોમાં પચાસ દેશોના પ્રતિનિધિઓ મળ્યા અને એમણે વિશ્વસંસ્થાની રચનાને લગતા ખતપત્રને તેમજ આંતરરાષ્ટ્રીય અદાલતની સ્થાપનાને લગતી વિગતો ઘડી કાઢી.

આ ખતપત્ર મુજબ વિશ્વસંસ્થાનું સભ્યપદ બધા શાંતિચાહક દેશો માટે ખુલ્લું છે, પણ આ સભ્યો ખતપત્રના સિદ્ધાન્તો મુજબ વર્તતા હોવા જોઈએ તેમ જ એના નિયમોનું પાલન કરવાની એમની તૈયારી હોવી જોઈએ. નવા સભ્યોને વિશ્વસંસ્થામાં એની મહાસમિતિના ⅔ સભ્યોની બહુમતીથી પ્રવેશ મળી શકે છે. આ પહેલાં સલામતી સમિતિએ એનું નામ મહાસમિતિને સૂચવવું જોઈએ.

વિશ્વસંસ્થાના ખતપત્રમાં જણાવાયું છે કે એમાં જોડાનાર સભ્ય દેશો માનવીના મૂળભૂત અધિકારોમાં શ્રદ્ધા રાખે છે અને એની જાળવણી કરવા એ હંમેશાં તત્પર રહેશે. વિશ્વસંસ્થાનો હેતુ આંતરરાષ્ટ્રીય શાંતિની જાળવણી કરવાનો અને શાંતિ સામેના ભયનું નિવારણ કરવા માટે જરૂર પડ્યે સામૂહિક પગલાં લેવાનો પણ છે. ખતપત્રમાં બધા સભ્યોની સાર્વભૌમ સમાનતાને માન્ય રાખવામાં આવી છે. દુનિયાના રાષ્ટ્રોને અંદર અંદરના ઝઘડા શાંતિમય સમાધાન દ્વારા ઉકેલવાનું અને બળનો ઉપયોગ ન કરવાનું જણાવાયું છે.

વિશ્વસંસ્થાની કામગીરી છ ભાગમાં વહેંચાયેલી છે–મહાસમિતિ, સલામતી સમિતિ, આર્થિક અને સામાજિક સમિતિ, વાલીપણા સમિતિ, આંતરરાષ્ટ્રીય અદાલત અને સચીવાલય. મહાસમિતિમાં સંસ્થાના બધા સભ્યોનો સમાવેશ થાય છે અને સલામતી સમિતિમાં અગિયાર સભ્યો હોય છે. આ અગિયારમાથી પાંચ સભ્યો, અમેરિકા, બ્રિટન, રશિયા, ફ્રાંસ અને ચીન કાયમી સભ્યો છે, જેમને 'વીટો'નો અધિકાર છે. બાકીનાં સભ્યો દર બે વર્ષે ચૂંટાય છે. ચીનના પ્રતિનિધિ તરીકે અત્યારે ફોર્મોસા–રાષ્ટ્રવાદી ચીનનો પ્રતિનિધિ બેસે છે. સામ્યવાદી ચીનને વિશ્વસંસ્થામાં સ્થાન મળ્યું નથી. વિશ્વસંસ્થાનું સચીવાલય મહામંત્રીની દેખરેખ નીચે ચાલે છે. આ મહામંત્રીને દર પાંચ વર્ષે વિશ્વસંસ્થાની મહાસમિતિ ચૂંટી કાઢે છે.

વિશ્વસંસ્થાની મુખ્ય કામગીરી શાંતિની જાળવણીને લગતી છે. આ સાથે દુનિયાના જુદા જુદા દેશો એકબીજાના પ્રશ્નોમાં સહાય કરી એ માટે વિશ્વવ્યાપી સહકારની સ્થાપના કરવા માટે વિશ્વસંસ્થાને આશ્રયે કેટલીક ખાસ સંસ્થાઓ પણ ચાલે છે. આ સંસ્થાઓનાં નામ આ પ્રમાણે છે:

૧. આંતરરાષ્ટ્રીય કામદાર સંસ્થા. ૨. ખોરાક અને ખેતી સંસ્થા, ૩. શૈક્ષણિક, વૈજ્ઞાનિક અને સાંસ્કૃતિક સંસ્થા (યુનેસ્કો). ૪. વિશ્વ આરોગ્ય સંસ્થા, ૫. આંતરરાષ્ટ્રીય બેંક, ૬. આંતરરાષ્ટ્રીય નાણા સંસ્થા ૭. આંતરરાષ્ટ્રીય નાણાં ભંડોળ. ૮. આંતરરાષ્ટ્રીય વેપાર સંસ્થા, ૯. ઇન્ટર–ગવર્મેન્ટ મેરી ટાઇમ કન્સલટેટીવ ઓર્ગેનાઇઝેશન.

વિશ્વસંસ્થાએ અત્યાર સુધીમાં દુનિયામાં શાંતિ જળવાઇ રહે એ માટે હિંદીચીન, કોરિયા, કાશ્મીર, ઇજિપ્ત, વગેરે અનેકવિધ પ્રશ્નોના

નિવારણમાં સહાય કરી છે. કોરિયામાં વિશ્વસંસ્થાનાં દળોને લડાઈમાં ઊતરવું પડયું હતું. ઇજિપ્તમાં વિશ્વસંસ્થાનાં નિરીક્ષણ દળો છે અને હિન્દીચીનમાં વિશ્વસંસ્થા અવિકસિત દેશોને સહાય કરવાના પ્રયાસો પણ કરે છે.

વિશ્વસંસ્થાના સભ્યો નીચે મુજબ છે : અફઘાનિસ્તાન, આલ્બેનિયા આર્જેન્ટિના, ઓસ્ટ્રીયા, બેલ્જીયમ, બોલીવિયા બ્રાઝીલ, બલ્ગેરિયા, બર્મા, કેમ્બોડિયા, કેનેડા, સિલોન, ચિલી, રાષ્ટ્રવાદી ચીન, કોલંબિયા, કોસ્ટારિકા, કયૂબા, ચેકોસ્લોવેકિયા, ડેન્માર્ક, ડોમીનીકન પ્રજાસત્તાક, ઇક્વેડોર, ઇજિપ્ત, અલ સાલ્વેડોર, ઇથીઓપિયા, ફિનલૅન્ડ, ફ્રાંસ, ગ્રીસ, ગ્વાટેમાલા, હેટી, હૉન્ડુરાસ, હંગેરી, આઇસલૅન્ડ, ભારત, ઇન્ડોનેશિયા ઇરાન, ઇરાક, આયરલૅન્ડ, ઇઝરાયેલ, ઇટાલી, જાપાન, જોર્ડન, લાઓસ લેબેનોન, લાઇબેરિયા, મેક્સિકો, નેપાલ, નેધરલૅન્ડ્ઝ, ન્યૂઝિલૅન્ડ, નિકારાગુઆ, નોર્વે, પાકિસ્તાન, પનામા, પારાગ્વે, પેરુ, ફિલીપીન્સ, પોલાન્ડ, પોર્ટુગલ, રૂમાનિયા, સાઉદી અરેબિયા, સ્પેન, સુદાન, સ્વીડન, સીરિયા, થાઇલૅન્ડ, ટયુનિસિયા તુર્કી, દક્ષિણ આફ્રિકા, રશિયા, બ્રિટન, અમેરિકા, ઉરુગ્વે, વેનેઝુએલા, એમન, યુગોસ્લેવિયા.

## ઉત્તર આટલાંટિક કરાર સંસ્થા ( નાટો )

રશિયાની વધતી શક્તિએ પશ્ચિમ યુરોપનાં રાજ્યોમાં થોડો ભય ઊભો કર્યો અને બીજાં કારણોને લીધે ઉત્તર આટલાંટિક વિસ્તારના દેશોએ મળીને પરસ્પર સહાય કરવાને લગતા કરાર કર્યો જેને ઉત્તર આટલાંટિક કરાર એવા નામે ઓળખવામાં આવે છે. આ કરારમાં જોડાયેલા સભ્યોએ જે સહિયારું તંત્ર ઊભું કર્યું, એને ઉત્તર આટલાંટિક કરાર સંસ્થા એવું નામ આપવામાં આવ્યું છે. ૧૯૪૯ની ૪થી એપ્રિલે આ કરાર અમલી બન્યા અને એ મુજબ એનું કામકાજ શરૂ થયું.

આ કરાર મુજબ એમાં જોડાયેલા એક સભ્ય-રાષ્ટ્ર પર આક્રમણ થશે તો બીજા બધા સભ્ય-રાષ્ટ્રો એના પોતાના પર થયેલા આક્રમણ રૂપ એને ગણશે. આક્રમણનો ભોગ બનેલા દેશને એના સાથીઓ જરૂરી હશે એ રીતે સહાય કરવાનાં પગલાં લેશે અમેરિકાએ આ કરાર-દ્વારા પ્રથમ વાર યુરોપના દેશો સાથે સલામતી કરાર કર્યો છે.

આ કરારમાં જોડાયેલા દેશોને શસ્ત્ર સજ્જ થવામાં અમેરિકાએ ઘણી લશ્કરી સહાય કરી છે. અમેરિકાએ દુનિયાના દેશોને જે લશ્કરી સહાય આપી છે એમાંથી અર્ધી સહાય 'નાટો' ના સભ્ય દેશોને મળી છે. અત્યારે અમેરિકા 'નાટો' ના દેશોને અણુશસ્ત્રોથી સજ્જ કરવાનો તેમજ કેટલાક વ્યૂહની દૃષ્ટિએ મહત્ત્વના દેશોમાં અણુમથકો અને સ્વયંચાલિત શસ્ત્રો છોડવા માટેનાં મથકો સ્થાપવાનાં પગલાં લઈ રહેલ છે.

ઉત્તર આટલાંટિક કરાર સંસ્થાના સભ્યો નીચે મુજબ છે :

અમેરિકા, કૅનેડા, આઇસલૅન્ડ, નોર્વે, ગ્રેટબ્રિટન, નેધરલૅન્ડઝ, ડેન્માર્ક, બેલ્જિયમ, લક્સમ્બર્ગ, પોર્ટુગલ, ફ્રાંસ, ઇટાલી, ગ્રીસ, તુર્કી, પશ્ચિમ જર્મની.

## અગ્નિ એશિયા કરાર સંસ્થા ( સિએટો )

૧૯૫૪ના સપ્ટેમ્બર મહિનામાં અગ્નિ એશિયાના કેટલાક દેશોની મનીલામાં મળેલી પરિષદે અગ્નિ એશિયા માટે સામૂહિક સંરક્ષણને લગતા કરાર કર્યો. આ કરાર મુજબ અગ્નિ એશિયા કરાર સંસ્થાની સ્થાપના કરવામાં આવી. સંસ્થાનું વડું મથક બેંગકોક છે. કરાર પર સહી કરનારા કોઈ એક દેશ પર હુમલો થાય કે કોઈ દેશમાં ભાંગફોડ પ્રવૃત્તિ થાય તો એમાં જોડાયેલા બધા દેશો સામૂહિક પગલાં લે એવી

-જોગવાઈ આ કરારમાં છે. એના સભ્ય દેશોએ આર્થિક બાબતોમાં સહકાર કરવાનું પણ કબૂલ્યું છે, પણ મુખ્ય ભાર તો લશ્કરી અને -સામ્યવાદ વિરોધી બાબતો પર મૂકવામાં આવે છે. કરારમાં આવી જતા વિસ્તારની એવી રીતે વ્યાખ્યા કરવામાં આવી છે કે ફોર્મોસા અથવા તો હોંગકોંગ પર હુમલો થાય તો કરારને લગતી કોઈ જવાબદારી -અમલમાં આવતી નથી

સિએટોમાં સામ્યવાદી ચીનની સત્તાનો પ્રતિકાર કરવાની અમેરિકાની -ઇચ્છાનું પ્રતિબિંબ પડે છે. આમ છતાં યે ત્રણ મુખ્ય બિન-સામ્યવાદી દેશો—ઇન્ડોનેશિયા, બર્મા અને ભારત એના સભ્યો નથી.

આ સંસ્થાના સભ્યો નીચે પ્રમાણે છે; અમેરિકા, ગ્રેટબ્રિટન, ફ્રાંસ, ઓસ્ટ્રેલિયા, ન્યૂઝિલેન્ડ, પાકિસ્તાન, થાઈલેન્ડ, ફિલીપીન્સ.

બગદાદ કરાર કે મધ્યપૂર્વ કરાર સંસ્થા :

૧૯૫૫ના ફેબ્રુઆરીમાં ઈરાક અને તુર્કીએ આ કરાર કર્યો અને આરબલીગના સભ્યો કે મધ્ય પૂર્વની શાંતિ અને સલામતી સાથે જે દેશો સંકળાયેલા હોય તેઓ આ કરારમાં જોડાઈ શકે એવી એમાં જોગવાઈ રાખવામાં આવી. ઈઝરાયેલને ઈરાકે માન્યતા આપી નથી એટલે એ આ કરારમાં જોડાઈ શકે નહિ. ૧૯૫૫માં બ્રિટન, પાકિસ્તાન અને ઈરાક આ કરારમાં જોડાયા. કરાર મુજબ એમાં જોડાયેલા દેશો પોતાની સલામતી અને સંરક્ષણના કાર્યમાં એકબીજાને -સહાય કરશે. એક સભ્ય દેશ પર હુમલો થાય તો બીજા સભ્ય–દેશો પણ એને પોતાના પર થયેલા હુમલા તરીકે ગણે એવી કોઈ જોગવાઈ કરારમાં નથી. કરારમાં ચાર સભ્ય દેશો જોડાતાં પ્રધાનોની કક્ષાએ એની કાયમી સમિતિની સ્થાપના કરવામાં આવી છે. આ ઉપરાંત -લશ્કરી સમિતિ અને આર્થિક સમિતિની સ્થાપના પણ કરાઈ છે.

અમેરિકા અને બ્રિટન આ કરારને મધ્ય પૂર્વમાં રશિયાની ઘૂસણખોરી થતી અટકાવવા માટેના સંરક્ષણ મોરચા તરીકે ગણે છે. અમેરિકા આ કરાર સંસ્થામાં સક્રિય રસ લે છે પણ એ એનું સીધું સભ્ય નથી.

આ કરાર સંસ્થાના સભ્યો નીચે મુજબ છે:

તુર્કી, ઈરાક, ઈરાન, ગ્રેટબ્રિટન અને પાકિસ્તાન.

## વોર્સો કરાર : પૂર્વ યુરોપ પારસ્પરિક સહાય કરાર

પૂર્વ યુરોપના કેટલાક પ્રદેશોએ એકબીજા સાથે સહકાર કરવા, મૈત્રી રાખવા અને અને એકબીજાને સહાય કરવા માટે ૧૯૫૫ના મે મહિનામાં વોર્સોમાં વીસ વર્ષના કરાર પર સહીઓ કરી હતી. કરારમાં જોડાયેલા સઘળા દેશોએ મળીને સંયુક્ત લશ્કરી તંત્ર પણ રચ્યું છે. બધા સભ્ય-દેશોએ કોઈ એક સભ્ય દેશ પર હુમલો થાય તો સર્વ-શક્તિથી એને સહાય કરવાની આ કરાર દ્વારા ખાતરી આપી છે. સામાન્ય રીતે એમાં પૂર્વ યુરોપના સામ્યવાદી દેશો જોડાયેલા છે અને પશ્ચિમના દેશો એને સામ્યવાદી દેશોની 'નાટો' સંસ્થા કહે છે.

વોર્સો કરારમાં જોડાયેલા સભ્ય દેશોના નામ આ પ્રમાણે છે:

અલ્બેરિયા, બલ્ગેરિયા, ચેકોસ્લોવેકિયા, પૂર્વ જર્મની, હંગેરી, પોલેન્ડ રુમાનિયા અને રશિયા

# ૧. અફઘાનિસ્તાન

વિસ્તાર : ૨,૫૦,૯૬૬ ચો. મા.
વસ્તી : ૧,૩૦,૦૦,૦૦૦
ખંડ : એશિયા
ભાષા : પુશ્તુ
પાટનગર : કાબૂલ

અફઘાનિસ્તાન પશ્ચિમ પાકિસ્તાનની સરહદે આવેલું સ્વતંત્ર રાષ્ટ્ર છે. એની પશ્ચિમે ઇરાન અને ઉત્તરે રશિયાની સરહદો છે. આ દેશનું પ્રાચીન નામ આર્યના હતું એવો ઉલ્લેખ પહેલી સદીના એક ગ્રીક ભૂગોળશાસ્ત્રીએ કરેલો છે. વસ્તી ૬૦.૫ ટકા પુશ્તુ, ૩૦.૭ ટકા તાજિક, ૫ ટકા ઉઝબેક અને ૩.૮ ટકા મોગોલિયન અને અન્ય જાતિઓના લોકોની છે. મોટા ભાગના અફઘાનો સુન્ની પંથના છે.

અફઘાનિસ્તાનને ઈ. સ. ૧૭૪૭ સુધી સ્વતંત્ર દરજ્જો પ્રાપ્ત થયો નહોતો. પહેલાં એ નામના આરબ અમલ નીચે નાનાંનાનાં રાજ્યોમાં વહેંચાયેલું હતું કે મોગલ સામ્રાજ્યના એક ભાગરૂપે હતું. કેટલોક સમય એ ભારત, ઇરાન અને ઉઝબેકિસ્તાન વચ્ચે વહેંચાયેલું રહ્યું હતું.

૧૮૮૦ની સાલમાં ગ્રેટ બ્રિટને અફઘાનિસ્તાનના અમીર તરીકે અબ્દુર રહેમાન ખાનને માન્ય રાખ્યા અને એમને દર વર્ષે આર્થિક સહાય પણ આપવા માંડી. ઈ. સ. ૧૮૮૦ થી ૧૯૦૧ દરમિયાન અમીર અબ્દુર રહેમાને આ દેશમાં મજબૂત મધ્યસ્થ સરકારની સ્થાપના કરી. ૧૯૦૧માં અબ્દુર રહેમાનના પુત્ર હબીબુલ્લાહ અમીર બન્ય

અને એમણે પ્રથમ વિશ્વયુદ્ધમાં અફઘાનિસ્તાનને તટસ્થ રાખ્યું. ૧૯૧૯માં થયેલી સંધિ મુજબ બ્રિટને અફઘાનિસ્તાનને સંપૂર્ણ સ્વતંત્ર દરજ્જો આપ્યો. ૧૯૨૧માં અફઘાનિસ્તાન અને ગ્રેટ બ્રિટન વચ્ચે થયેલી સંધિ મુજબ બંનેએ એકબીજાની સ્વતંત્રતાને માન્ય રાખી અને અફઘાનિસ્તાનની એ વખતે જે સરહદો હતી એનો બ્રિટને સ્વીકાર કર્યો. આ સંધિનું પાલન કરવાની પાકિસ્તાનની સરકારે, બ્રિટિશ સરકારની અનુગામી સરકાર તરીકે ખાતરી આપી છે. પણ પખતુનિસ્તાનની માગણી સંબંધે બંને દેશો વચ્ચે વિખવાદ ચાલે છે.

૧૯૨૭-૨૮માં અફઘાનિસ્તાનના એ વખતના રાજા અમાનુલ્લાહે યુરોપીય દેશોનો પ્રવાસ કર્યો અને એમાંથી પ્રેરણા લઈને અફઘાનિસ્તાનમાં પણ એકપત્નીત્વ, સ્ત્રી-સ્વાતંત્ર્ય જેવા સુધારાઓ અપનાવ્યા. આને લીધે ધર્મચુસ્ત તત્ત્વોએ બળવો કર્યો અને રાજાને દેશનિકાલ થવું પડ્યું. એ પછી રાજગાદી માટે થોડા ફેરફાર થયા બાદ બ્રિટિશરોની મદદથી જનરલ નાદિરશાહ સત્તા પર આવ્યા. અત્યારે એમના પુત્ર ઝહીરશાહ ગાદી પર છે.

## રાજ્યતંત્ર

૧૯૩૧ના બંધારણ પ્રમાણે અફઘાનિસ્તાનમાં બંધારણીય રાજાશાહીની સ્થાપના થયેલી છે. રાજા અને પ્રધાનમંડળના હાથમાં વહીવટી સત્તાઓ છે. સંસદ બે ધારાગૃહોની બનેલી છે. સેનેટના પચાસ સભ્યો છે, જેમને જિંદગીપર્યંત નીમવામાં આવે છે; જ્યારે નારીય કાઉન્સિલના ૧૭૧ સભ્યો ચૂંટાયેલા હોય છે. આ સિવાય એક ગ્રાન્ડ એસેમ્બ્લી છે, જે અત્યંત મહત્ત્વના પ્રસંગોએ જ બોલાવવામાં આવે છે.

અફઘાનિસ્તાન વિશ્વસંસ્થાનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

અફઘાનિસ્તાનની કુલ જમીનના પાંચ ટકા જેટલી જમીન પર જ ખેતી થાય છે. મુખ્ય ધંધો ખેતી ઉપરાંત ઘેટાં ઉછેરનો છે. ઘેટાંનાં ચામડાંની નિકાસનો વ્યાપાર સારો છે. ખેતી ઉત્પન્નોમાં સૂકો મેવો, ધાન્ય, તમાકુ, ફળ, શાકભાજી, રૂ વગેરેનો સમાવેશ થાય છે

દેશના ઉદ્યોગો હજુ બહુ વિકસ્યા નથી પણ સુતરાઉ અને ગરમ કાપડ, સાબુ, ચામડું, દીવાસળી અને ખાંડ જેવા ઉદ્યોગો વિકસી રહ્યા છે.

કોલસો, લોખંડ, તાંબું, સોનું, ચાંદી વગેરે ખનિજો મળે છે રશિયન સરહદ નજીક તેલના કૂવાઓ પણ છે.

અફઘાનિસ્તાનને રશિયા તરફથી સારી આર્થિક સહાય મળે છે અને રાષ્ટ્રસંસ્થાની ટેકનિકલ સહાય પણ એને મોટા પ્રમાણમાં મળે છે.

અફઘાનિસ્તાનના ચલણને 'અફઘાની' કહેવામાં આવે છે અને ૩૫૩.૪૪ અફઘાનીના સો રૂપિયા થાય છે. આ દેશની રાષ્ટ્રીય આવક ૮૦,૦૦,૦૦,૦૦૦ અફઘાનીની છે.

## શિક્ષણ અને ધર્મ

અફઘાનિસ્તાનમાં શિક્ષણ સામાન્યતઃ ફરજિયાત અને મફત છે. દેશના ઘણા ભાગમાં પ્રાથમિક શાળાઓ છે અને મુખ્ય મુખ્ય શહેરોમા માધ્યમિક શાળાઓ છે. કાબુલમાં વિદ્યાપીઠ છે. સત્તાવાર ભાષા પુશ્તુ છે પણ એ સિવાય ફારસી અને તુર્કી ભાષાનો પણ ઉપયોગ થાય છે.

દેશની વસ્તી ઇસ્લામ ધર્મ પાળે છે.

## ૨. અમેરિકાનાં સંયુક્ત રાજ્યો

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૩૬,૧૯,૬૫૫ ચો. મા. |
| વસ્તી | : | ૧૫,૪૧,૭૮,૩૯૧ |
| ખંડ | : | અમેરિકા |
| ભાષા | : | અંગ્રેજી |
| પાટનગર | : | વૉશિંગ્ટન ( ૮,૫૯,૦૦૦ ) |

અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં ૪૮ રાજ્યો અને એક જિલ્લાનો સમાવેશ થાય છે. અત્યારે જે અમેરિકાનો પ્રદેશ છે એ પ્રારંભમાં બ્રિટન, સ્પેન, ફ્રાંસ, હોલેન્ડ અને સ્વીડનનાં સંસ્થાનો હતાં. બ્રિટિશ સંસ્થાનોના નાગરિકોએ સૌ પ્રથમ બ્રિટન સામે લડાઈ કરી અને છેવટે બ્રિટને એમને સ્વતંત્રતા આપી. પ્રારંભમાં અમેરિકામાં તેર સંસ્થાનો જે પાછળથી તેર રાજ્યો બન્યાં એનો સમાવેશ થતો હતો. એ પછી ધીરેધીરે એક પછી એક એમાં નવા પ્રદેશો ભળતા ગયા અને છેવટે એનું અત્યારનું સ્વરૂપ બંધાયું. સૌ પ્રથમ સ્પેને ૧૬મી અને ૧૭મી સદીમાં અમેરિકામાં સંસ્થાનો સ્થાપવા માંડ્યાં. સોળમી સદીમાં અંગ્રેજો પણ આ પ્રદેશમાં આવ્યા અને વસવા લાગ્યા. ઘણા લોકો બ્રિટન અને બીજા દેશોમાં ધાર્મિક સ્વતંત્રતાનું જે દમન થતું હતું એનાથી બચવા માટે આ બાજુ ચાલ્યા આવ્યા હતા.

અત્યારે અમેરિકાનો એટલો બધો વિકાસ થયો છે કે એ દુનિયાનું પ્રથમ મહારાષ્ટ્ર બની ગયું છે. ૧૯૨૯ની મંદી પછી એનું અર્થતંત્ર પ્રમાણમાં ઘણું સ્થિર રહ્યું છે. રાજકારણની દૃષ્ટિએ આજે દુનિયા જે

બે જૂથ–સામ્યવાદી અને બિન–સામ્યવાદી–માં વહેંચાયેલી છે, તેમાં બિન–સામ્યવાદી જૂથનું આગેવાન અમેરિકા છે.

અમેરિકાના ઘણા પ્રદેશોમાં એક મુખ્ય પ્રશ્ન આદિવાસી હબસીઓનો છે. આ પ્રશ્ન ઉપર જ ત્યાં એકવાર આંતરવિગ્રહ પણ થયો હતો. હજુયે કેટલેક સ્થળે ખાસ કરીને દક્ષિણ અમેરિકામાં હબસીઓને અલગ રાખવા જેવો વ્યવહાર ચાલુ છે. લગભગ સાડાપંદર કરોડ માણસોની વસ્તીમાં હબસીઓની સંખ્યા આશરે દોઢ કરોડની છે.

અમેરિકાનું જીવનધોરણ ઘણું ઊંચું છે. સાધારણ મજૂરવર્ગના માણસને ત્યાં પણ મોટરગાડી, ટેલિવિઝન સેટ, રેફ્રીજરેટર વગેરે હોય છે. યુનોના સહાય કાર્યક્રમો હેઠળ અને સ્વતંત્ર રીતે પણ અમેરિકા ઘણા દેશોને આર્થિક–લશ્કરી સહાય કરે છે.

રાજ્યતંત્ર -

અમેરિકા સમવાયી પ્રજાસત્તાક રાજ્ય છે. સમવાયી સરકાર પાસે બંધારણમાં નક્કી થયેલા વિષયો બાબતની સત્તા છે. જે વિષયો નિશ્ચિત નથી એવા બાકીના વિષયો વિષેની સત્તા રાજ્યો પાસે છે.

ધારાકીય સત્તા બે ધારાગૃહોવાળી કોંગ્રેસને હસ્તક છે સેનેટમાં દરેક રાજ્યના બબ્બે સભ્યો બેસે છે, જે ચૂંટાયેલા હોય છે ત્રીજા ભાગના સભ્યો દર બે વર્ષે નિવૃત્ત થાય છે. પ્રતિનિધિગૃહની ચૂંટણી દર બે વર્ષે થાય છે.

વહીવટી સત્તા પ્રમુખને હસ્તક છે. પ્રમુખ બેથી વધુ વાર સત્તા પર રહી શકે નહિ. એમને સહાય કરવા માટે ઉપપ્રમુખ હોય છે. બંનેની ચાર વર્ષ માટે ચૂંટણી થાય છે. વહીવટી ખાતાંઓના વડાઓની નિમણૂક પ્રમુખ કરે છે, જે પ્રધાનમંડળ બને છે.

અમેરિકાનાં સંયુક્ત રાજ્યોમાં જોડાયેલ દરેક રાજ્યને પોતાનું બંધારણ અને ધારાસભા હોય છે. વહીવટી સત્તા ગવર્નરને હસ્તક છે.

મુખ્ય રાજકીય પક્ષો રિપબ્લિકન અને ડેમોક્રેટિક પક્ષ છે. બીજા પક્ષોમાં પ્રગતિગામી અને અન્ય નાના પક્ષોનો સમાવેશ થાય છે. અત્યારે રિપબ્લિકન પક્ષના પ્રમુખ આઈઝેનહોવર સત્તા પર છે, જેઓ બીજી વાર ચૂંટાઈ આવ્યા છે.

અમેરિકા વિશ્વસંસ્થા અને ઉત્તર આટલાંટિક કરાર સંસ્થાનું અને અગ્નિ એશિયા કરાર સંસ્થાનું સભ્ય છે.

અર્થતંત્ર અને ઉત્પાદન

અમેરિકા દુનિયાનું સૌથી વધુ સંપત્તિવાન અને સમૃદ્ધ રાજ્ય છે દુનિયાનું એક અગ્રગણ્ય ઔદ્યોગિક રાજ્ય છે. ખેતીનું ઉત્પાદન પણ ઘણું સારું છે. ખનીજ સંપત્તિ વિપુલ છે.

ખેતીની પેદાશમાં મુખ્ય પાક મકાઈ, ઘઉં, ઓટ, રૂનો છે. આ સિવાય જવ, ફળો, તમાકુ, બટેટા, શેરડી, રાઈ, તલીબીયાં, ચોખા, ભોંયસીંગ, સોયાબીન, ઓલિવનો પાક થાય છે.

ઔદ્યોગિક ઉત્પાદનમાં ભારે યંત્રો, વાહનો, વિમાનો, કાપડ, રસાયણો, તેલશુદ્ધિનાં કારખાનાં વગેરે લગભગ બધી જ વસ્તુઓનો સમાવેશ થાય છે. અણુશક્તિના વિકાસમાં પણ અમેરિકાએ પહેલ કર્યાં પછી એ ઘણું આગળ રહ્યું છે.

અમેરિકા યંત્રસામગ્રી, વાહનો, કાપડ, ધાતુઓ અને એની ઉત્પત્તો, રૂ, અનાજની નિકાસ કરે છે ત્યારે તાંબું, ટીન, હીરા, નિકલ, એલ્યુમિનિયમ, સીસું, કોફી, અખબારી કાગળ, રબર વગેરેની આયાત કરે છે.

અમેરિકાની ખનીજ સંપત્તિમાં તેલ, કોલસો, આયર્ન ઓર, પત્થર, ગંધક, મીઠું, લાઈમસ્ટોન, ઝિન્ક, સીસું, તાંબું, પોટાસિયમ, ચાંદી, પ્લેટીનમ, પારો, ટીટેનિયમ, લાખ, ટંગસ્ટન ઓર, એસ્બેસ્ટોસ વગેરેનો સમાવેશ થાય છે.

## શિક્ષણ અને ધર્મ

અમેરિકામાં ૭ થી ૧૬ વર્ષના વિદ્યાર્થીઓ માટે શાળાએ જવાનું ફરજિયાત છે. અમેરિકામાં ઉચ્ચ શિક્ષણ આપતી યુનિવર્સિટિઓ, કૉલેજો અને શાળાઓ સારા પ્રમાણમાં વિકાસ પામેલી છે. ઉદ્યોગોને લગતી તેમ જ વિજ્ઞાન અને અન્ય વ્યવસાયો માટેની શિક્ષણ સંસ્થાઓ પણ મોટી સંખ્યામાં છે.

લોકોનો મુખ્ય ધર્મ પ્રોટેસ્ટંટ છે. આ સિવાય રોમન કૅથોલિક અને બીજા ધર્મો પાળનારાઓની વસ્તી પણ છે.

## અમેરિકાના પ્રદેશો

આલાસ્કા અને હવાઈ એ અમેરિકાના સ્વશાસન ભોગવતા પ્રદેશો છે. અમેરિકાના અમલ હેઠળના પ્રદેશો નીચે પ્રમાણે છે:

પૅસિફિક સમુદ્રમાં આવેલા અમેરિકન સેમોઆ, બેકર, હોવલેન્ડ અને જરવીસના ટાપુઓ, આટલાંટિક અને પૅસિફિક સમુદ્રની વચ્ચે આવેલો પનામાની નહેરનો વિસ્તાર, પૅસિફિક સમુદ્રમાં આવેલા કેન્ટન અને ઈન્ડેરબરી ટાપુઓ, ગોમ ટાપુ, જોહન્સ્ટન ટાપુ, કિંગમેન રીફ, પાલમીરા, વર્જીન ટાપુઓ અને વેક ટાપુ.

અમેરિકાના વાલીપણા નીચેના પ્રદેશો આ પ્રમાણે છે:

ફિલિપીન્સની પૂર્વે આવેલા મેરિયાના ટાપુઓ, કૅરોલીન ટાપુઓ અને કૅરોલીનાની પૂર્વે આવેલા માર્શલ ટાપુઓ.

## ૩. અલ્જીરિયા

વિસ્તાર : ૮,૪૬,૧૨૪ ચો. મા.
વસ્તી : ૯૫,૩૧,૦૦૦
ખંડ : આફ્રિકા
ભાષા : અરેબિક, ફ્રેંચ
પાટનગર : અલ્જીયર્સ (૩,૫૫,૦૪૦)

ઉત્તર આફ્રિકામાં આવેલું અલ્જીરિયા ઈ. સ. પૂર્વે ૧૪૬માં કાર્થેજના પતન બાદ રોમન સસ્થાન બન્યું. સાતમી, અગિયારમી અને બારમી સદીમાં આરબોએ એના પર વર્ચસ્વ જમાવ્યું હતું. એ બાદ ૧૫૧૮માં એ તુર્કીના કબજામા આવ્યું. એ પછી ૩૦૦ વર્ષે ૧૮૩૦ માં ફ્રાંસે એના પર કબજો મેળવ્યો અને હવે અલ્જીરિયા ફ્રાંસ સાથે જોડાયેલા એક પ્રદેશ તરીકેનો દરજ્જો ભોગવે છે. અત્યારે અલ્જીરિયામાં રાષ્ટ્રવાદીઓ સ્વતંત્રતા માટેનું આંદોલન ચલાવી રહ્યા છે અને એને દબાવવા માટે ફ્રાંસને ત્યાં ભારે દમનરાજ ચલાવવું પડે છે. બંને પક્ષે ખૂનખાર લડાઈઓ થાય છે. થોડા સમય પહેલાં ફ્રાંસની ધારાસભાએ અલ્જીરિયામાં કેટલાક રાજકીય સુધારા દાખલ કરવાનો નિર્ણય લીધો છે પણ રાષ્ટ્રવાદીઓ સંપૂર્ણ સ્વતંત્રતા માગે છે.

### રાજ્યતંત્ર

અલ્જીરિયા હકીકતમાં ફ્રાંસનો એક ભાગ જ છે. ફ્રાંસની રાષ્ટ્રીય ધારાસભામાં અલ્જીરિયાના ૧૪ સેનેટરો અને ૩૦ ડેપ્યુટી બેસે છે. ૧૯૪૭ના ઓગસ્ટમાં કરાયેલા એક ધારા મુજબ અલ્જીરિયાને ચૂંટાયેલી ધારાસભા આપવામા આવી છે. પણ આમ છતાં યે સત્તા તો

અલ્જીરિયા માટેના પ્રધાનને હસ્તક જ છે આ પ્રધાન ફ્રેંચ પ્રધાન મંડળના સભ્ય હોય છે

## અર્થતંત્ર અને ઉત્પાદન

રાજ્યની ખેડાણ યોગ્ય કુલ જમીનની ત્રીજા ભાગની જમીન ફ્રેંચ અને બીજા યુરોપિયન વસાહતીઓની માલિકીની છે મુખ્ય પાક ઘઉં, જવ અને ઓટ છે અલ્જીરિયા દારૂ ઉત્પન્ન કરતો એક મુખ્ય દેશ છે આ સિવાય ઓલિવ વૃક્ષો, તમાકુ, શાકભાજી, ખજૂર વગેરે થાય થાય છે તેલ, ચામડું, દીવાસળી વગેરે વ્યવસાયો મહદ્ અંશે યુરોપિયનો હસ્તક છે અલ્જીરિયા દારૂ, આયર્ન ઓર અને ફળોની નિકાસ કરે છે જ્યારે પેટ્રોનિયમ, યંત્રસામગ્રી વગેરેની આયાત કરે છે

અહીં લોખંડ, તાંબુ, જસત વગેરે ખનિજો મળે છે

## શિક્ષણ અને ધર્મ

અલ્જીરિયામા યુરોપિયનો માટેની પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ ફ્રેંચ ધોરણ મુજબ ચાલે છે મોટા ભાગના દેશી લોકોના વિદ્યાર્થીઓ પ્રાથમિક શિક્ષણથી આગળ વધતા નથી ફ્રેંચ ભાષાનો બહોળો ઉપયોગ છે પણ ૧૯૪૬થી અરેબિક ભાષા શાળાઓમા ફરજિયાત શીખવવામા આવે છે અલ્જીયર્સમા વિદ્યાપીઠ પણ છે

૮૬ ટકા જેટલી વસ્તી દેશી લોકોની છે, ૧૨ ટકા ફ્રેંચો અને બે ટકા જેટલા યુરોપિયનો છે

અલ્જીરિયાના લોકો ઇસ્લામ, રોમન કેથોલિક અને યહૂદી ધર્મ પાળે છે

## ૪. અલ સાલ્વેડૉર

વિસ્તાર : ૮,૨૬૦ ચો. મા.
વસ્તી : ૨૨,૬૮,૪૬૪
ખંડ : અમેરિકા
ભાષા : સ્પેનિશ
પાટનગર : સાન સાલ્વેડૉર (૧,૮૦,૭૧૩)

અલ સાલ્વેડૉર મધ્ય અમેરિકામાં આવેલું સૌથી નાનું રાજ્ય છે. ૧૮૨૧ સુધી આ વિસ્તાર ગ્વાટેમાલાનો એક ભાગ હતો. ૧૮૩૯ માં એને સ્વતંત્ર પ્રજાસત્તાકનો દરજ્જો મળ્યો. એ પછી સામાન્ય રીતે ત્યાં વખતોવખત ક્રાંતિઓ અને સત્તાપલટા થયા કરે છે.

**રાજ્યતંત્ર**

દેશનું વહીવટી તંત્ર પ્રમુખને હસ્તક છે. જેની ચૂંટણી દર ૭ વર્ષે થાય છે. ધારાકીય સત્તા ૫૪ સભ્યોની ધારાસભાને હસ્તક છે.

અલ સાલ્વેડૉર વિશ્વસંસ્થાનું સભ્ય છે.

**અર્થતંત્ર અને ઉત્પાદન**

અલ સાલ્વેડૉર ખેતી પર આધાર રાખતો દેશ છે. મુખ્ય પાક કૉફીનો છે. આ સિવાય ધાન્ય, શેરડી, ચોખા, તમાકુ, કોકો, ગળી, મિલેટ વગેરેનો પાક થાય છે. સોનું, ચાંદી, કોલસો, તાંબું, લોખંડ, ઝિન્ક, પારો અને ગંધક વગેરે ખનીજો મળે છે.

**શિક્ષણ અને ધર્મ**

દેશમાં શિક્ષણ મફત અને ફરજિયાત છે. લગભગ ૫૭ ટકા વસ્તી નિરક્ષર છે.

મોટા ભાગની વસ્તી રોમન કૅથોલિક ધર્મ પાળે છે.

## ૫. અલાસ્કા

વિસ્તાર : ૫,૮૪,૪૦૦ ચો. મા.
વસ્તી : ૨,૦૯,૦૦૦
ખંડ : અમેરિકા
પાટનગર : જુનો ( ૬,૨૦૦ )

કેનેડાની વાયવ્ય સરહદે આવેલા આ દ્વીપકલ્પ પર પહેલાં રશિયન ગવર્નરનો વહીવટ હતો પણ ૧૮૬૭માં અમેરિકાએ ૭૨ લાખ ડૉલર આપી આ પ્રદેશ ખરીદી લીધો ત્યારથી તેના પર અમેરિકાનો વહીવટ ચાલે છે. અમેરિકાના કબ્જા હેઠળ જે પ્રદેશો છે એમાં અલાસ્કા એ સૌથી મોટો પ્રદેશ છે. અલાસ્કાના પ્રદેશમાં એલેશિયન ટાપુઓનો પણ સમાવેશ થાય છે. અલાસ્કાને સ્વતંત્ર દરજ્જો આપવા માટે અમેરિકન સેનેટમાં અવારનવાર ચર્ચા થાય છે પણ હજુ સુધી એનું કંઈ પરિણામ આવ્યું નથી. અલાસ્કાને અમેરિકાના એક રાજ્ય તરીકેનો દરજ્જો આપવાને લગતો ધારો પણ કોંગ્રેસ સમક્ષ છે.

### રાજ્યતંત્ર

અલાસ્કાનું વહીવટી તંત્ર ગવર્નર અને ધારાસભાને હસ્તક છે. અમેરિકાના પ્રમુખ ગવર્નરની નિમણૂક ચાર વર્ષ માટે કરે છે. દેશમાં બે ગૃહોવાળી ધારાસભા છે, એમાં સેનેટના સોળ સભ્યો અને પ્રતિનિધિગૃહના ૨૪ સભ્યો હોય છે. અલાસ્કા દર બે વર્ષે પોતાનો એક પ્રતિનિધિ અમેરિકાની કોંગ્રેસ માટે ચૂંટે છે. આ પ્રતિનિધિને કોંગ્રેસમાં મતાધિકાર નથી હોતો.

અર્થતંત્ર અને ઉત્પાદન

અલાસ્કાનો મુખ્ય વ્યવસાય માછલીઓ પકડવાનો છે. આ સિવાય ખનીજ અને લાકડું પણ પુષ્કળ પ્રમાણમાં મળે છે. ખનીજોમાં સોનું, ટીન, પ્લેટીનમ, કોલસો, ચાંદી, પારો, ટંગસ્ટન મળે છે.



## ૬. આઇસલેન્ડ

વિસ્તાર : ૩૯,૭૬૮ ચો. મા.
વસ્તી : ૧,૬૨,૩૯૧
ખંડ : યુરોપ
પાટનગર : રૈકેજેવીક (૬૩,૬૬૬)

ઈ. સ. ૯૩૦ ની સાલમાં આઇસલેન્ડના સ્વતંત્ર પ્રજાસત્તાકની સ્થાપના કરાઈ હતી. આ સાલમાં અમલમાં આવેલા બંધારણમાં લોકશાહી તંત્રની અને ચૂંટાયેલી ધારાસભા, જેને આલ્થીંગ કહેવામાં આવે છે એની જોગવાઈ કરવામાં આવી હતી. આ આલ્થીંગ દુનિયામાં સૌથી જૂની ધારાસભા છે. આઈસલેન્ડ ૧૨૬૩ થી ૧૩૮૧ સુધી નોર્વેના અને એ પછી ડેન્માર્કના અમલ નીચે રહ્યું. ૧૯૧૮માં ડેન્માર્કે આઈસલેન્ડનો અલગ રાજ્ય તરીકે સ્વીકાર કર્યો પણ આમ છતાં યે એ ડેનિશ રાજાના અમલ નીચે તો રહ્યું જ. છેવટે ૧૯૪૪માં લોકમત લેવાયો અને આઈસલન્ડ સંપૂર્ણ સ્વતંત્ર પ્રજાસત્તાક બન્યું.

### રાજ્યતંત્ર

પ્રજાસત્તાકના પ્રમુખની ચૂંટણી દર ચાર વર્ષે થાય છે. રાજ્યની વહીવટી સત્તા વડા પ્રધાન અને એના પ્રધાનમંડળને હસ્તક છે. આલ્થીંગ બે ધારાગૃહોની બનેલી સંસદ છે. એક ધારાગૃહના ૧૭ સભ્યો અને બીજાના ૩૫ સભ્યો છે. બને ધારાગૃહોને સમાન ધારાકીય સત્તાઓ છે.

આઈસલેન્ડ વિશ્વસંસ્થાનું અને ઉત્તર આટલાંટિક કરાર સંસ્થાનું સભ્ય છે. આઈસલેન્ડને પોતાનું લશ્કર, નૌકાદળ કે વિમાની દળ નથી પણ ઉત્તર આટલાંટિક કરાર નીચે અમેરિકન લશ્કર ત્યાં એના રક્ષણ માટે રહે છે.

### અર્થતંત્ર અને ઉત્પાદન

આઈસલેંડ બહુ વિકાસ પામેલો દેશ નથી. એની મુખ્ય નિકાસની વસ્તુઓ માછલી અને માછલીની બનાવટો, તેલ અને ઘેટાનાં ચામડાં છે. બટેટા એ મુખ્ય પાક છે. મુખ્ય વ્યવસાય ખેતી અને ઘેટાં ઉછેર છે.

### શિક્ષણ અને ધર્મ

આઈસલેંડમાં નિરક્ષરતા જરા પણ નથી ૭ થી ૧૫ વર્ષની ઉમરના વિદ્યાર્થીઓ માટે શિક્ષણ ફરજિયાત છે છૂટાછવાયા વિસ્તારોમાં શિક્ષણ આપવા માટે હરતી-ફરતી શાળાઓ છે. ભાષા આઈસલેન્ડીય છે પણ ડેનિશ ભાષા લોકો સારી રીતે જાણે છે.

આઈસલેંડમાં દુનિયામાં જનસંખ્યાની સરખામણીએ પ્રગટ થતાં પુસ્તકો, સામયિકો અને અખબારો સૌથી વધુ પ્રમાણમાં પ્રગટ થાય છે

લોકો ઈવેન્જેલીકલ લ્યુથેરન ધર્મ પાળે છે

# ૭. આઉટર મોંગોલિયા

વિસ્તાર : ૬,૧૪,૩૫૦ ચો. મા.
વસ્તી : ૧૦,૦૦,૦૦૦
ખંડ : એશિયા
ભાષા : મોંગોલિયન, રશિયન
પાટનગર : ઉલન બેટોર (૧,૦૦,૦૦૦)

સોવિયેટ રશિયા અને ચીનની સરહદે આવેલું મોંગોલિયાનું પ્રજાસત્તાક ઐતિહાસિક મોંગોલ જાતિની માતૃભૂમિ છે. ૧૩ મી સદીમાં કુબ્લાઈ ખાનની સત્તા નીચે મોંગોલોની સત્તા ઘણી વિસ્તરી હતી. મોંગોલિયાએ ૧૬૮૯ માં ચીનની સત્તાનો સ્વીકાર કર્યો હતો પણ ૧૯૧૧ માં ઉત્તરના મોંગોલ સરદારોએ ચીનના અધિકારીઓને હાંકી કાઢીને સ્વતંત્રતાની ઘોષણા કરી. પણ ૧૯૨૪ માં રશિયાએ મોંગોલિયા પરના ચીનના સાર્વભૌમત્વનો સ્વીકાર કર્યો. છેવટે ૧૯૪૫ માં ચીન અને રશિયા વચ્ચે થયેલી એક સંધિ મુજબ આઉટર મોંગોલિયાની સંપૂર્ણ સ્વતંત્રતાનો ચીને સ્વીકાર કર્યો છે

**રાજ્યતંત્ર**

મોંગોલિયા પ્રજાસત્તાક રાજ્ય છે. પણ સોવિયેટ સંઘની રાજ્યપદ્ધતિની એના પર ઘણી અસર છે. પાર્લામેન્ટની ચૂંટણી પુખ્ત, મતાધિકારના ધોરણે થાય છે અને ત્રણ વર્ષમાં એકાદ વાર એની બેઠક મળે છે. પાર્લામેન્ટ પોતાનામાંથી ત્રીસ સભ્યોની કારોબારી સમિતિ પસંદ કરે છે, જે સાત સભ્યોનું અધ્યક્ષ મંડળ ચૂંટે છે. કારોબારી સમિતિએ નીમેલ દસ પ્રધાનોનું પ્રધાનમંડળ રાજ્યનો વહીવટ ચલાવે છે.

અર્થતંત્ર અને ઉત્પાદન

વસ્તીનો મુખ્ય વ્યવસાય પશુ ઉછેરનો છે. ખેતી માટે યોગ્ય જમીનનું પ્રમાણ મોટું નથી આમ છતાં યે ઘઉં, બીજું ધાન્ય અને રાઈ નો સાધારણ પાક લેવામાં આવે છે.

ઔદ્યોગિક કારખાનાં અલ્પ સંખ્યામાં છે. પણ જે છે તે બધાં કારખાનાં અને વેપારનું રાષ્ટ્રીયકરણ કરવામાં આવ્યું છે. વિદેશો સાથેનો વેપાર પણ રાજ્ય હસ્તક છે અને રશિયા તેમ જ ચીન સાથે મોટે ભાગે વેપાર કરવામાં આવે છે. પશુ, ઊન, ચામડાં, માંસ અને ફરની નિકાસ કરવામાં આવે છે. દેશે વિકાસ માટે પંચવર્ષીય યોજના પણ તૈયાર કરી છે.

શિક્ષણ

મોંગોલિયા નિયમિત રીતે વિદ્યાર્થીઓને રશિયામાં હુન્નરી જ્ઞાન લેવા માટે મોકલે છે. દેશમાં પ્રાથમિક શાળાઓ, માધ્યમિક શાળાઓ, ટેકનિકલ શાળાઓ અને ઉચ્ચ કક્ષાનું બીજું શિક્ષણ આપતી સંસ્થાઓ ઠીક સંખ્યામાં છે.



## ૮. આર્જેન્ટિના

વિસ્તાર : ૧૦,૮૪,૩૫૯ ચો. મા.
વસ્તી : ૧,૯૪,૭૦,૦૦૦
ખંડ : અમેરિકા
ભાષા : સ્પેનિશ, ઇટાલિયન
પાટનગર : બ્યુનોસએરેસ ( ૩૫,૫૫,૦૦૦ )

આર્જેન્ટિનાની શોધ સોળમી સદીના પ્રારંભમાં થઈ. પ્રારંભમાં દેશ સ્પેનના કબજામાં હતો. ૧૮૦૬–૭માં બ્રિટિશ દળોએ એના પર હુમલો કરેલો પણ એ નિષ્ફળ ગયેલો હતો. નેપોલિયને સ્પેન જીતી લીધું ત્યારે આર્જેન્ટિનાએ ૧૮૧૦માં સ્પેનના રાજાને નામે પોતાની સરકારની સ્થાપના કરી. ૧૮૧૬માં આર્જેન્ટિનાએ પોતાની સ્વતંત્રતાની ઘોષણા કરી. એ પછી દેશના વિવિધ પ્રદેશો વચ્ચે વિખવાદ જાગ્યો પણ ૧૮૨૯થી ૧૮૩૨ દરમિયાન દેશને સંગઠિત કરવામાં એ વખતના સરમુખત્યાર જોન મેન્યુઅલને સફળતા મળી. પ્રથમ વિશ્વયુદ્ધમાં અને બીજા વિશ્વયુદ્ધના પ્રારંભમાં આર્જેન્ટિના તટસ્થ રહ્યું હતું પણ બીજા યુદ્ધમાં પાછળથી એણે જર્મની અને એના સાથીઓ સામે યુદ્ધ જાહેર કર્યું હતું. ૧૯૪૬માં પ્રમુખ તરીકે જોન ડી પેરોનની ચૂંટણી થઈ. એણે કોંગ્રેસ પર પોતાનું વર્ચસ્વ સ્થાપ્યું અને પોતાના ટેકેદારોને એમાં સ્થાન મળે એવી વ્યવસ્થા કરી. ૧૯૫૨માં પણ એની પુનઃ પ્રમુખ તરીકે ચૂંટણી થઈ. આર્જેન્ટિનામાં એણે કેટલાક સુધારા દાખલ કર્યા પણ એણે એકહથ્થુ સત્તાનો ઉપયોગ કરવા માંડયો અને એની સામેના અસંતોષને પરિણામે ૧૯૫૫માં એની સામે બળવો થયો અને એને દેશ છોડી ચાલ્યા જવું પડ્યું.

**રાજ્યતંત્ર**

આર્જેન્ટિના પ્રજાસત્તાક રાજ્ય છે. ૨૨ પ્રાન્તો અને એક જિલ્લાનું બનેલું એ સમવાયતંત્ર છે. પ્રમુખ અને ઉપપ્રમુખની દર છ વર્ષે સીધા મતદાનથી ચૂંટણી થાય છે પ્રમુખ એના પ્રધાનમંડળની નિમણૂક કરે છે. ઉપપ્રમુખ સેનેટનું પ્રમુખસ્થાન લે છે પણ એ સિવાય એને બીજી કોઈ ખાસ સત્તા નથી.

ધારાકીય સત્તા બે ધારાગૃહોવાળી કોંગ્રેસને હસ્તક છે. ૪૬ સભ્યોની સેનેટની ચૂંટણી દર 'નવ વર્ષે' પ્રાંતિક ધારાસભાઓ દ્વારા

થાય છે. ચેમ્બર ઑફ ડેપ્યુટીની ચૂંટણી સીધા મતદાનથી દર ચાર વર્ષે થાય છે.

આર્જેન્ટિના વિશ્વસંસ્થાનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

આર્જેન્ટિનાનો ખેતી અને પશુઉછેર એ એક આગળ પડતો વ્યવસાય છે. મુખ્ય પાક રૂ, શેરડી, ફળોનો છે. આ સિવાય ઘઉં, રાઈ, જવ, ઓટ, મકાઈ અને ચોખાનો પાક થાય છે.

બીજા વિશ્વયુદ્ધ દરમિયાન ઔદ્યોગિક વિકાસ સાધવાના દેશે પ્રયાસ કર્યા હતા. મુખ્ય ઉદ્યોગોમાં માંસ પેકીંગ, કાપડ, ખાંડ, ડેરી ઉત્પન્નો, પોલાદ, જીપગાડીઓ વગેરેનો સમાવેશ થાય છે.

આર્જેન્ટિના ધાન્ય, માંસ, ઊન અને ચામડાંની નિકાસ કરે છે; જ્યારે યંત્રો, વાહનો, બળતણ, લોખંડ અને પોલાદની આયાત કરે છે.

આર્જેન્ટિનામાં તેલ મળે છે. એ સિવાય બીજાં ખનીજોમાં કોલસો, ટંગસ્ટન, સીસું, સોનું, ઝિન્ક, ટીન અને ચાંદીનો સમાવેશ થાય છે પણ આ ખનીજો બહુ થોડા પ્રમાણમાં મળે છે.

## શિક્ષણ અને ધર્મ

આર્જેન્ટિનામાં મફત અને ફરજિયાત શિક્ષણ આપવામાં આવે છે. લેટિન અમેરિકાના બીજા દેશોની સરખામણીમાં નિરક્ષરતાનું પ્રમાણ આ દેશમાં ઓછું છે. આર્જેન્ટિનામાં ૭ વિદ્યાપીઠો છે.

દેશની ૯૨ ટકા વસ્તી રોમન કૅથોલિક ધર્મ પાળે છે જ્યારે બાકીની વસ્તી પ્રોટેસ્ટંટ, યહૂદી અને બીજા ધર્મો પાળે છે.

## ૯. આરબ સમવાયતંત્ર

ઇજિપ્ત, સીરિયા અને યેમનના સંયુક્ત આરબ પ્રજાસત્તાકની રચના થવા સાથે જ ઇરાક અને જોર્ડને પણ જોડાણ સાધ્યું છે અને આરબ સમવાયતંત્રની રચના કરી છે. ઇરાક અને જોર્ડન એક થતાં ૨,૧૦,૦૦૦ ચો. મા. જેટલો વિસ્તાર અને ૬૬ લાખ આરબો એક અમલ નીચે આવ્યા છે. ઇરાક અને જોર્ડન બંનેમાં રાજાશાહીનો અમલ છે.

**ઇરાક**

વિસ્તાર : ૧,૭૧,૫૯૯ ચો. મા.
વસ્તી : ૫૨,૦૦,૦૦૦
ખંડ : એશિયા
ભાષા : અરેબિક
પાટનગર : બગદાદ ( ૩,૬૪,૦૪૯ )

ઇરાકની પૂર્વે ઇરાન, ઉત્તરે તુર્કી, પશ્ચિમે સીરિયા અને જોર્ડન અને દક્ષિણે સાઉદી અરેબિયા છે. ઇરાક પહેલાં મેસોપોટેમિયા તરીકે ઓળખાતું અને તુર્કી સામ્રાજ્યના એક ભાગરૂપ હતું. પ્રથમ વિશ્વ-યુદ્ધ બાદ ૧૯૨૦માં બ્રિટનના રાજ્યઅમલ નીચે આવ્યું પણ ૧૯૨૨માં ઇરાન પરના બ્રિટિશ મેન્ડેટનો અંત આવ્યો. બીજા વિશ્વયુદ્ધમાં બ્રિટિશ દળોએ ઇરાકનો કબજો લીધો હતો. પણ યુદ્ધ બાદ એને પુનઃ સ્વતંત્ર દરજ્જો પ્રાપ્ત થયો.

**રાજ્યતંત્ર**

ઇરાકમાં બંધારણીય રાજાશાહીનો અમલ છે. ધારાકીય સત્તા એ ધારાગૃહોવાળી પાર્લામેન્ટને હસ્તક છે. આમાંથી ચેમ્બર ઑફ

ડેપ્યુટીની ચૂંટણી દર ચાર વર્ષે થાય છે જ્યારે સેનેટના સભ્યોની નિમણૂક રાજા દર આઠ વર્ષે કરે છે. વહીવટી સત્તા રાજા, વડા પ્રધાન અને પ્રધાનમંડળને હસ્તક છે. કાયદો કરીને રાજકીય પક્ષો નાબૂદ કરવામાં આવ્યા છે. ઇરાકના અત્યારના રાજા ફૈઝલ બીજા છે.

ઇરાક વિશ્વસંસ્થા, આરબ લીગ અને બગદાદ કરારનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

ઇરાકના અર્થતંત્રનો આધાર તેલ પર છે. ઇરાક દુનિયાનું સૌથી વધુ મોટું તેલ-ઉત્પાદક રાષ્ટ્ર છે. વિવિધ તેલ કંપનીઓ દ્વારા થતા નફાનો ૫૦ ટકા હિસ્સો રાજ્યને મળે છે. ૬૦ ટકા વસ્તી ખેતી કાર્યમાં રોકાયેલી છે. મુખ્ય પાક જવ, ઘઉં, ખજૂર અને ચોખાનો છે. ઉદ્યોગોમાં તેલશુદ્ધિનાં કારખાનાં, કાપડ, દારૂ બનાવવાનો, સિમેન્ટ વગેરેનો સમાવેશ થાય છે. ઇરાક તેલ ઉપરાંત જવ અને ખજૂરની નિકાસ કરે છે. દેશમાં લોખંડ અને પોલાદ, મશીનરી વગેરેની આયાત થાય છે. ખનીજ સંપત્તિમાં તેલ ઉપરાંત મીઠું, આયર્ન ઓર, કોલસો, ગંધક, આરસ, લાઈમસ્ટોનનો સમાવેશ થાય છે.

## શિક્ષણ અને ધર્મ

દેશમાં પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત છે. ઇરાકમાં વિદ્યાપીઠ નથી. ૧૯૫૫માં ૧,૮૨૫ પ્રાથમિક શાળાઓ અને ૨૦૩ માધ્યમિક શાળાઓ હતી.

ઇરાકની મોટા ભાગની વસ્તી ઇસ્લામ ધર્મ પાળે છે.

## જૉર્ડન

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૩૭,૨૬૪ ચો. મા. |
| વસ્તી | : | ૧૪,૭૧,૦૦૦ |
| ખંડ | : | એશિયા |
| ભાષા | : | અરેબિક |
| પાટનગર | : | અમ્માન (૨,૦૨,૦૦૦) |

ઈ. સ ૧૦૬ ની સાલમાં જોર્ડન અરેબિયાના રોમન પ્રાંતનો એક ભાગ હતું. સોળમી સદીમાં તુર્કીએ એના પર કબજો જમાવ્યો. પ્રથમ વિશ્વયુદ્ધમાં તુર્કી પાસેથી બ્રિટને એના પર વર્ચસ્વ જમાવ્યું પણ ૧૯૨૧ મા રાજા અબ્દુલ્લા ઈબ્ન હુસેનના રાજ્યઅમલ નીચે મૂકવામાં આવ્યું. ૧૯૨૩ માં બ્રિટને પુનઃ એના પર પોતાનો અમલ સ્થાપ્યો. બીજા વિશ્વયુદ્ધમાં જોર્ડન બ્રિટનને પડખે રહ્યું અને ૧૯૪૬ માં એને સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત થઈ. ૧૯૪૮ માં ઇઝરાયેલ સાથેની લડાઈમાં પેલેસ્ટાઈનનો જે ભાગ જોર્ડને કબ્જે કર્યો હતો એને જોર્ડનમાં ભેળવી દેવામાં આવેલ છે.

## રાજ્યતંત્ર

જોર્ડનમાં બંધારણીય રાજાશાહીનો અમલ છે. ધારાકીય સત્તા બે ધારાગૃહોવાળી પાર્લામેન્ટને હસ્તક છે. પ્રતિનિધિગૃહના ૪૦ સભ્યોની ચૂંટણી દર ચાર વર્ષે થાય છે ત્યારે સેનેટના ૨૦ સભ્યોની નિમણૂક રાજા કરે છે. વહીવટી સત્તા રાજા, વડા પ્રધાન અને પ્રધાનમંડળને હસ્ત છે. અત્યારના રાજા હુસેન પહેલા છે.

મુખ્ય રાજકીય પક્ષ રાષ્ટ્રીય સમાજવાદી પક્ષ છે.

જોર્ડન વિશ્વસંસ્થા અને આરબ લીગનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

જોર્ડનમાં મુખ્ય ખેતી ઉત્પન્નોમાં ઘઉં, જવ, દ્રાક્ષ, ઓલિવ, તમાકુનો સમાવેશ થાય છે. મોટા પાયા પરના કોઈ ઉદ્યોગો વિકસેલા નથી પણ દારૂ બનાવવાના, કાપડ અને સિમેન્ટને લગતા ઉદ્યોગો ચાલે છે. જોર્ડન ખાદ્ય પદાર્થો અને પશુઓની નિકાસ કરે છે ત્યારે ખનીજ તેલ, કાપડ વગેરેની આયાત કરે છે. ફોસ્ફેટ અને પોટાશની ખાણોનો વિકાસ કરાઈ રહ્યો છે. પેટ્રોલિયમ માટે તપાસ ચાલે છે. તેલની પાઈપ લાઈનો જોર્ડનમાંથી પસાર થાય છે.

### શિક્ષણ અને ધર્મ

જોર્ડનની અર્ધી વસ્તી નિરક્ષર છે. ૧૯૫૨ માં દેશમાં ૭૮૩ પ્રાથમિક શાળાઓ અને ૭૨ માધ્યમિક શાળાઓ હતી.

દેશની મોટા ભાગની વસ્તી ઇસ્લામ ધર્મ પાળે છે.



## ૧૦. આલ્બેનિયા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૧૧,૧૦૦ ચો. મા. |
| વસ્તી | : | ૧૩,૯૪,૩૧૦ |
| ખંડ | : | યુરોપ |
| ભાષા | : | આલ્બેનિયન |
| પાટનગર | : | તિરાના ( ૮૦,૦૦૦ ) |

આલ્બેનિયાના નાના, પછાત રાજ્યનું મહત્ત્વ બીજા વિશ્વયુદ્ધ બાદ એના રશિયા સાથેના નિકટના સંબંધને લીધે અને એડ્રિયાટિક સમુદ્રના મુખ ઉપર આવેલું હોવાથી વધી ગયું છે. રોમન સામ્રાજ્યનો અંત આવ્યો એ બાદ આલ્બેનિયા બિઝેન્ટિન સામ્રાજ્યના વર્ચસ્વ નીચે આવ્યું. એ બાદ લગભગ ચાર સદી સુધી એના પર તુર્કીનો કબજો રહ્યો ૧૯૧૨ મા એ સ્વતંત્ર થયુ ૧૯૨૫ મા આલ્બેનિયાને પ્રજાસત્તાક બનાવવામા આવ્યુ પણ ત્રણ વર્ષ પછી એના એ વખતના પ્રમુખે પોતાને રાજા તરીકે જાહેર કર્યો

બીજા વિશ્વયુદ્ધ બાદ બ્રિટન, અમેરિકા અને રશિયાએ જનરલ એનવર હોક્ઝાની સરકારને માન્યતા આપી પણ ૧૯૪૫–૪૬ મા દેશમા થયેલી ચૂંટણીઓમા સામ્યવાદી પક્ષનું વર્ચસ્વ આવી ગયુ. બંધારણસભાએ

આલ્બેનિયાને સ્વતંત્ર પ્રજાસત્તાક જાહેર કર્યું. ગ્રેટ બ્રિટન અને અમેરિકાએ એની સાથેના સંબંધો તોડી નાખ્યા ત્યારે રશિયાએ એને સંપૂર્ણ સ્વીકૃતિ આપી. વહીવટતંત્ર પર સામ્યવાદી પક્ષનો પૂરેપૂરો અંકુશ છે.

આલ્બેનિયામાં ૬૫-ટકા વસ્તી મુસ્લિમોની છે.

રાજ્યતંત્ર

૧૯૪૫ના બંધારણ મુજબ આલ્બેનિયામાં પ્રજાસત્તાકની સ્થાપના થઈ છે. સર્વોપરી સત્તા રાષ્ટ્રીય ધારાસભાને હસ્તક છે. વડા પ્રધાનની આગેવાની નીચે પ્રધાનમંડળ વહીવટીતંત્ર ચલાવે છે અને ધારાસભાને જવાબદાર છે. આલ્બેનિયાના પ્રમુખ હાડજી લેશી અને વડા પ્રધાન મહમદ શેહુ છે.

આલ્બેનિયા વિશ્વસંસ્થાનું સભ્ય છે.

અર્થતંત્ર અને ઉત્પાદન

આલ્બેનિયાનું અર્થતંત્ર ખેતી પર આધારિત છે અને મુખ્ય પાક ઘઉં અને મકાઈ છે. આ સિવાય તમાકુ, જવ અને ફળો પણ થાય છે.

આલ્બેનિયામાં કારખાનાં અને ઉદ્યોગોની સ્થાપના પણ થઈ રહી છે ઔદ્યોગિક ઉત્પાદનમાં સિમેન્ટ, કાપડ વગેરેનો સમાવેશ થાય છે. તિરાના નજીક એક મોટો બંધ અને વીજળી મથક પણ બાંધવામાં આવેલ છે

આ દેશનો વેપાર મોટે ભાગે રશિયા અને પૂર્વ યુરોપના દેશો સાથે ચાલે છે. કાચું તેલ, તાંબું વગેરેની એ નિકાસ કરે છે.

ખનીજ સંપત્તિમાં પેટ્રોલિયમ, તાંબું, લિગ્નાઈટ અને ક્રોમાઇટનો સમાવેશ થાય છે

શિક્ષણ અને ધર્મ

પ્રાથમિક શિક્ષણ રાજ્યમાં ફરજિયાત છે પણ નિરક્ષરોની સંખ્યા ઘણી મોટી છે.

આલ્બેનિયાની ૬૫ ટકા વસ્તી ઇસ્લામ ધર્મ, ૨૩ ટકા વસ્તી ઓર્થોડોક્સ દેવળનો ધર્મ, ૧૧ ટકા વસ્તી રોમન કેથોલિક ધર્મ અને બાકીની વસ્તી બીજા ધર્મો પાળે છે

## ૧૧. આલાન્ડ ટાપુઓ

| | | |
|---|---|---|
| વિસ્તાર | . | ૫૭૨ ચો મા |
| વસ્તી | : | ૨૧,૫૦૦ |
| ખંડ | | યુરોપ |
| ભાષા | . | સ્વીડિશ |
| પાટનગર | . | મેરી હેમન |

બાલ્ટિક સમુદ્રમાં ઉત્તરે સ્વીડન અને ફિનલેન્ડની બરાબર વચ્ચે કેટલાક સો નાના ટાપુઓ આવેલા છે એ આલાન્ડ ટાપુઓના નામે ઓળખાય છે

આ ટાપુઓનુ મહત્ત્વ એટલા માટે છે કે ફિનલેન્ડ, સ્વીડન કે રશિયા પર આક્રમણ કરવા માટેના મથક તરીકે તેનો સારી રીતે ઉપયોગ થઈ શકે તેમ છે તેના પર કબજો ધરાવનાર સ્વીડનથી જર્મની લોખડ લઈ જતા જહાજોના માર્ગ પર કાબૂ મેળવી શકે છે

ગ્રેટ બ્રિટન, ફ્રાંસ, રશિયા, જર્મની, સ્વીડન–બધા દેશોને આ ટાપુઓમાં રસ છે, એટલે ૧૯૨૧ મા દસ રાષ્ટ્રોએ કરાર કરી આ ટાપુઓ પરનો ફિનલેન્ડનો અધિકાર સ્વીકાર્યો છે અને આંતરિક કારભારમા એને સ્વતંત્રતા બક્ષવામા આવી છે

## ૬૨. આયરલૅન્ડ

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૨૬,૬૦૧ ચો. મા. |
| વસ્તી | : | ૨૮,૯૪,૮૨૨ |
| ખંડ | : | યુરોપ |
| ભાષા | : | ગાલિક, અંગ્રેજી |
| પાટનગર | : | ડબ્લિન (૫,૩૭,૮૭૮) |

ઈ. સ. ૧૧૫૨ ની સાલ સુધી આયરલૅન્ડ કેટલાક સેલ્ટીક રાજતંત્રોમાં વહેંચાયેલું હતું પણ આ સાલમાં એના એક રાજાએ બ્રિટનના એંગ્લો-નોર્મનોની મદદ માગી અને એ રીતે અંગ્રેજો આયરલૅન્ડમાં આવ્યા તેમ જ પોતાનું વર્ચસ્વ સ્થાપ્યું. આમ છતાં યે ૧૮૦૦ ની સાલ સુધી આયરલૅન્ડની સંસદનું અસ્તિત્વ રહ્યું હતું. એ પછી ગ્રેટ બ્રિટન અને આયરલૅન્ડના સંયુક્ત રાજ્યની સ્થાપના થઈ, ત્યારે અલગ સંસદનો અંત આવ્યો.

આયરલૅન્ડ બ્રિટિશ અમલનો પહેલેથી જ વિરોધ કરતું હતું. ૧૯ મી સદીમાં આયરલૅન્ડને સ્વશાસન આપવા માટે બ્રિટિશ પાર્લામેન્ટમાં કેટલાક ખરડા રજૂ થયા હતા પણ પસાર થઈ શક્યા નહોતા. ૧૯૧૪ માં હોમરૂલને લગતો ખરડો પસાર થયો પણ એ સાથે પ્રથમ વિશ્વયુદ્ધ ફાટી નીકળતાં એનો અમલ મોકૂફ રાખવામાં આવ્યો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન રાષ્ટ્રીય પક્ષ તરફથી ડી' વેલેરાની આગેવાની નીચે સ્વતંત્રતા માટેનું આંદોલન ચાલુ રહ્યું હતું. ૧૯૧૮માં બ્રિટિશ પાર્લામેન્ટમાં ચૂંટાયેલા રાષ્ટ્રીય પક્ષના ૭૩ સભ્યો ડબ્લિનમાં મળ્યા અને આયરિશ પાર્લામેન્ટની સ્થાપના કરી. પરિણામે આયરિશ રાષ્ટ્રવાદીઓ અને બ્રિટિશ સૈન્ય વચ્ચે યુદ્ધ થયું. ૧૯૨૧માં

આયરલેન્ડને સાંસ્થાનિક દરજ્જો આપવામાં આવ્યો પણ આયરલેન્ડના અલ્સ્ટર પ્રદેશે બ્રિટન સાથેનું જોડાણ ચાલુ રાખ્યું. ઉપરે ૧૯૪૯માં આયરલેન્ડે બ્રિટન સાથેના સંબંધો તોડી નાખ્યા અને પોતાને પ્રજાસત્તાક રાજ્ય જાહેર કર્યું.

રાજ્યતંત્ર

આયરલેન્ડ સાર્વભૌમ, સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય છે. એની વહીવટી સત્તા પ્રમુખ, પાર્લામેન્ટ અને પ્રધાનમંડળના હાથમાં છે. પ્રમુખની ચૂંટણી સાત વર્ષ માટે સીધા મતદાનથી થાય છે. પાર્લામેન્ટનાં બે ગૃહો છે-ડેલ-પ્રતિનિધિ સભામાં ૧૪૭ સભ્યો હોય છે, જે પુખ્ત મતાધિકારના ધોરણે પાંચ વર્ષ માટે ચૂંટાય છે અને સેનેટ ૬૦ સભ્યોની છે. એની સત્તા મર્યાદિત હોય છે.

૧૯૫૭ મા થયેલી ચૂંટણી પછી ડી' વેલેરાની આગેવાની નીચેનો ફિયાનાફેલ પક્ષ સત્તા પર આવ્યો છે. બીજા રાજકીય પક્ષો ફીનગેલ, કામદાર પક્ષ, કિસાન પક્ષ અને ક્લાન-ના-પોબ્લેક્ટા છે. અત્યારે આયરલેન્ડના પ્રમુખ સીન ટી ઓ કેલી અને વડા પ્રધાન ડી' વેલેરા છે.

આયરલેન્ડ વિશ્વસંસ્થાનુ સભ્ય છે

અર્થતંત્ર અને ઉત્પાદન

આયરલેન્ડ ખેતીપ્રધાન દેશ છે મુખ્ય ખેતી ઉત્પન્નો જવ, ઓટ, બટેટા, શેરડી, ઘાસ અને ઘઉ છે. મત્સ્ય વ્યવસાય, તમાકુ, કાગળ, સુતરાઉ કાપડ, જુદીજુદી જાતના દારૂ બનાવવાનો વ્યવસાય વગેરે મુખ્ય ઉદ્યોગો છે

૧૯૫૭-૫૮ ના અદાજપત્ર પ્રમાણે આયરલેન્ડની વાર્ષિક આવક ૧,૨૦૦ લાખ આયરિશ પાઉન્ડની અને ખર્ચ પણ એટલા જ લાખ આયરિશ પાઉન્ડનો હતો.

ખનીજોમાં કોલસો અને થોડા પ્રમાણમાં જિપ્સમ આ દેશમાં મળે છે.

## શિક્ષણ અને ધર્મ

પ્રાથમિક શિક્ષણ મફત છે અને રાજ્ય સંચાલિત શાળાઓમાં આપવામાં આવે છે. માધ્યમિક શિક્ષણ ખાનગી સંસ્થાઓ દ્વારા આપવામાં આવે છે. નિરક્ષરોનું પ્રમાણ ઘણું અલ્પ છે.

આયરલૅન્ડની ૯૪ ટકા વસ્તી રોમન કૅથોલિક ધર્મ પાળે છે. બાકીની વસ્તી પ્રોટેસ્ટન્ટ ઍપીસ્કોપલ, પ્રેસ્બિટેરિયન અને બીજા ધર્મો પાળે છે.

# ૧૩. એશિયાનામાં આવેલા ફ્રેંચ પ્રદેશો

## ફ્રેંચ પેસિફિક વસાહતો

પૂર્વ પસિફિકમાં આવેલા મેંગેરેવા, મેકેટીઆ, માર્કવીસ ટાપુઓ, રેપા, રુરુરુ, રીમાટારા, સોસાયટી ટાપુઓ, ટેમોરુ, તુબોઈ અને રૈવેવ વગેરે પ્રદેશોનો ફ્રેંચ પેસિફિક વસાહતોમાં સમાવેશ થાય છે. ૧૯૦૩માં એને ફ્રેંચ સંસ્થાનનો દરજ્જો મળ્યો. ગવર્નર, પ્રીવી કાઉન્સિલ અને પ્રતિનિધિસભા આ પ્રદેશનો વહીવટ ચલાવે છે. પાટનગર પેપીટી છે. મુખ્ય પાક શેરડી, તમાકુ, નાળિયેરનો છે. ખનીજોમાં ફોસ્ફેટ મળે છે.

ન્યુ કેલેડોનિયા અને અન્ય પ્રદેશો

ન્યુ કેલેડોનિયાના સિડનીની પૂર્વ દિશામાં આવેલા ૬,૫૩૮ ચો. મા. ના વિસ્તારની શોધ ૧૭૭૪માં જેમ્સ કૂકે કરી હતી. ૧૮૫૩માં ફ્રાંસે એના પર કબજો જમાવ્યો હતો. આ સિવાય આ પ્રદેશમાં પાઈન્સ ટાપુ, વેલીસ, લોયલ્ટી ટાપુઓ, ચેસ્ટરફીલ્ડ ટાપુઓ, વોલપોલ, હોન ટાપુઓ, ફુટુના અને અલોફીનો સમાવેશ થાય છે. ગવર્નર અને ચૂંટાયેલી કાઉન્સિલ આ પ્રદેશનો વહીવટ ચલાવે છે. મુખ્ય પાક કૉફી, નાળિયેર, રૂ, ચોખા અને તમાકુનો છે. ક્રોમાઈટ, આયર્ન ઓર અને નિકલ એટલાં ખનીજો મળે છે. પાટનગર નોમીઆ છે.

ન્યુ હેબ્રીડઝ

ન્યુ હેબ્રીડઝ ૧૯૧૪થી ફ્રાંસ અને બ્રિટનના સંયુક્ત વહીવટ નીચે છે. આ પ્રદેશમાં ચૌદ ટાપુઓનો સમાવેશ થાય છે. મુખ્ય પાક નાળિયેર, કોકો અને કૉફીનો છે. મત્સ્યવ્યવસાય પણ આ વિસ્તારમાં ચાલે છે. વસ્તીમાં અંગ્રેજો અને ફ્રેંચોનો સમાવેશ થાય છે. પાટનગર વીલા છે.



## ૧૪. ઇક્વેડોર

વિસ્તાર : ૨,૭૬,૦૦૮ ચો. મા.
વસ્તી : ૩૭,૭૭,૦૦૦
ખંડ : દક્ષિણ અમેરિકા
ભાષા : સ્પેનિશ
પાટનગર : ક્વીટો (૨,૦૯,૯૩૨)

દક્ષિણ અમેરિકામાં આવેલા જંગલ અને પર્વતોવાળા ઇક્વેડોરના પ્રજાસત્તાકનો ઇતિહાસ એ શક્તિશાળી સરમુખત્યારોના અમલનો ઇતિહાસ છે. એ સાથે ઇક્વેડોરમાં રાજ્યઅમલમાં વારંવાર પલટો આવ્યા કરે છે. ૧૯૦૦ની સાલથી લગભગ દર બે વર્ષે સત્તાપલટો થયો છે. પંદરમી સદીમાં પેરુએ ઇક્વેડોર પર કબજો જમાવ્યો હતો પણ એ પછી ૧૬મી સદીમાં સ્પેને એ દેશ કબજે કરી લીધો. ૧૮૩૦માં એને સંપૂર્ણ સ્વતંત્રતા મળી. પ્રજાસત્તાકના નવા બંધારણનો અમલ ૧૯૪૬થી શરૂ થયો છે.

રાજ્યતંત્ર

ઇક્વેડોર પ્રજાસત્તાક રાજ્ય છે અને દર ચાર વર્ષે સીધા મતદાનથી પ્રમુખની ચૂંટણી કરવામાં આવે છે. બે ધારાગૃહો–સેનેટ અને ચેમ્બર ઑફ ડેપ્યુટી–ધરાવતી કોંગ્રેસ છે. ઇક્વેડોર ૧૮ પ્રાંતોનો બનેલો દેશ છે. મુખ્ય રાજકીય પક્ષો પોપ્યુલર અલાયન્સ, રાષ્ટ્રીય લોકશાહી મોરચો અને પોપ્યુલર ફોર્સીસ છે.

ઇક્વેડોર વિશ્વસંસ્થાનું સભ્ય છે.

અર્થતંત્ર અને ઉત્પાદન

ઇક્વેડોરના અર્થતંત્રનો આધાર ખેતી પર છે, મુખ્ય પાક કોકો છે અને એ સિવાય ચોખા, શેરડી, કૉફી, કેળાં, તમાકુ અને રૂનો પાક પણ થાય છે.

દેશમાં સુતરાઉ કાપડની મિલો છે. એ સિવાય બીજો વ્યવસાય પનામા હેટ બનાવવાનો છે.

ઇક્વેડોર કેળાં, કૉફી અને કોકોની નિકાસ કરે છે જ્યારે સુતરાઉ કાપડ, મશીનરી અને બીજા સામાનની એ આયાત કરે છે.

સોનું, ચાંદી અને સીસું એ દેશની ખનીજ સંપત્તિ છે જ્યારે પેટ્રોલિયમ પણ મળે છે પણ દેશની જરૂર પૂરતું જ.

### શિક્ષણ અને ધર્મ

દેશમાં શિક્ષણ મફત અને ફરજિયાત છે પણ ૪૩.૭ ટકા વસ્તી નિરક્ષર છે. શિક્ષણ સરકારના અંકુશ નીચે છે.

દેશ રોમન કેથોલિક ધર્મ પાળે છે



## ૧૫. ઇઝરાયેલ

વિસ્તાર : ૭,૯૮૪ ચો. મા.
વસ્તી : ૧૮,૭૨,૩૯૦
ખંડ : એશિયા
ભાષા : હિબ્રુ
પાટનગર : જેરુસલેમ (૧,૪૯,૪૪૦)

પેલેસ્ટાઈનનો ઇતિહાસ એ આક્રમણો, વિજયો અને અંધાધૂંધીનો ઇતિહાસ છે. ઈ. સ. પૂર્વે ૧૦૦૦ની સાલમાં પેલેસ્ટાઈનને એક જ રાજાના શાસન નીચે લાવવામાં આવ્યું પણ ત્યાર પછી એ જુદાં જુદાં રાજ્યોમાં વહેંચાઈ ગયેલું. અસીરિયનો, બેબિલોનિયનો, રોમનો વગેરેએ એના પર એક પછી એક કબજો મેળવ્યો હતો. ૬૩૪–૩૬ની સાલમાં બિઝેન્ટીન સામ્રાજ્ય પાસેથી આરબોએ એને જીતી લીધું. ૧૫૧૬માં તુર્કોનું એના પર વર્ચસ્વ સ્થપાયું. ૧૯૪૭મા બ્રિટને તુર્કો પાસેથી એ જીતી લીધું અને લીગ ઓફ નેશન્સના મેન્ડેટ મુજબ

બ્રિટનને એનો વહીવટ ૧૯૨૩માં સોંપવામાં આવ્યો. ધીરેધીરે યહૂદીઓએ પોતાના અલગ રાજ્યની માગણી કરવા માંડી. ૧૯૩૭માં બ્રિટિશ પંચે પેલેસ્ટાઈનના ભાગલા કરવાની દરખાસ્ત કરી. એ પછી બ્રિટિશ સરકારે આ પ્રશ્ન ઉકેલવાના કેટલાક પ્રયાસ કર્યા. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન શાંતિ જળવાઈ રહી પણ યુદ્ધનો અંત આવતાં પુનઃ આરબો અને યહૂદીઓ વચ્ચે અથડામણો શરૂ થઈ. ૧૯૪૮માં પેલેસ્ટાઈન પરના બ્રિટિશ મેન્ડેટનો અંત આવ્યો અને બ્રિટિશ દળોને ખસેડી લેવામાં આવ્યાં. પરિણામે પુનઃ ઘર્ષણો થવા લાગ્યાં. યહૂદી રાષ્ટ્રીય સમિતિએ તરત જ ઇઝરાયેલ નામના નવા રાજ્યની સ્થાપનાની ઘોષણા કરી. આરબ રાજ્યોએ નવા રાજ્ય પર હુમલો કર્યો અને લડાઈ થઈ. ૧૯૪૯ની ૭મી જુલાઈ એ વિશ્વસંસ્થાની દરમિયાનગીરીથી યહૂદીઓ અને આરબો વચ્ચે યુદ્ધવિરામ થયો. પણ હજુ યે ઇઝરાયેલ અને આરબ રાજ્યો વચ્ચે વારવાર અથડામણો થાય છે. હમણા જ ઇજિપ્ત પર ઇઝરાયેલે બ્રિટન અને ફ્રાંસ સાથે મળીને આક્રમણ કર્યું હતું પણ હવે ત્યાં વિશ્વસંસ્થાનાં નિરીક્ષણ દળો મૂકવામાં આવ્યાં છે.

રાજ્યતંત્ર

૧૯૪૯ના બંધારણ મુજબ ઇઝરાયેલ પ્રજાસત્તાક રાજ્ય છે. પ્રમુખની ચૂંટણી દર પાચ વર્ષે થાય છે. ધારાકીય સત્તા ચેમ્બર ઓફ ડેપ્યુટીના હાથમાં છે. પ્રધાનમંડળ ચેમ્બર ઓફ ડેપ્યુટીને જવાબદાર છે.

૧૯૫૫માં થયેલી ચૂંટણીમાં ચેમ્બર ઓફ ડેપ્યુટીની ૧૨૦ બેઠકો વિવિધ રાજકીય પક્ષોમાં આ પ્રમાણે વહેંચાયેલી છે; ચેપલ-(કામદાર) પક્ષ : ૪૦, હેરુત : ૧૫, જનરલ ઝિયોનિસ્ટ (મવાળ) : ૧૩, રાષ્ટ્રીય ધર્મ મોરચો : ૧૧, માર્કસીસ્ટ ૧૦, માપમ : ૯, સામ્યવાદીઓ : ૬ અને બીજાઓ ૧૬.

ઈઝરાયેલના પ્રમુખ ઈત્ઝહક બેનઝ્વી છે ત્યારે વડા પ્રધાન ડેવિડ બેન ગુરિયન છે.

ઇઝરાયેલ વિશ્વસંસ્થાનું સભ્ય છે.

અર્થતંત્ર અને ઉત્પાદન

ઈઝરાયેલ ખેતી પ્રધાન દેશ છે. મુખ્ય પાક લીંબુ, ઓલિવ, ચોખા, ફળો અને શાકભાજી, તમાકુ, ઘઉં, જવ અને બટેટા છે.

ઉદ્યોગોનો ઝડપથી વિકાસ થઈ રહ્યો છે. કાપડની મિલો, પ્રોસેસ કરેલા ખાદ્યપદાર્થોનો ઉદ્યોગ, રસાયણોનાં કારખાનાં વગેરે ઈઝરાયેલમાં સ્થપાયાં છે. તેલશુદ્ધિ કારખાનાં અને હીરા કાપવાનો ઉદ્યોગ પણ છે.

ઈઝરાયેલની મુખ્ય નિકાસ લીંબુ અને હીરાની છે જ્યારે આયાત ઘઉં, પહેલ પાડયા વિનાના હીરા, લોખંડ અને પોલાદના સળિયાની છે.

ખનીજ સંપત્તિ મર્યાદિત છે. એમાં જિપ્સમ, ગંધક, સીંધાખૂણનો સમાવેશ થાય છે.

૧૯૫૭-૫૮ના અંદાજપત્ર મુજબ દેશની વાર્ષિક આવક ૯,૬૯૦ લાખ ઇઝરાયેલી પાઉન્ડની અને ખર્ચ ૯,૬૯૦ ઇઝરાયેલી પાઉન્ડનો છે. ઈઝરાયેલને વિદેશી સહાય પર ઘણો આધાર રાખવો પડે છે.

શિક્ષણ અને ધર્મ

ઈઝરાયેલમાં પ્રાથમિક શિક્ષણ મફત આપવામાં આવે છે. ૧૯૫૫માં ૯૨૯ પ્રાથમિક શાળાઓ અને ૭૯ માધ્યમિક શાળાઓ હતી. એક વિદ્યાપીઠ છે.

વસ્તીમાં ૮૮-૯ ટકા યહૂદીઓ છે અને ૭-૬ ટકા મુસ્લિમો છે. બાકીની વસ્તી બીજા લોકોની છે.

●

# ૧૬. ઇટાલી

વિસ્તાર : ૧,૧૬,૩૧૬ ચો. મા.
વસ્તી : ૪,૮૩,૨૪,૦૦૦
ખંડ : યુરોપ
ભાષા : ઇટાલિયન
પાટનગર : રોમ (૧૬,૦૬,૭૩૯)

૧૮૭૦ સુધી ઇટાલીનું અત્યારનું સ્વરૂપ બંધાયું નહોતું. એ જુદાજુદા વિસ્તારોમાં વહેંચાયેલું હતું અને યુરોપનાં જુદાંજુદાં રાજ્યો એના પર વર્ચસ્વ ધરાવતાં હતાં. પણ મેઝિની અને ગેરીબાલ્ડીના ભગીરથ પ્રયાસો બાદ ઇટાલી એક બન્યું અને સેવોય રાજાઓનો અમલ સમગ્ર ઇટાલી પર સ્થપાયો. પ્રથમ વિશ્વયુદ્ધ બાદ ફાસીવાદીઓએ સત્તા કબજે કરવાના પ્રયાસ કરવા માંડયા અને છેવટે એમનું વર્ચસ્વ એટલું બધું વધી ગયું કે રાજા વિકટર એમેન્યુઅલ ત્રીજાએ બેનિટો મુસોલીનીને વડા પ્રધાન બનાવ્યા. ૧૯૨૫ થી ૧૯૪૩માં એમનું પતન થયું ત્યાં સુધી એ સત્તા પર રહ્યા પણ આ બધા સમય દરમિયાન એમની સરમુખત્યારશાહી દેશ પર એકચક્રે રાજ્ય કરતી હતી.

બીજા વિશ્વયુદ્ધમાં ઇટાલીનો પરાજય થયો અને મુસોલિનીનું અવસાન થયું. એ પછી પુનઃ રાજા એમેન્યુઅલે સત્તા સંભાળી પણ ૧૯૪૬ માં એમણે એમના પુત્રને ગાદી સોંપી. એ બાદ ઇટાલી પ્રજાસત્તાક રાજ્ય બને કે રાજાશાહી રાજ્ય બને એ વિશે લોકમત લેવાતાં રાજાશાહીનો અંત આવ્યો અને ઇટાલીના પ્રજાસત્તાકની સ્થાપના થઈ.

## રાજ્યતંત્ર

૧૯૪૭ના બંધારણથી ઇટાલી પ્રજાસત્તાક બન્યું. એનું વહીવટી-તંત્ર પ્રમુખ, પ્રધાનમંડળ અને પાર્લામેન્ટને હસ્તક છે. પ્રમુખની દર સાત વર્ષે ચૂંટણી થાય છે, જ્યારે ૨૩૭ સભ્યોની સેનેટની પ્રાદેશિક ધોરણે દર છ વર્ષે અને ચેમ્બર ઑફ ડેપ્યુટીના ૫૯૦ સભ્યોની ચૂંટણી દર પાંચ વર્ષે થાય છે.

મુખ્ય રાજકીય પક્ષો ક્રીશ્ચિયન ડેમોક્રેટ, સામ્યવાદી, ઉદ્દામ સમાજવાદી, રાજાશાહીવાદી, સમાજવાદી આંદોલન (નીઓ-ફાસીસ્ટ) છે. એક વાર સમાજવાદીઓનું જોર વધતું લાગતું હતું પણ ચૂંટણીઓમાં બીજા પક્ષો એનો સફળ સામનો કરી શક્યા છે.

ઇટાલી વિશ્વસંસ્થા તથા ઉત્તર આટલાંટિક કરાર સંસ્થા (નાટો) નું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

ઇટાલીનું અર્થતંત્ર સ્વાવલંબી નથી. એને વિદેશી સહાય, પ્રવાસીઓમાંથી થતી આવક વગેરે પર આધાર રાખવો પડે છે. બેકારીનું પ્રમાણ પણ ઠીકઠીક રહે છે. લોકોનો મુખ્ય આધાર ખેતી છે. ત્રીજા ભાગથી યે વધુ વસ્તી ખેતી વ્યવસાયમાં રોકાયેલ છે. મુખ્ય પાક ઘઉં, રાઈ, જવ, ઓટ, મકાઈ, ઓલિવનો છે. દારૂના ઉત્પાદનમાં ફ્રાંસ પછી ઇટાલીનું બીજું સ્થાન આવે છે અને ઓલિવ તેલના ઉત્પાદનમાં એનો નંબર સ્પેન પછી આવે છે.

પશુઉછેર અને ડેરીનો વ્યવસાય પણ ઇટાલીમાં સારી રીતે વિકસેલો છે. ઇટાલીમાં પચાસ જાતનું ચીઝ થાય છે. ઇટાલીમાં રેશમના કીડા ઉછેરવામાં આવે છે અને ઊનનું ઉત્પાદન પણ સારું છે.

ઉત્તર ઇટાલીમાં ઉદ્યોગો કેંદ્રિત થયેલા છે. સૌથી મોટો ઉદ્યોગ

સુતરાઉ કાપડની મિલોનો છે. આ ઉપરાંત, જહાજોનું બાંધકામ, મોટર ગાડીઓ, રબરના ટાયર, રસાયણો, કાગળ, ખેતી અને બીજા કામ માટેની યાંત્રિક સામગ્રી વગેરેનું ઉત્પાદન થાય છે. સિમેન્ટ અને પોલાદ ઉદ્યોગ પણ સારો ચાલે છે.

ઇટાલી યંત્રસામગ્રી, વાહનો, રૂ, ફળો વગેરેની નિકાસ કરે છે જ્યારે રૂ, કોલસો અને પેટ્રોલિયમની આયાત કરે છે.

ઇટાલીના ૧૯૫૬–૫૭ ના અંદાજપત્ર પ્રમાણે દેશની વાર્ષિક આવક ૨,૬૭૧ અબજ લીરાની (દેશનું ચલણ) અને ખર્ચ ૨૧૯૯૦ અબજ લીરાનો હતો.

ઇટાલીના ૨૦ ટકા વિસ્તાર પર જંગલો છે અને એમાથી ઈમારતી લાકડું, કોલસો વગેરે મળે છે. બોક્સાઇટ, કાચું લોખંડ, પારો, પેટ્રોલિયમ, ગંધક વગેરે ખનીજો મળે છે.

ઇટાલીનો દસ વર્ષનો વિકાસ કાર્યક્રમ પૂરો થતાં ૪૦ લાખ વધુ માણસોને રોજી મળે એવો અંદાજ છે.

**શિક્ષણ અને ધર્મ**

પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત છે. માધ્યમિક શિક્ષણ રાજ્યને હસ્તક છે. ઇટાલીમાં ૨૮ વિદ્યાપીઠો છે એમાથી કેટલીક તો પ્રાચીન વિદ્યાધામો છે.

દેશની ૯૯.૬ ટકા વસ્તી રોમન કેથોલિક ધર્મ પાળે છે. એ સિવાય અન્ય ધર્મો પાળતી વસ્તી ઘણી થોડી છે.

# ૧૭. ઇથીઓપિયા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૪,૫૭,૧૪૨ ચો. મા. |
| વસ્તી | : | ૧,૬૦,૦૦,૦૦૦ (ઇરિટ્રિયા સહિત) |
| ખંડ | : | આફ્રિકા |
| ભાષા | : | અમ્હારિક અને અરેબિક |
| પાટનગર | : | એડિસ અબાબા (૪,૦૧,૯૧૫) |

આફ્રિકાના ઇશાન ભાગમાં આવેલા ઇથીઓપિયાના સ્વતંત્ર રાજ્યને એબિસિનિયાના નામે પણ ઓળખવામાં આવે છે. ઇથીઓપિયાનો ઇતિહાસ બહુ જાણીતો નથી પણ ઇ. સ. પૂર્વે ૧૦૦૦ની સાલ દરમિયાન રાજા સોલોમનના પ્રથમ પુત્ર મેનેલેક અને શેબાની રાણીના વંશમાંથી અત્યારના રાજાઓ આવ્યા હોય એમ લાગે છે. ઇ. સ. ૩૩૦માં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર થવા લાગ્યો. સાતમી સદીમાં આફ્રિકા પર આરબોએ કબજો જમાવ્યો એ પછી લગભગ એક હજાર વર્ષ સુધી ઇથીઓપિયા બાકીના જગતના સંપર્કથી કપાઈ ગયું હતું. આ દરમિયાન ઇથીઓપિયા અલગઅલગ પ્રદેશોમાં વહેંચાયેલું હતુ પણ ૧૮૮૯માં રાજા મેનેલેક બીજાએ સમગ્ર ઇથીઓપિયાને એક તંત્ર નીચે મૂક્યું. આ દરમિયાન ઇટાલીએ આ પ્રદેશને જીતી લેવાનો પ્રયત્ન કર્યો પણ એમાં એને નિષ્ફળતા મળી. ઇટાલી આ ભૂલ્યું નહિ અને એથી મુસોલિનીના અમલ દરમિયાન ૧૯૩૫માં એણે ઇથીઓપિયા પર આક્રમણ કરીને એને જીતી લીધું. પણ બીજા વિશ્વયુદ્ધમાં ઇટાલીનો પરાજય થયો અને મિત્રરાજ્યોએ ઇથીઓપિયાને પુનઃ મુક્તિ અપાવી ૧૯૪૨માં ઇથીઓપિયામાંથી બ્રિટિશ દળો અમુક સરહદ વિસ્તાર સિવાયના પ્રદેશમાંથી ખસી ગયાં અને ઇથીઓપિયાની સ્વતંત્ર સરકાર પુનઃ એ

ધાર. અસ્તિત્વમાં આવી. ૧૯૪૮માં રહ્યાંસહ્યાં બ્રિટિશ દળો પણ ત્યાંથી ખસેડી લેવાયાં.

૧૯૫૦ની સાલમાં વિશ્વસંસ્થાએ ઇથીઓપિયાની માગણીને ધ્યાનમાં લઈ ને ઇરિટ્રિયાને ઇથીઓપિયાના રાજાની સત્તા નીચે ઇથીઓપિયા સાથે સમવાયી સંઘમાં જોડવાનો નિર્ણય લીધો. આ મુજબ ૧૯૫૨ના સપ્ટેમ્બરની ૧૫મી તારીખે બન્ને દેશોનું સમવાયતંત્ર રચાયું.

### રાજ્યતંત્ર

ઇથીઓપિયામાં રાજાશાહીનો અમલ છે અને શહેનશાહ રાજ્યતંત્ર પર સીધો અંકુશ ધરાવે છે. અત્યારે દેશમાં પ્રધાનમંડળ, સેનેટ અને ચેમ્બર ઓફ ડેપ્યુટીઝ છે પણ આ બધાની નિમણૂક શહેનશાહ પોતે જ કરે છે. અત્યારના શહેનશાહનું નામ હેઈલ સલાસી છે.

ઇથીઓપિયા વિશ્વસંસ્થાનું સભ્ય છે.

### અર્થતંત્ર અને ઉત્પાદન

ઇથીઓપિયાનો મુખ્ય વ્યવસાય ખેતી અને પશુઉછેરનો છે. જમીન ફળદ્રુપ છે અને ઘણા પ્રદેશોમાં વર્ષમા બે વાર પાક લઈ શકાય છે. મુખ્ય પાક મકાઈ, ઘઉં, જવ, રૂ, શેરડી, શાકભાજી અને કોફીનો છે.

સ્થાનિક વ્યવસાયો ચાલે છે. એ સિવાય ઉદ્યોગોનો વિકાસ બહુ થયો નથી. આમ છતાંયે સરકારે ખેતી, ઉદ્યોગ અને શિક્ષણના ક્ષેત્રે આધુનિક પદ્ધતિઓ અજમાવવાનો પ્રારંભ કર્યો છે.

ઇથીઓપિયાની મુખ્ય નિકાસ કોફીની છે. આ સિવાય ચામડું, તેલીબિયાની નિકાસ પણ એ કરે છે. દેશ સુતરાઉ કાપડ, મશીનરી, ખાંડ અને મીઠાની આયાત કરે છે

ઇથીઓપિયાની મુખ્ય ખનીજ સંપત્તિ સોનાની છે પણ એ સિવાય પ્લેટીનમ, સિંધાલૂણ, પારો, લાખ, લોખંડ, તાંબું, ગંધક પણ મળે છે. તેલક્ષેત્રો પણ દેશમાં છે અને તેલ કાઢવાનું અને શુદ્ધ કરવાનું અમેરિકન કંપનીને સોંપવામાં આવ્યું છે.

### શિક્ષણ અને ધર્મ

દેશની શિક્ષણ પદ્ધતિ ઘણી પછાત છે. વિદેશી મિશનો અને સરકાર રાજ્યનાં મુખ્ય શહેરોમાં શાળાઓ ચલાવે છે. માધ્યમિક શાળાઓ ઉપરાંત ટેકનિકલ, ખેતીવિષયક અને એવી તાલીમ આપતી કેટલીક શાળાઓ પણ છે. ૭૦ ટકા વસ્તી નિરક્ષર છે.

અમ્હારિક ભાષામાં શિક્ષણ આપવામાં આવે છે પણ અંગ્રેજીને પ્રથમ ઇતર ભાષા તરીકે શીખવવામાં આવે છે.

ઇથીઓપિયા કોપ્ટ (ખ્રિસ્તી) અને ઇસ્લામ ધર્મ પાળે છે.

## ઇરિટ્રિયા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૪૭,૮૭૫ ચો. મા. |
| વસ્તી | : | ૧૧,૦૪,૦૦૦ |
| ભાષા | : | અંગ્રેજી |
| પાટનગર | : | અસ્મારા (૧,૧૭,૦૦૦) |

૧૮૯૦ની સાલમાં ઇટાલીએ બ્રિટનની સંમતિથી ઇરિટ્રિયા પર કબજો મેળવ્યો હતો. એ પછી ૧૯૩૬માં ઇરિટ્રિયા ઇટાલિયન પૂર્વ આફ્રિકાનો એક ભાગ બન્યું. બ્રિટિશ અને ભારતી દળોએ ૧૯૪૧માં ઇરિટ્રિયા કબજે કર્યું અને ઇરિટ્રિયાની ૧૯૩૬માં જે સરહદો હતી એટલા પ્રદેશમાં બ્રિટિશ લશ્કરી તંત્રની સ્થાપના કરાઈ. ૧૯૫૦માં વિશ્વસંસ્થાએ એને ઇથીઓપિયા સાથે સમવાયી સંઘમાં જોડવાનો નિર્ણય લીધો અને ૧૯૫૨માં એનો અમલ થયો.

### રાજ્યતંત્ર

ઇરિટ્રિયા સ્વશાસન ભોગવતો પ્રદેશ છે. પણ સમવાયી સંઘના એક ભાગરૂપે ઇથીઓપિયન સરકાર હસ્તક સંરક્ષણ, વિદેશી બાબતો, વિદેશી વેપાર, ચલણ અને સંદેશાવ્યવહાર એટલા વિષયો છે. ઇરિટ્રિયા ઇથીઓપિયાની પાર્લામેન્ટમાં પોતાના પ્રતિનિધિઓ મોકલે છે. આ

વાર અસ્તિત્વમાં આવી. ૧૯૪૮માં રહ્યાંસહ્યાં બ્રિટિશ દળો પણ ત્યાંથી ખસેડી લેવાયાં.

૧૯૫૦ની સાલમાં વિશ્વસંસ્થાએ ઇથીઓપિયાની માગણીને ધ્યાનમાં લઈને એરિટ્રિયાને ઇથીઓપિયાના રાજાની સત્તા નીચે ઇથીઓપિયા સાથે સમવાયી સંઘમાં જોડવાનો નિર્ણય લીધો. આ મુજબ ૧૯૫૨ના સપ્ટેમ્બરની ૧૫મી તારીખે બને દેશોનું સમવાયતંત્ર રચાયું.

**રાજ્યતંત્ર**

ઇથીઓપિયામાં રાજાશાહીનો અમલ છે અને શહેનશાહ રાજ્યતંત્ર પર સીધો અંકુશ ધરાવે છે. અત્યારે દેશમાં પ્રધાનમંડળ, સેનેટ અને ચેમ્બર ઑફ ડેપ્યુટીઝ છે પણ આ બધાની નિમણૂક શહેનશાહ પોતે જ કરે છે. અત્યારના શહેનશાહનું નામ હેઈલ સલાસી છે.

ઇથીઓપિયા વિશ્વસંસ્થાનું સભ્ય છે.

**અર્થતંત્ર અને ઉત્પાદન**

ઇથીઓપિયાનો મુખ્ય વ્યવસાય ખેતી અને પશુઉછેરનો છે. જમીન ફળદ્રુપ છે અને ઘણા પ્રદેશોમાં વર્ષમાં બે વાર પાક લઈ શકાય છે. મુખ્ય પાક મકાઈ, ઘઉં, જવ, રૂ, શેરડી, શાકભાજી અને કોફીનો છે.

સ્થાનિક વ્યવસાયો ચાલે છે એ સિવાય ઉદ્યોગોનો વિકાસ બહુ થયો નથી. આમ છતાંયે સરકારે ખેતી, ઉદ્યોગ અને શિક્ષણના ક્ષેત્રે આધુનિક પદ્ધતિઓ અજમાવવાનો પ્રારંભ કર્યો છે.

ઇથીઓપિયાની મુખ્ય નિકાસ કોફીની છે. આ સિવાય ચામડું, તેલીબિયાની નિકાસ પણ એ કરે છે. દેશ સુતરાઉ કાપડ, મશીનરી, ખાંડ અને મીઠાની આયાત કરે છે.

ઇથીઓપિયાની મુખ્ય ખનીજ સંપત્તિ સોનાની છે પણ એ સિવાય પ્લેટીનમ, સિંધાલૂણ, પારો, લાખ, લોખંડ, તાંબું, ગંધક પણ મળે છે. તેલક્ષેત્રો પણ દેશમાં છે અને તેલ કાઢવાનું અને શુદ્ધ કરવાનું અમેરિકન કંપનીને સોંપવામાં આવ્યું છે.

## શિક્ષણ અને ધર્મ

દેશની શિક્ષણ પદ્ધતિ ઘણી પછાત છે. વિદેશી મિશનો અને સરકાર રાજ્યનાં મુખ્ય શહેરોમાં શાળાઓ ચલાવે છે. માધ્યમિક શાળાઓ ઉપરાંત ટેકનિકલ, ખેતીવિષયક અને એવી તાલીમ આપતી કેટલીક શાળાઓ પણ છે. ૭૦ ટકા વસ્તી નિરક્ષર છે.

અમ્હારિક ભાષામાં શિક્ષણ આપવામાં આવે છે પણ અંગ્રેજીને પ્રથમ ઇતર ભાષા તરીકે શીખવવામાં આવે છે.

ઇથીઓપિયા કોપ્ટ (ખ્રિસ્તી) અને ઇસ્લામ ધર્મ પાળે છે.

## ઇરિટ્રિયા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૪૭,૮૭૫ ચો. મા. |
| વસ્તી | : | ૧૧,૦૪,૦૦૦ |
| ભાષા | : | અંગ્રેજી |
| પાટનગર | : | અસ્મારા (૧,૧૭,૦૦૦) |

૧૮૯૦ની સાલમાં ઇટાલીએ બ્રિટનની સંમતિથી ઇરિટ્રિયા પર કબજો મેળવ્યો હતો. એ પછી ૧૯૩૬માં ઇરિટ્રિયા ઇટાલિયન પૂર્વ આફ્રિકાનો એક ભાગ બન્યું. બ્રિટિશ અને ભારતી દળોએ ૧૯૪૧માં ઇરિટ્રિયા કબજે કર્યું અને ઇરિટ્રિયાની ૧૯૩૬માં જે સરહદો હતી એટલા પ્રદેશમાં બ્રિટિશ લશ્કરી તંત્રની સ્થાપના કરાઈ. ૧૯૫૦માં વિશ્વસંસ્થાએ એને ઇથીઓપિયા સાથે સમવાયી સંઘમાં જોડવાનો નિર્ણય લીધો અને ૧૯૫૨માં એનો અમલ થયો.

### રાજ્યતંત્ર

ઇરિટ્રિયા સ્વશાસન ભોગવતો પ્રદેશ છે. પણ સમવાયી સંઘના એક ભાગરૂપે ઇથીઓપિયન સરકાર હસ્તક સંરક્ષણ, વિદેશી બાબતો, વિદેશી વેપાર, ચલણ અને સંદેશાવ્યવહાર એટલા વિષયો છે. ઇરિટ્રિયા ઇથીઓપિયાની પાર્લામેન્ટમાં પોતાના પ્રતિનિધિઓ મોકલે છે. આ

સિવાય ઇરિટ્રિયામાં એની પોતાની ચૂંટાયેલી ધારાસભા છે જે પોતાના મુખ્ય વહીવટકર્તાની ચૂંટણી કરે છે.

### અર્થતંત્ર અને ઉત્પાદન

ઇરિટ્રિયાનો મુખ્ય વ્યવસાય ખેતી છે અને ખેતીવિકાસ માટે જળસીંચનની સગવડોના વિકાસની ખાસ જરૂર છે. કોફી, જવ, તમાકુ, સીસમ વગેરે ઉત્પન્ન થાય છે ખનિજોમાં સોનું, મીઠું, પોટાશ વગેરેનો સમાવેશ થાય છે.

ઇરિટ્રિયાની ધારાસભાએ અંગ્રેજીનો સત્તાવાર ભાષા તરીકે સ્વીકાર કર્યો છે



## ૧૮. ઇન્ડોનેશિયા

વિસ્તાર : ૫,૭૫,૮૯૩ ચો મા
વસ્તી ૮,૪૬,૫૪,૩૨૦
ખંડ . એશિયા
ભાષા ઇન્ડોનેશિયા ( મેલે )
પાટનગર · જાકાર્તા ( ૧૯,૨૭,૭૮૫ )

ઇન્ડોનેશિયામાં જાવા અને સુમાત્રાના ચાર મોટા ટાપુઓ, મદુરા, માલુકાસ અને બાલી સહિત ૫૯૨ બહુ નાના નહિ એવા ટાપુઓ અને બીજા સેંકડો નાના ટાપુઓનો સમાવેશ થાય છે

સત્તરમી સદીથી ૧૯૪૧ સુધી આ ટાપુઓ પર હોલેન્ડનો કબજો હતો. ૧૯૪૧માં જાપાની દળોએ એના પર કબજો મેળવ્યો. જાપાનીઓના આશ્રય હેઠળ રાષ્ટ્રવાદી સરકારની સ્થાપના કરવામાં આવી. ૧૯૪૫માં જાપાને શરણાગતિ સ્વીકારી ત્યારે ઇન્ડોનેશિયાના બે નેતાઓ ડૉ. સુકર્ણો અને ડો હાટાએ ઇન્ડોનેશિયાને સ્વતંત્ર પ્રજાસત્તાક તરીકે જાહેર કરીને સરકારની રચના કરી. ડચ સરકારે આ નવી સરકારને ઉથલાવી પાડવા પ્રયાસ કર્યો. મેડિયમ ટાપુમાં સામ્યવાદીઓએ કરેલા તોફાનને દબાવી દેવા માટે ડચ દળો જાવામાં ઊતર્યાં અને એમાંથી મોટી અથડામણ થઈ. વિશ્વસંસ્થાએ દરમિયાનગીરી કરી અને છેવટે ૧૯૪૯માં ઇન્ડોનેશિયાની સરકારને વિધિપૂર્વક સત્તા સોંપવામાં આવી. આ વિશે થયેલી સમજૂતીમાં ડચ ન્યુ ગિયાના–વેસ્ટ ઇરીયનના દરજ્જાનો સમાવેશ થતો નહોતો અને એ ઇન્ડોનેશિયાને સોંપવા વિશેની તકરાર હાલ ચાલુ છે. હમણાં જ ઇન્ડોનેશિયાની સરકારે આ માટે દેશમાંનાં ડચ હિતો સામે પગલાં લીધાં છે. અત્યારે મધ્ય સુમાત્રામાં અસંતોષ છે. બળવાખોર દળો અને સરકારનાં દળો વચ્ચે લડાઇ ચાલી રહી છે.

## રાજ્યતંત્ર

ઇન્ડોનેશિયા પ્રજાસત્તાક રાજ્ય છે. એની વહીવટી સત્તા પ્રમુખ અને પ્રધાનમંડળને હસ્તક છે. ધારાકીય સત્તા ૨૬૦ સભ્યોની પાર્લામેન્ટને હસ્તક છે. ઇન્ડોનેશિયાની પાર્લામેન્ટની પ્રથમ ચૂંટણીમાં જુદા જુદા રાજકીય પક્ષોને નીચે મુજબ બેઠકો મળી હતી :

રાષ્ટ્રવાદીઓ : ૫૭, મસજુમી : ૫૭, નેહદેતલ ઉલેમા : ૪૫, સામ્યવાદી ૩૯ અને બીજા ૬૨.

સામ્યવાદીઓ સિવાયના ત્રણ પક્ષોની મિશ્ર સરકાર રચવામાં આવી છે. દેશના પ્રમુખ ડૉ. સુકર્ણો છે અને વડા પ્રધાન શ્રી. જાનુઆ છે.

ઇન્ડોનેશિયા વિશ્વસંસ્થાનું સભ્ય છે.

અર્થતંત્ર અને ઉત્પાદન

ઇન્ડોનેશિયાની ૭૦ ટકા વસ્તી ખેતીનો વ્યવસાય કરે છે. મુખ્ય પાક, ચોખા, રબર, મરી, કોપરું, ચા, કૉફી, શેરડીનો છે. આ સિવાય કોકો, મકાઈ, બટેટા, સોયાબીન વગેરે પણ થાય છે.

૧૯૩૦થી ઉદ્યોગોનો ઝડપભેર વિકાસ થયો છે. કાપડ, રસાયણો કાગળ, સાબુ, જહાજ બાંધકામ, ટાયર બનાવવાના વગેરે ઉદ્યોગો ચાલે છે.

ઇન્ડોનેશિયા રબર, પેટ્રોલિયમ, ટીન, કોપરું અને ચાની નિકાસ કરે છે જ્યારે સામાન્ય ઉપયોગની ચીજોની એને આયાત કરવી પડે છે.

દેશનું મુખ્ય ખનીજ પેટ્રોલિયમ છે. બીજાં ખનીજો ટીન, બોક્સાઇટ, મીઠું, નિકલ અને મેંગેનીઝ છે. યુરેનિયમ પણ મળે તેમ છે.

૧૯૫૬ના અંદાજપત્ર પ્રમાણે દેશની વાર્ષિક આવક ૧,૮૬,૫૪૦ લાખ રૂપિયાહ (દેશનું ચલણ) ની છે જ્યારે ખર્ચ ૧,૯૬,૫૪૦ લાખ રૂપિયાહનો છે.

શિક્ષણ અને ધર્મ

અમુક ઉંમરના વિદ્યાર્થીઓને માટે શાળામાં જવાનું ફરજિયાત છે, નિરક્ષરોનું પ્રમાણ ૪૭ ટકા જેટલું છે.

દેશના લોકો ઇસ્લામ, ખ્રિસ્તી, બ્રાહ્મણ અને બૌદ્ધ ધર્મ પાળે છે. ઇસ્લામ ધર્મ પાળનારાઓનું પ્રમાણ વધારે છે.

## ૧૯. ઈરાન

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૬,૩૬,૨૯૩ ચો. મા. |
| વસ્તી | : | ૨,૧૧,૪૬,૦૦૦ |
| ખંડ | : | એશિયા |
| ભાષા | : | ફારસી |
| પાટનગર | : | તેહરાન (૬,૧૮,૯૭૬) |

ઈરાન પર કાજારના શાહનો આપખુદ અમલ હતો. એમાં ૧૯૦૬ માં થોડો ફેરફાર થયો. એ પહેલાં બારમી સદીમાં મોંગોલ લોકોએ એને જીતી લીધું હતું. ૧૮ મી સદીના પ્રારંભમાં તુર્કી અને રશિયાનું વર્ચસ્વ પણ એના પર સ્થપાઈ ગયું. ૧૯૨૧ માં રેઝાશાહ પહેલવીએ એ દેશ પર પોતાની સત્તા જમાવી અને ૧૯૨૫ માં એણે વારસાગત શાહનું સ્થાન લીધું. ૧૯૪૧ માં ઈરાન પર બ્રિટન અને રશિયાએ કબજો જમાવ્યો હતો પણ પાછળથી એને સ્વતંત્રતા આપવામાં આવી.

### રાજ્યતંત્ર

ઈરાનમાં બંધારણીય રાજાશાહીનો અમલ છે. ધારાકીય સત્તા બે ધારાગૃહોવાળી પાર્લામેન્ટને હસ્તક છે. સારીય ધારાસભાના ૧૩૬ સભ્યોની ચૂંટણી દર બે વર્ષે થાય છે. સેનેટના ૬૦ સભ્યોમાંથી અર્ધાની બે વર્ષ માટે શાહ પોતે નિમણુક કરે છે અને અર્ધાની ચૂંટણી થાય છે. વહીવટી સત્તા ઈરાનના શાહ, વડા પ્રધાન અને પ્રધાન મંડળને હસ્તક છે. કોઈ ગણનાપાત્ર રાજકીય પક્ષ નથી. સામ્યવાદી પક્ષ ગેરકાયદે છે.

ઈરાન વિશ્વસંસ્થાનું અને બગદાદ કરારનું સભ્ય છે.

### અર્થતંત્ર અને ઉત્પાદન

દેશના અર્થતંત્રનો આધાર તેલ છે. તેલઉદ્યોગનું રાષ્ટ્રીયકરણ કરવામાં આવ્યું છે. ઈરાનની વસ્તીનો મોટો ભાગ ખેતીકામ કરે છે. મુખ્ય પાક જવ, ચોખા, રૂ, તમાકુ, દ્રાક્ષ, ખજૂરનો છે. પશુધનમાં ઘેટાં અને બકરાંનું પ્રમાણ ૮૦ ટકા જેટલું છે. જંગલ સંપત્તિ સારી છે અને મત્સ્ય વ્યવસાય પણ ચાલે છે. દેશમાં નાનાં શસ્ત્રો, દારૂગોળો, કાચ, રસાયણો, કાપડ, દીવાસળી વગેરે ઉદ્યોગો છે. ઈરાનના ગાલીચા પ્રખ્યાત છે. મુખ્ય નિકાસ ગાલીચા, રૂ અને સૂકા મેવાની છે જ્યારે કાપડ, ખાદ્ય પદાર્થો અને દારૂની આયાત કરવામાં આવે છે. ખનીજ સંપત્તિ સારી છે પણ હજુ એનો યોગ્ય વિકાસ થયો નથી.

### શિક્ષણ અને ધર્મ

આ સદીમાં દેશમાં શિક્ષણ પ્રચાર સારા પ્રમાણમાં થયો છે. દેશમાં બે વિદ્યાપીઠો અને પ્રાથમિક તેમ જ માધ્યમિક શાળાઓની સંખ્યા સારી છે. નિરક્ષરતાનું પ્રમાણ વધારે છે.

સત્તાવાર ધર્મ ઈસ્લામ શિયા ધર્મ છે—જેના ધર્મગુરુ આગાખાન છે.

●

## ૨૦. ઉરુગ્વે

વિસ્તાર : ૬૮૩૬૯ ચો. મા.
વસ્તી : ૨૮,૦૦,૬૨૪
ખંડ : અમેરિકા
ભાષા : સ્પેનિશ
પાટનગર : મોન્ટીવિડીઓ (૮,૧૦,૬૬૯)

ઉરુગ્વે દક્ષિણ અમેરિકામાં આવેલું સૌથી નાનું રાજ્ય છે. આટલાંટિક સમુદ્ર પર આર્જેન્ટિના અને બ્રાઝિલ વચ્ચે એ આવેલું છે. સોળમી સદીમાં ઉરુગ્વે પર પોર્ટુગલનો કબજો હતો અને ૧૭૨૬ થી ૧૮૧૪ સુધી એ સ્પેનના કબજામાં રહ્યું. કેટલાંક યુદ્ધો બાદ ૧૮૨૮ માં એ સ્વતંત્ર બન્યું અને ૧૮૩૦ માં એને પ્રજાસત્તાક તરીકેનો દરજ્જો મળ્યો.

## રાજ્યતંત્ર

૧૯૫૧ ના બંધારણ મુજબ વહીવટ નવ સભ્યોની બનેલી ફેડરલ કાઉન્સિલ હસ્તક છે, જે દર ચાર વર્ષે ચૂંટાય છે. કાઉન્સિલ પર છ સભ્યો કોંગ્રેસના બહુમતી પક્ષના હોય છે અને ૩ સભ્યો લઘુમતી પક્ષના હોય છે. કાઉન્સિલનું પ્રમુખપદ દર વર્ષે સભ્યોને વારાફરતી આપવામાં આવે છે. બે ધારાગૃહોવાળી કોંગ્રેસ છે. ૯૯ સભ્યોની ચેમ્બર ઑફ ડેપ્યુટી અને ૩૧ સભ્યોની સેનેટ દર ચાર વર્ષે ચુંટાય છે.

દેશમાં કોલોરેડો (ઉદાર મતવાદીઓ) અને બ્લેન્કો (રાષ્ટ્રીય પક્ષ) એમ બે મુખ્ય રાજકીય પક્ષો છે, જેના હાથમાં વહીવટી સત્તા છે.

ઉરુગ્વે વિશ્વસંસ્થાનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

ઉરુગ્વેના અર્થતંત્રમાં ઢોર, ઘેટાં અને ઊન મુખ્ય સ્થાન ધરાવે છે. દેશમાં ઘેટાંની સંખ્યા બે કરોડથી યે વધારેની છે અને ઢોરોની સંખ્યા ૭૫ લાખ જેટલી છે. ૮૦ ટકા જેટલી જમીનમાં ઘાસ ઊગે છે. પાંચ ટકા જમીન પર ખેતી થાય છે. મુખ્ય પાક ઘઉં, જવ, મકાઈ, બટેટા, ફળો, તમાકુ, દ્રાક્ષનો છે. દારૂનું ઉત્પાદન પણ સારું છે.

ઉરુગ્વેમાં માંસ મેળવવા માટે દર વર્ષે ૨૦ લાખ ઢોર અને ઘેટાંની હત્યા કરવામાં આવે છે. પ્રોસેસ કરેલા માંસનો ઉદ્યોગ ખાસ વિકસેલો છે. સુતરાઉ કાપડનો ઉદ્યોગ, પ્લાયવુડ, સિમેન્ટ વગેરે ઉદ્યોગો વિકસી રહ્યા છે.

### શિક્ષણ અને ધર્મ

ઉરુગ્વેમાં પ્રાથમિક શિક્ષણ ફરજિયાત છે. અને બધું શિક્ષણ મફત આપવામાં આવે છે. ૩૫ ટકા વસ્તી નિરક્ષર છે. શિક્ષણની સગવડો સારા પ્રમાણમાં વિકસેલી છે.

વસ્તીનો મોટો ભાગ રોમન કૅથોલિક ધર્મ પાળે છે.



## ૨૬. એડન : સંસ્થાન અને પ્રોટેક્ટોરેટ

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | સંસ્થાન : ૭૫ ચો. મા. |
| | | પ્રોટેક્ટોરેટ : ૧,૧૨,૦૦૦ ચો. મા. |
| વસ્તી | : | સંસ્થાન : ૧,૩૮,૬૦૦ |
| | | પ્રોટેક્ટોરેટ : ૬,૫૦,૦૦૦ |

અરેબિયાના દક્ષિણ કિનારે એડનનો પ્રદેશ આવેલો છે. ૧૮૩૯ની સાલમાં સૌ પ્રથમ બ્રિટને એડનનો કબજો લીધો હતો. એડન વેપારનું મુખ્ય કેંદ્ર હમેશાં રહ્યું છે. પોર્ટુગીઝોએ કેપ ઑફ ગુડ હોપનો માર્ગ શોધ્યો પછી એનું મહત્ત્વ ઘટયું હતું પણ સુએઝ નહેર શરૂ થતાં પુનઃ એનું મહત્ત્વ વધ્યું છે. ૧૯૩૨ સુધી એડનનું સંસ્થાન મુંબઈ

રાજ્યના એક ભાગરૂપ હતું. એ બાદ એને અલગ પ્રાન્તનો દરજ્જો આપવામાં આવ્યો પણ એના વહીવટની જવાબદારી ભારત સરકારને હસ્તક હતી. ૧૯૩૭માં એડનને અલગ બ્રિટિશ સંસ્થાન તરીકેનો દરજ્જો આપવામાં આવ્યો.

## રાજ્યતંત્ર

એડન સંપૂર્ણતઃ બ્રિટિશ કબજા હેઠળનું સંસ્થાન છે. તેનો વહીવટ કારોબારી કાઉન્સિલ અને આંશિક ચૂંટાયેલી ધારાસભાની મદદથી ગવર્નર ચલાવે છે. ધારાસભાના ૧૮ સભ્યો છે, જેમાંથી ચાર સભ્યો ચૂંટાયેલા અને બાકીના નિમાયેલા અથવા તો એક્સઓફિસીઓ સભ્યો છે.

એડન પ્રોટેક્ટોરેટ બે ભાગમાં વહેંચાયેલ છે: પશ્ચિમ એડન અને પૂર્વ એડન પ્રોટેક્ટોરેટ. આ વિસ્તારમાં આવેલ સુલતાન અને શેખોના કબજા હેઠળનાં રાજ્યો ગ્રેટ બ્રિટન સાથે કરારોથી જોડાયેલાં છે. આ સુલતાનો અને શેખો ગવર્નરને જવાબદાર છે. એડનના વિદેશી સંબંધો ગ્રેટ બ્રિટન સંભાળે છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

એડનના મુખ્ય વ્યવસાયોમાં મત્સ્ય વ્યવસાય, મીઠું, સાબુ અને સિગારેટના વ્યવસાયોનો સમાવેશ થાય છે. આ ઉપરાંત એલ્યુમિનિયમના વાસણો બનાવવાનો તેમ જ કાપડ રંગવા અને છાપવાનો વ્યવસાય પણ ચાલે છે. યેમન અને આફ્રિકાના કિનારાના પ્રદેશો માટે એડન વેપારનું કેંદ્ર છે. ખેતી ખાસ થતી નથી પણ તમાકુ અને થોડી કોફી થાય છે.

૧૯૫૧માં ઈરાને તેલઉદ્યોગનું રાષ્ટ્રીયકરણ કરતાં બ્રિટિશ પેટ્રોલિયમ કંપનીએ એડન શહેરની નજીક એક તેલશુદ્ધિ કારખાનું નાખ્યું છે. જે દર વર્ષે ૫૦,૦૦,૦૦૦ ટન પેટ્રોલિયમની ફેરવણી કરે છે. દરિયાઈ

માર્ગે પશ્ચિમ તરફ જવાના માર્ગ પર આવેલા એડનના મહત્ત્વના બંદરેથી પસાર થતાં જહાજોને માટે તે તેલ અને કોલસા લેવા માટેનું મથક છે.

એડન સંસ્થાનમાં વેપાર અને નોકરી અર્થે ગયેલા ભારતીઓ-ખાસ કરીને ગુજરાતીઓની સારી એવી વસ્તી છે.

## ૨૨. એન્ડોરા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૧૯૧ ચો. મા. |
| વસ્તી | : | ૬,૫૦૦ |
| ખંડ | : | યુરોપ |
| ભાષા | : | કેટેલન |
| પાટનગર | : | એન્ડોરા (૨૨,૦૦) |

ફ્રાંસ અને સ્પેનની સરહદ પર આવેલા મહદ અંશે સ્વતંત્રતા ભોગવતા એન્ડોરાના નાના રાજ્ય પર ફ્રેન્ચ અને સ્પેનિશ બિશપોનો સંયુક્ત અંકુશ છે, પણ એન્ડોરાનો વહીવટ ચાર વર્ષ માટે ચૂંટાતી ૨૪ સભ્યોની જનરલ કાઉન્સિલ હસ્તક છે. કાઉન્સિલ વતી પ્રમુખ રાજ્યવહીવટ ચલાવે છે. એન્ડોરા ૭ ગામડાંમાં વહેંચાયેલું છે અને દરેક ગામ કાઉન્સિલના ચાર સભ્યોની ચૂંટણી કરે છે.

### અર્થતંત્ર

એન્ડોરાનું અર્થતંત્ર ખેતી પર આધારિત છે અને આ સિવાય

દર વર્ષે પર્વતારોહણની મજા માણવા આવતા ચાર લાખ જેટલા પ્રવાસીઓમાંથી એને સારી આવક મળે છે.

ધાન્ય, બટેટા અને તમાકુ એ ખેતી ઉત્પન્નો છે. આ સિવાય સોખંડ, ફટકડી, સીસું, ગ્રેનાઈટ, આરસ પત્થરો, ઈમારતી લાકડું વગેરે પણ પુષ્કળ પ્રમાણમાં મળે છે.



## ૨૩. ઑસ્ટ્રીઆ

વિસ્તાર : ૩૨,૩૭૪ ચો. મા.
વસ્તી : ૬૯,૮૩,૦૦૦
ખંડ : યુરોપ
ભાષા : જર્મન
પાટનગર : વિયેના (૧૭,૬૬,૧૦૨)

પહેલાંના ઑસ્ટ્રો-હંગેરિયન સામ્રાજ્યમાંથી પ્રથમ વિશ્વયુદ્ધ પછી જર્મન ભાષાભાષી આલ્પાઈન વિસ્તારોમાંથી મધ્ય યુરોપનું આ રાજ્ય રચવામાં આવ્યું છે. ૧૯૩૮ માં હિટલરનાં દળોએ ઑસ્ટ્રીઆ પર કબજો જમાવ્યો અને એને જર્મની સાથે જોડી દીધું. ૧૯૪૫માં બીજા વિશ્વયુદ્ધ બાદ વિજેતા રાજ્યોએ તેને ચાર ભાગમાં વહેંચી દરેક ભાગ અલગઅલગ ફ્રાંસ, ગ્રેટ બ્રિટન, અમેરિકા અને રશિયાના કબજામાં મૂક્યા પણ આ ચારે રાષ્ટ્રોએ ૧૯૫૫ માં એક કરાર કરી પોતાનાં લશ્કરી દળો ત્યાંથી પાછાં ખેંચી લીધાં અને ઑસ્ટ્રીઆ પુનઃ સ્વતંત્ર થયું.

રાજ્યતંત્ર

ઑસ્ટ્રીઆ નવ પ્રાંતોનું બનેલું સમવાયી પ્રજાસત્તાક છે. દરેક પ્રાંતની પોતાની સ્થાનિક ધારાસભા છે. સમવાયી પાર્લામેન્ટ બે ગૃહોની બનેલી છે–એમાંથી બુન્ડેસ્રાટના ૫૦ સભ્યો પ્રાંતિક ધારાસભાઓ દ્વારા ચૂંટવામાં આવે છે જ્યારે બીજી નૅશનલ ઍસેમ્બ્લીના ૧૬૫ સભ્યો રાષ્ટ્રવ્યાપી ચૂંટણી દ્વારા ચૂંટાય છે. પ્રજાસત્તાકના પ્રમુખની ચૂંટણી દર છ વર્ષે થાય છે. પ્રજાસત્તાકનો વહીવટ ચાન્સેલર અને એના પ્રધાનમંડળ દ્વારા ચાલે છે ૧૯૫૬ માં થયેલી ચૂંટણીમાં રાષ્ટ્રીય ઍસેમ્બ્લીમાં પક્ષોનું બળ નીચે મુજબ છે : પ્રજાકીય પક્ષ : ૮૨, સમાજવાદીઓ : ૭૫, સ્વતંત્ર : ૫ અને સામ્યવાદીઓ : ૩.

ઑસ્ટ્રીઆ વિશ્વસંસ્થાનું સભ્ય છે.

અર્થતંત્ર અને ઉત્પાદન

ઑસ્ટ્રીઆમાં ભારે ઉદ્યોગો ઠીકઠીક વિકસેલા છે પણ એ સાથે ખેતીના વ્યવસાયમાં પણ ત્રીજા ભાગની વસ્તી રોકાયેલી છે. મુખ્ય પાક ઘઉં, જવ, મકાઈ, બટેટા અને ફળોનો છે. અહીં દ્રાક્ષમાંથી સરસ દારૂ બનાવવામાં આવે છે.

૪૧ ટકા વસ્તી ઉદ્યોગોમાં રોકાયેલી છે. ઇજનેરી સામાન તૈયાર કરતાં કારખાનાં, કાપડની મિલો, લોખંડ અને ઍલ્યુમિનિયમનાં કારખાનાં વગેરેનો સારો વિકાસ થયો છે. કોલસા, તેલ તેમ જ લોખંડને લગતા મહત્ત્વના ઉદ્યોગોનું ૧૯૪૬ થી રાષ્ટ્રીયકરણ કરવામાં આવ્યું છે. રાષ્ટ્રીયકરણ પામેલા ઉદ્યોગોમાં કુલ ઔદ્યોગિક કામદારોના પાંચમા ભાગના કામદારો કામ કરે છે.

ઑસ્ટ્રીઆ પોલાદ અને બીજી ધાતુઓ, વીજળીનાં સાધનો, અને વાહનોની નિકાસ કરે છે જ્યારે યાંત્રિક સામગ્રી, અનાજ, ખનીજ તથા તેલ વગેરેની આયાત કરે છે.

છેલ્લે ૧૯૫૭ ના મળતા આંકડા મુજબ ઑસ્ટ્રીઆની આવક ૩,૧૮,૧૨૦ લાખ શિલિંગ ( Schillings ) ની અને ખર્ચ ૩,૦૯,૫૨૦ લાખ શિલિંગનો છે. શિલિંગ એ ઑસ્ટ્રીઆનું ચલણ છે.

કાચું લોખંડ, તેલ, કોલસો, મીઠું, સીસું વગેરે ખનીજો પણ આ દેશમાં મળે છે.

### શિક્ષણ

ઑસ્ટ્રીઆની સત્તાવાર ભાષા જર્મન છે પણ અહીં વસતી સ્લોવેન અને ક્રોટ ભાષાભાષી લઘુમતીઓને પૂરતું રક્ષણ અપાયું છે. પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત છે. માધ્યમિક, ટેકનિકલ અને હુન્નરી શિક્ષણ માટે સરસ સગવડો છે. ઑસ્ટ્રીઆમાં ચાર વિદ્યાપીઠો છે.



## ૨૪. ઑસ્ટ્રેલિયા

વિસ્તાર : ૨૯,૭૪,૫૮૧ ચો. મા.
વસ્તી : ૯૪,૨૭,૫૫૮
ખંડ : ઓસિઆના (ઑસ્ટ્રેલિયા)
ભાષા : અંગ્રેજી
પાટનગર : કેનબેરા ( ૩૨,૪૪૦ )

ઑસ્ટ્રેલિયા ખંડની શોધ સૌથી છેલ્લી થઈ છે. સૌ પ્રથમ ૧૬૦૬ ની સાલમાં ડચ લોકો આ ખંડમાં ઊતર્યા હતા. ૧૮૫૦ સુધી આ ખંડને

ન્યૂ હોલેન્ડના નામે ઓળખવામાં આવતો હતો. ૧૭૭૦માં કેપ્ટન જેમ્સ કૂક ન્યૂ ઝીલેન્ડથી ઑસ્ટ્રેલિયાની દક્ષિણે ઊતર્યો અને એના પર ગ્રેટ બ્રિટનનો દાવો રજૂ કર્યો. ૧૭૮૮ માં ત્યાં પ્રથમ વસાહત સ્થાપવામાં આવી. એ તો બ્રિટનથી મોકલવામાં આવતા ગુનેગારો માટે હતી. ૧૮૫૧ માં વિક્ટોરિયામાં સોનાની શોધ થયા પછી ગોરા વસાહતીઓ ઑસ્ટ્રેલિયામાં મોટી સંખ્યામાં આવવા લાગ્યા. ૧૮૬૦ ની સાલ સુધીમાં બધાં સંસ્થાનોને જવાબદાર રાજ્યતંત્ર બક્ષવામાં આવ્યું હતું. ૧૯૦૧ ના જાન્યુઆરી મહિનામાં ન્યૂ સાઉથ વેલ્સ, વિક્ટોરિયા, ક્વીન્સલેન્ડ, દક્ષિણ ઑસ્ટ્રેલિયા, પશ્ચિમ ઑસ્ટ્રેલિયા એમ ૭ રાજ્યોએ મળીને ઑસ્ટ્રેલિયાના રાજ્યસમૂહની સ્થાપના કરી.

**રાજ્યતંત્ર**

ઑસ્ટ્રેલિયા સ્વશાસન ભોગવતું બ્રિટિશ રાષ્ટ્રસમૂહનું એક રાજ્ય છે. એના પ્રદેશમાં ૭ રાજ્યો અને બે પ્રદેશો (ઉત્તર પ્રદેશ અને ઑસ્ટ્રેલિયન રાજધાનીનો પ્રદેશ) નો સમાવેશ થાય છે.

ધારાકીય સત્તા બે ધારાગૃહોની બનેલી પાર્લામેન્ટના હાથમાં છે. આમાંથી એક સેનેટની સભ્ય સંખ્યા ૬૦ની છે અને દરેક રાજ્ય દસ સભ્યોને ચૂંટે છે. બીજા પ્રતિનિધિગૃહમાં ૧૨૨ સભ્યો છે, જે વસ્તીના ધોરણે ચૂંટાય છે. આ સિવાય બે સભ્યો પ્રદેશોના છે, જેમને મતાધિકાર નથી હોતો.

કારોબારી સત્તા બ્રિટનની રાણી વતી ગવર્નર જનરલ હસ્તક છે. પણ વાસ્તવમાં દેશનો વહીવટ વડા પ્રધાન અને પ્રધાનમંડળ ચલાવે છે અને તેઓ પાર્લામેન્ટને જવાબદાર છે. મુખ્ય રાજકીય પક્ષો કન્ટ્રી પક્ષ, વિનીત પક્ષ અને કામદાર પક્ષ છે. ૧૯૫૫ માં થયેલી ચૂંટણી પછી વિનીત અને કન્ટ્રી પક્ષોની મિશ્ર સરકાર સત્તા પર છે અને વડા પ્રધાન તરીકે રૉબર્ટ ગૉર્ડન મેન્ઝીઝ છે. ઑસ્ટ્રેલિયાના સમવાય તંત્રના દરેક રાજ્યમાં ગવર્નર અને ધારાસભા છે.

ઑસ્ટ્રેલિયા બ્રિટિશ રાષ્ટ્રસમૂહ અને વિશ્વસંસ્થાનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

ઑસ્ટ્રેલિયા દુનિયાનું ઊન ઉત્પન્ન કરતું મુખ્ય મથક છે અને ઘેટાંઉછેર એ ઑસ્ટ્રેલિયાનો મુખ્ય વ્યવસાય છે. ઊન ઉપરાંત માખણ, ચીઝ અને માંસ પણ ઉત્પન્ન થાય છે.

ખેતીમાં મુખ્ય પાક ઘઉં છે. આ સિવાય જવ, મકાઈ, શેરડી, રૂ, તમાકુ, દ્રાક્ષનો પાક થાય છે.

ન્યૂ સાઉથ વેલ્સ ઔદ્યોગિક કેન્દ્ર છે. મુખ્ય ઉત્પાદન પોલાદ, પિગ આયર્ન, સિમેન્ટ, સૂતર અને ઊનનું છે.

ઑસ્ટ્રેલિયાની મુખ્ય નિકાસ ઊન, માંસ, ઘઉં અને ફળની છે જ્યારે આયાત પેટ્રોલિયમ, વાહનો, લોખંડ અને પોલાદ તેમ જ સુતરાઉ કાપડની છે.

૧૯૫૬–૫૭ના અંદાજપત્ર પ્રમાણે ઑસ્ટ્રેલિયાની આવક ૧૨,૩૫૬ લાખ ઑસ્ટ્રેલિયન પાઉન્ડની અને ખર્ચ ૧૨,૩૪૯ ઑસ્ટ્રેલિયન પાઉન્ડનો છે.

ઑસ્ટ્રેલિયામાં ખનિજ સંપત્તિ અને જંગલ સંપત્તિ પણ વિપુલ પ્રમાણમાં છે. મુખ્ય ખનીજો સોનું, કોલસો, ચાંદી, સીસું, ઝિન્ક, તાંબું, કાચું લોખંડ, યુરેનિયમ વગેરે છે. ૧૯૫૩માં પશ્ચિમ ઑસ્ટ્રેલિયામાં પેટ્રોલિયમ પણ મળ્યું છે.

## શિક્ષણ અને ધર્મ

પ્રાથમિક શિક્ષણ મફત છે. યુરોપિયનોની વસ્તીમાં નિરક્ષરતા જરા પણ નથી. ઑસ્ટ્રેલિયામાં દસ વિદ્યાપીઠો ઉપરાંત પ્રાથમિક તેમ જ માધ્યમિક શાળાઓ સારી સંખ્યામાં છે.

ઑસ્ટ્રેલિયા દર વર્ષે ૧,૨૫,૦૦૦ નવા લોકોને વસવાટ માટે આવવા દે છે.

દેશની ૩૯ ટકા વસ્તી એંગ્લીકન ધર્મ, ૨૦૭ ટકા વસ્તી રોમન કેથોલિક ધર્મ, ૧૦ ટકા વસ્તી પ્રેસ્બીટેરિયન, ૧૧ ટકા વસ્તી મેથોડિસ્ટ ધર્મ અને બાકીના લોકો અન્ય ધર્મો પાળે છે.

ઑસ્ટ્રેલિયાનાં સંસ્થાનો અને એના કબજા હેઠળના પ્રદેશો આ પ્રમાણે છે :

ન્યૂ સાઉથ વેલ્સની પૂર્વે ૮૦૦ માઈલ દૂર આવેલો નોર્ફોક ટાપુ (૧૩ ચો. મા.) ૧૯૧૪ થી ઑસ્ટ્રેલિયાના વહીવટ નીચે છે.

સિડનીની ઈશાન બાજુએ ૨,૨૧૫ માઈલ દૂર આવેલ નારુનો ૮ ચો. મા. નો પ્રદેશ ઑસ્ટ્રેલિયા, ન્યૂ ઝીલેન્ડ અને બ્રિટનના સંયુક્ત વાલીપણા હેઠળનો પ્રદેશ છે.

આ ઉપરાંત, અશમોર અને કાર્ટિયરના ટાપુઓ, હર્ડ અને મેકડોનાલ્ડના ટાપુઓ અને ૪,૭૨,૦૦૦ ચો. મા. નો ઑસ્ટ્રેલિયન એન્ટાર્કટીક પ્રદેશ તેમ જ સીંગાપોરની નૈઋત્યે ૧,૧૬૦ માઈલ દૂર હિન્દી મહાસાગરમા આવેલા કોકોસ ટાપુઓ અને ક્રિસ્ટમસ ટાપુ ઑસ્ટ્રેલિયાના અંકુશ નીચે છે.



## ૨૫. કતાર

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૮,૦૦૦ ચો. મા. |
| વસ્તી | : | ૩૫,૦૦૦ |
| ખંડ | : | એશિયા |
| ભાષા | : | અરેબિક |
| પાટનગર | : | દોહા (૨૦,૦૦૦) |

કતાર એ સ્વતંત્ર આરબ શેખાયત છે અને બ્રિટિશ સરકાર સાથે સંધિના સંબંધથી સંકળાયેલી છે. આ આખા વિસ્તાર પર સાઉદી અરેબિયા દાવો કરી રહ્યું છે.

કતારમાં શેખનો અમલ છે. અત્યારના શેખ અલીબીન અબ્દુલ્લા અલથાની છે. શેખને રાજ્ય અમલ ચલાવવામાં બ્રિટિશ સલાહકારો મદદ કરે છે. આ ઉપરાંત બ્રિટિશ ટેકનિકલ સહાયકો પણ છે. દોહામાં બ્રિટિશ રાજકીય એજન્ટ પણ રહે છે, જે કેટલાક અધિકારો ભોગવે છે.

૧૯૪૯થી કતારમાં તેલ મળવા લાગ્યું છે. રાજ્યને મુખ્ય આવક આમાંથી જ મળે છે. તેલક્ષેત્રો બ્રિટિશ કંપનીને હસ્તક છે.

તેલમાંથી થતી વિપુલ આવકનો ઉપયોગ ઈસ્પિતાલો, શાળાઓ વગેરે બાંધવા માટે તેમ જ બીજાં વિકાસ કાર્યો કરવામાં આવે છે.



## ૨૬. ક્યૂબા

વિસ્તાર : ૪૪,૨૧૭ ચો. મા.
વસ્તી : ૫૮,૨૯,૦૨૯
ખંડ : મધ્ય અમેરિકા
પાટનગર : સ્પેનિશ
પાટનગર : હવાના (૭,૮૫,૪૫૫)

ઈ. સ. ૧૪૯૨માં કોલંબસે ક્યૂબાની શોધ કરી. એ પછી ૧૬ થી ૧૯મી સુધી આ પ્રદેશ સ્પેનના કબજામાં રહ્યો. ૧૯૦૨માં અમેરિકા

ક્યૂબાને સ્વતંત્રતા આપી એ પહેલાં અમેરિકાના લશ્કરી સત્તાવાળાઓને હસ્તક એનો વહીવટ હતો. ૧૯૩૦ થી થોડાં વર્ષો સિવાય ક્યૂબા પર લશ્કરી સરમુખત્યારશાહીનો અમલ રહ્યો છે, જો કે બંધારણ મુજબ પ્રમુખના હોદ્દાની જોગવાઈ છે. ૧૯૪૦ માં ફુલ્જેન્સીઓ બેટીસ્ટા નામના એક સામાન્ય લશ્કરી સાર્જન્ટે સત્તા કબજે કરી અને ચાર વર્ષ માટે પોતાની પ્રમુખ તરીકે ચૂંટણી કરાવી. ૧૯૪૪ માં એને સત્તાત્યાગ કરવો પડ્યો પણ ૧૯૫૨ માં એણે પુનઃ સત્તા કબજે કરી અને ૧૯૫૪ માં ચાર વર્ષ માટે પ્રમુખ તરીકે એ ચૂંટાઈ આવ્યા.

### રાજ્યતંત્ર

ક્યૂબાના પ્રમુખની ચૂંટણી સીધા મતદાનથી દર ચાર વર્ષે થાય છે. પ્રધાનમંડળના સભ્યોનાં નામો પ્રમુખ નક્કી કરે છે પણ એ કોંગ્રેસને જવાબદાર છે. ૫૪ સભ્યોની સેનેટ અને ૧૩૦ સભ્યોનું પ્રતિનિધિગૃહ દર ચાર વર્ષે ચૂંટાય છે. આમ છતાં યે પરિસ્થિતિ એવી છે કે ક્યૂબાના ધારાઓ મોટે ભાગે પ્રમુખના હુકમો અનુસાર અમલમાં આવે છે.

### અર્થતંત્ર અને ઉત્પાદન

દેશનું અર્થતંત્ર ખેતી પ્રધાન છે. અર્ધાથી યે વધુ વસ્તી આ વ્યવસાયમાં રોકાયેલી છે. મુખ્ય પાક શેરડી, તમાકુ, કૉફી, કોકો, ફળો, શાકભાજી અને ચોખા છે.

દેશમાં ખાંડ, બ્રાન્ડી, રમ, આલ્કોહોલ, સિગારેટ, સિમેન્ટ, ડેરી વગેરેના વ્યવસાય ચાલે છે. મુખ્ય નિકાસ ખાંડ, તમાકુ અને એની ઉત્પન્નોની છે.

દેશની ખનીજ સંપત્તિમાં સોખંડ, તાંબું, મેંગેનિઝ, ક્રોમિયમ અને નિકલનો સમાવેશ થાય છે.

### શિક્ષણ અને ધર્મ

દેશમાં ૭ થી ૧૪ વર્ષના વિદ્યાર્થીઓને મફત અને ફરજિયાત

શિક્ષણ આપવામાં આવે છે. ૭૫ ટકા વસ્તીને લખતાં-વાંચતાં આવડે છે.

દેશની મોટા ભાગની વસ્તી રોમન કૅથોલિક ધર્મ પાળે છે.



## ૨૭. કુવાઇત

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૫,૮૦૦ ચો. મા. |
| વસ્તી | : | ૨,૦૦,૦૦૦ |
| ખંડ | : | એશિયા |
| ભાષ | : | અરેબિક |
| પાટનગર | : | કુવાઇત (૧,૮૦,૦૦૦) |

ઇરાનના અખાતની વાયવ્યે આવેલું કુવાઇત સ્વતંત્ર શેખાયત છે; પણ બ્રિટિશ સરકાર સાથે એ સંધિ-કરારના સંબંધથી સંકળાયેલું છે. કુવાઇતની વિદેશનીતિ બ્રિટિશ સરકારને હસ્તક છે. પાટનગર કુવાઇત એક મોટું બંદર છે અને અરેબિયાના બીજા પ્રદેશોના માલની હેરફેરનું પણ કેન્દ્ર છે. એની આસપાસનો પ્રદેશ રણવિસ્તાર છે.

કુવાઇતનું મુખ્ય મહત્ત્વ ત્યાં મળતા પેટ્રોલિયમને લીધે છે. કુવાઇત ઑઇલ કંપની જેને હસ્તક આ વિસ્તારનાં તેલક્ષેત્રો છે એ બ્રિટિશ પેટ્રોલિયમ કંપની અને અમેરિકન ગલ્ફ ઑઇલ કૉર્પોરેશન હસ્તક છે. ૧૯૫૩માં રાજ્યની દક્ષિણે કુવાઇત-સાઉદી અરેબિયાના તટસ્થ વિસ્તારમાંથી પણ તેલ કાઢવાની શરૂઆત કરવામાં આવી છે.

અમેરિકન ઈન્ડીપેન્ડન્ટ ઑઈલ કંપની હસ્તક આ તેલક્ષેત્રો છે. શેખને તેલમાંથી થતા કુલ નફાનો અર્ધો હિસ્સો મળે છે.

તેલમાંથી મળતી ખૂબ જ આવકને લીધે કુવાઈત સરકારે સમાજસેવાના તેમ જ વિકાસના વ્યાપક કાર્યક્રમો હાથ ધર્યા છે. સમુદ્રના પાણીને પીવા યોગ્ય બનાવવાની વ્યવસ્થા કુવાઈતે કરી છે. કુવાઈતમાં બધા આરબોને મફત શિક્ષણ આપવામાં આવે છે. આથી શિક્ષિતોનું પ્રમાણ વધી રહ્યું છે.

કુવાઈતના લોકો મોટે ભાગે મુસ્લીમ ધર્મ પાળે છે.



## ૨૮. કેનિયા

વિસ્તાર : ૨,૨૪,૯૬૦ ચો. માઈ.
વસ્તી : ૫૯,૪૭,૦૦૦
ખંડ : આફ્રિકા
પાટનગર : નૈરોબી (૧,૧૮,૯૭૬)

પૂર્વ આફ્રિકામાં આવેલા આ બ્રિટિશ સંસ્થાન અને રક્ષિત પ્રદેશની વસ્તીમાં ૫૭,૨૯,૦૦૦ આફ્રિકનો, ૧,૩૬,૬૦૦ એશિયનો અને ૪૬,૫૦૦ યુરોપિયનો છે. કેનિયામાં યુરોપિયનોના નાના વર્ગનું વર્ચસ્વ છે. ત્યારે આફ્રિકન જાતિના લોકોને જીવનની ઉન્નતિની ખાસ તકો મળતી નથી. આથી આફ્રિકનોમાં સારો એવો અસંતોષ પ્રવર્તે

છે અને માઓ-માઓ જેવી ત્રાસવાદી પ્રવૃત્તિઓ પણ કરે છે. આફ્રિકાના આ પ્રદેશમાં રંગભેદ મોટા પ્રમાણમાં છે.

૧૯૨૦માં કેનિયાને બ્રિટિશ સંસ્થાનનો દરજ્જો મળ્યો છે. કેનિયાનો વહીવટ ગવર્નર સંભાળે છે પણ દેશમાં ધારાસભા છે. આ ધારાસભામાં ૫૪ સભ્યો છે, જેમાં આઠ અધિકારીઓ, ૧૮ નિમાયેલા સભ્યો, ૧૪ ચૂંટાયેલા યુરોપિયનો, ૬ એશિયન, ૬ આફ્રિકન અને ૨ આરબ સભ્યો છે. ધારાસભામાં પણ યુરોપિયનોનું જ વર્ચસ્વ રહે છે.

કેનિયા ખેતીપ્રધાન દેશ છે. મુખ્ય પાક કોફી, ચા, મકાઈનો છે. ચામડાં કમાવાનો ઉદ્યોગ ચાલે છે. કેનિયા ચા અને કોફીની નિકાસ કરે છે.

સોનું, સોડિયમ કાર્બોનેટ, ચાંદી અને મીઠું એટલાં ખનીજો મળે છે. જંગલ સંપત્તિમાં ઈમારતી લાકડું અને બીજી ઉત્પન્નોનો સમાવેશ થાય છે.



## ૨૯. કેનેડા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૩૬,૧૯,૬૧૬ ચો. મા. |
| વસ્તી | : | ૧,૬૪,૨૦,૦૦૦ |
| ખંડ | : | અમેરિકા |
| ભાષા | : | અંગ્રેજી |
| પાટનગર | : | ઓટાવા (૨,૧૫,૧૧૩) |

ઈ. સ. ૧૪૯૭માં સૌ પ્રથમ ગોરાઓએ કૅનેડામાં પ્રવેશ કર્યો. ૧૫૩૪માં એ ફ્રાન્સના કબજામાં ગયું. ૧૬૦૪માં ખરેખર આ પ્રદેશમાં ગોરાઓના વસવાટનો પ્રારંભ થયો. ૧૭૫૬ થી ૧૭૬૩ દરમિયાન ફ્રાંસ અને બ્રિટન વચ્ચે થયેલી લડાઈ બાદ પેરિસની સંધિ મુજબ કૅનેડા પર બ્રિટનને કબજો મળ્યો. એ વખતે કૅનેડામાં ફ્રેંચ લોકોની વસ્તી વિશેષ હતી પણ એ બાદ વીસ વર્ષમાં ઘણા અંગ્રેજો ત્યાં જઈને વસ્યા. ૧૮૪૯માં બ્રિટને કૅનેડાનો સ્વશાસન મેળવવાનો અધિકાર સ્વીકાર્યો. ૧૮૭૩માં કૅનેડાને સાંસ્થાનિક સ્વરાજ્ય મળ્યું.

અત્યારે કૅનેડામાં ૪૮ ટકા વસ્તી અંગ્રેજોની, ૩૧ ટકા ફ્રેંચોની, ૪ ટકા જર્મનોની, ૩ ટકા યુક્રેનિયનો અને ૧૪ ટકા અન્ય જાતિનાઓની છે.

### રાજ્યતંત્ર

કૅનેડા સાંસ્થાનિક સ્વરાજ્ય ભોગવતો દેશ છે. દસ પ્રાન્તોનું બનેલું એ સમવાયી તંત્ર છે રાજ્યના વડા તરીકે ગવર્નર જનરલ છે, જેની નિમણૂક બ્રિટનનાં રાણી એલિઝાબેથ બીજાના પ્રતિનિધિ તરીકે કરવામાં આવે છે. કૅનેડાની સરકારની ભલામણના આધારે રાણી ગવર્નર જનરલની નિમણૂક કરે છે. ખરી વહીવટી સત્તા વડા પ્રધાન અને પ્રધાનમંડળને હસ્તક છે. આમની સભામાં બહુમતી હોય એ પક્ષનું પ્રધાનમંડળ રચવામાં આવે છે.

ધારાકીય સત્તા બે ધારાગૃહોવાળી પાર્લામેન્ટને હસ્તક છે. સેનેટના ૧૦૨ સભ્યોની નિમણૂક જિંદગીપર્યંત થાય છે. આમની સભાના ૨૬૫ સભ્યોની ચૂંટણી દર પાંચ વર્ષે થાય છે.

મુખ્ય રાજકીય પક્ષો પ્રોગ્રેસીવ કોન્ઝરવેટીવ, લિબરલ, કોઓપરેટીવ કોમનવેલ્થ ફેડરેશન, સોસિયલ ક્રેડિટ એટલા છે.

૧૯૫૮ના એપ્રિલમાં થયેલી ચૂંટણીમાં પ્રોગ્રેસીવ-કોન્ઝરવેટીવ પક્ષને આમની સભામાં બહુમતી મળી છે. વડાપ્રધાન જોન ડિફેન બેકર છે.

કેનેડા વિશ્વસંસ્થા અને ઉત્તર આટલાંટિક કરાર સંસ્થાનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

ખેતી, મરઘાઉછેર, પશુ ઉછેર એ કેનેડાનો એક મુખ્ય વ્યવસાય છે. કેનેડામાં સૌથી વધુ પાક ઘઉંનો છે અને આ દેશનું ઘઉંની નિકાસ કરવામાં દુનિયામાં પ્રથમ સ્થાન છે. આ સિવાય જવ, ઓટ, રાઈ, બટેટાં અને બીજાં ધાન્ય તેમ જ ફળોનો પાક પણ થાય છે. માખણ અને ચીઝ તેમ જ ઊનનું ઉત્પાદન સારા પ્રમાણમાં થાય છે.

કેનેડાના ઉદ્યોગો મોટે ભાગે દેશમાંથી મળતા કાચા માલ પર આધાર રાખે છે. દેશમાં મોટરગાડીઓ, ખાંડ, લોખંડ અને પોલાદ, રબરનો સામાન બનાવવાના ઉદ્યોગો છે. આ સિવાય દેશના મુખ્ય ઉદ્યોગોમાં કાગળ બનાવવાનો, નોન ફેરસ ધાતુઓને લગતા, પેટ્રોલિયમની ઉત્પન્નો વગેરે ઉદ્યોગો પણ ચાલે છે.

કેનેડા અખબારી કાગળ, ઘઉં, લાકડાનો માલ, એલ્યુમિનિયમ અને એની ઉત્પત્તીની નિકાસ કરે છે; જ્યારે મશીનરી, મોટરગાડીઓના ભાગો, શુદ્ધ કર્યા વિનાનું પેટ્રોલિયમ, ખેતીનાં સાધનો અને યંત્રોની આયાત કરે છે.

૧૯૫૭-૫૮ના અંદાજપત્ર મુજબ દેશની વાર્ષિક આવક ૫૨,૭૦૦ લાખ કેનેડિયન ડોલરની છે જ્યારે ખર્ચ ૪૦,૧૮૦ લાખ કેનેડિયન ડોલરનો છે.

કેનેડામાં ઍસ્બેસ્ટોસ, કોલસો, તાંબું, સોનું, આયર્ન ઓર, સીસું, નિકલ, પેટ્રોલિયમ, ચાંદી, ઝિન્ક વગેરે ખનીજો મળે છે.

જંગલ સંપત્તિ પણ પુષ્કળ છે. દેશના ૧૩,૦૦,૦૦૦ ચો. મા. વિસ્તારમાં જંગલો છે. કેનેડા દર વર્ષે લગભગ ૬॥ લાખ ટન જેટલો અખબારી કાગળ ઉત્પન્ન કરે છે.

શિક્ષણ અને ધર્મ

ક્વીબેક સિવાય બધા પ્રાન્તોમાં પ્રાથમિક શિક્ષણ મફત આપવામાં આવે છે. માધ્યમિક શિક્ષણ પણ મોટા ભાગના પ્રાન્તોમાં મફત છે. ૮ થી ૧૪ વર્ષની ઉમરનાં બાળકો માટે ફરજિયાત શિક્ષણની પ્રથા છે. કૅનેડામાં ૨૮ વિદ્યાપીઠો છે.

દેશની ૪૩ ટકા વસ્તી રોમન કૅથોલિક ધર્મ પાળે છે. બાકીની વસ્તી યુનાઈટેડ ચર્ચ, ઍંગ્લિકન, પ્રેસ્બીટેરિયન બાપ્ટિસ્ટ અને બીજા ધર્મો પાળે છે.



## ૩૦. કૅમ્બોડિયા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૬૭,૫૬૮ ચો. મા |
| વસ્તી | : | ૪૩,૫૮,૦૦૦ |
| ખંડ | : | એશિયા |
| ભાષા | : | કૅમ્બોડિયન, ફ્રેંચ, અનામીઝ |
| પાટનગર | : | ફ્નોમ પેન્હ ( ૩,૭૫,૦૦૦ ) |

નવમી અને દસમી સદીમાં કૅમ્બોડિયા મહાન ખ્મેર સામ્રાજ્યનું મુખ્ય કેંદ્ર હતું. ૧૮૬૪માં એ ફ્રેંચોના કબજામાં આવ્યું. કૅમ્બોડિયાની દક્ષિણે અને પૂર્વે દક્ષિણ વિયેટનામ, ઉત્તરે લાઓસ અને થાઇલેન્ડ, અને દક્ષિણ-પશ્ચિમે સિયામનો અખાત આવેલો છે. બીજા વિશ્વયુદ્ધમાં કૅમ્બોડિયા પર જાપાને કબજો જમાવ્યો હતો. ૧૯૫૩ માં એને

મર્યાદિત પ્રમાણમાં સ્વતંત્રતા મળી અને ૧૯૫૪ ના જીનિવા કરારથી એનો સ્વતંત્ર સાર્વભૌમ દરજ્જાને માન્ય કરવામાં આવ્યો.

## રાજ્યતંત્ર

કેમ્બોડિયામાં બંધારણીય રાજાશાહીનો અમલ છે. વહીવટીતંત્ર વડા પ્રધાન અને પ્રધાનમંડળના સહકારથી રાજાને હસ્તક છે. ધારાકીય સત્તા ચૂંટાયેલી ધારાસભાને હસ્તક છે.

અત્યારના રાજા નરોત્તમ સુરામૃત છે અને વડા પ્રધાન સાન-યુન છે.

કેમ્બોડિયા વિશ્વસંસ્થાનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

અર્થતંત્ર ખેતી પર આધારિત છે. મુખ્ય પાક ચોખા છે. એ પછી સૌથી વધુ ઉત્પાદન રબરનું થાય છે. બીજા પાકમાં તમાકુ, રૂ, મરી અને મકાઈ છે. પશુઉછેરનો વ્યવસાય સારો ચાલે છે.

રેશમ અને સુતરાઉ કાપડ વણવાનો વ્યવસાય દેશમાં ચાલે છે. ચોખાની મિલો પણ છે. દેશની મુખ્ય નિકાસ ચોખા, રબર, ઊન અને ચામડાંની છે.

જંગલ અને ખનીજ સંપત્તિ પણ છે પણ એનો વિકાસ થયો નથી.

## શિક્ષણ અને ધર્મ

દેશમાં શિક્ષણ પ્રસાર હજુ બહુ થયો નથી. દેશની વસ્તીનો મોટો ભાગ બૌદ્ધ ધર્મ પાળે છે.

# ૩૧. કોરિયા

વિસ્તાર : ૮૫,૨૬૬ ચો. મા.
વસ્તી : ૨,૮૬,૦૦,૦૦૦
ખંડ : એશિયા
ભાષા : કોરિઅન, ચીની, જાપાની

એશિયાના ઉત્તર-પૂર્વ વિસ્તારમાં ચીનની નજીક આવેલું આ રાજ્ય ૫૦૦ વર્ષ સુધી ચીનના મથક તરીકે રહ્યું હતું. ૧૯૧૦ માં જાપાને તેને જીતી લીધું. રશિયા અને ચીન બંને માટે આ વિસ્તાર વ્યૂહની દૃષ્ટિએ મહત્ત્વનો હોવાથી ૧૯૪૫ માં રશિયાએ જાપાન સામે લડાઈ જાહેર કરી અને તરત જ તેનાં દળોએ કોરિયામાં પ્રવેશ કર્યો. અમેરિકન દળોએ પણ આ દેશના અમુક વિસ્તાર પર કબજો મેળવ્યો હતો. રશિયા અને અમેરિકાના કબજા હેઠળના એમ કોરિયાના બે ભાગ ૩૮ મી સમાન્તર રેખા પાસેથી કરવામાં આવ્યા. અમેરિકા અને રશિયાએ સંયુક્ત કોરિયાની રચના માટે સમજૂતી પર આવવા પ્રયાસ કર્યા પણ એમાં નિષ્ફળતા મળતાં આ પ્રશ્ન વિશ્વસંસ્થા સમક્ષ રજૂ થયો જેણે વિશ્વસંસ્થાની દેખરેખ નીચે સંયુક્ત ચૂંટણી યોજવાનો નિર્ણય લીધો પણ આનું કંઈ પરિણામ ન આવ્યું. ૧૯૫૦ માં ઉત્તર અને દક્ષિણ કોરિયા વચ્ચે યુદ્ધ થયું. વિશ્વસંસ્થાએ ઉત્તર કોરિયાને આક્રમણખોર ગણી દક્ષિણ કોરિયાની મદદે દળો મોકલ્યાં. આ બાજુ અમેરિકા અને વિશ્વસંસ્થામાંના એના કેટલાક સાથીઓનાં દળો લડતાં હતાં ત્યારે સામે ઉત્તર કોરિયાને રશિયા અને ખાસ કરીને ચીનની ઘણી મદદ હતી. છેવટે ૧૯૫૩ માં યુદ્ધવિરામ થયો પણ બંને પ્રદેશો હજુ એક થયા નથી.

## ઉત્તર કોરિયા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૪૬,૮૧૪ ચો. મા. |
| વસ્તી | : | ૫૦,૦૦,૦૦૦ |
| પાટનગર | : | પ્યોંગયાંગ (૫,૦૦,૦૦૦) |

ઉત્તર કોરિયાની રચના બીજા વિશ્વયુદ્ધ બાદ થઈ છે. બીજા વિશ્વયુદ્ધમાં આ વિસ્તાર પર રશિયન દળોએ કબજો જમાવ્યો હતો. ૧૯૪૮ માં રશિયન દળોને પાછાં ખેંચી લેવામાં આવ્યાં હતાં.

### રાજ્યતંત્ર

ઉત્તર કોરિયા લોકશાહી પ્રજાસત્તાક રાજ્ય છે. એનું બંધારણ રશિયાના બંધારણ જેવું છે. ૧૯૪૮ માં સર્વોચ્ચ સોવિયેટની ચૂંટણી કરવામાં આવી હતી અને સોવિયેટ પદ્ધતિનું બંધારણ સર્વોચ્ચ સોવિયેટે મંજૂર કર્યું હતું.

ઉત્તર કોરિયાની સામ્યવાદી સરકારને રશિયા અને એના સાથીઓએ સ્વીકૃતિ આપી છે પણ અમેરિકા અને એના સાથીઓએ આવી સ્વીકૃતિ નથી આપી. વડા પ્રધાન કીમ ઈલ-સુંગ છે.

## દક્ષિણ કોરિયા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૩૮,૪૫૨ ચો. મા. |
| વસ્તી | : | ૨,૦૫,૨૬,૭૦૫ |
| પાટનગર | : | સેઓલ (૧૩,૦૦,૦૦૦) |

૧૯૪૮ ની ૧૫ મી ઑગસ્ટે અમેરિકન લશ્કરી સરકારનો અંત આવતાં દક્ષિણ કોરિયા પ્રજાસત્તાક તરીકે જાહેર થયું. આ પ્રજાસત્તાકનો રશિયન જૂથ સિવાયના દેશોએ સ્વીકાર કર્યો છે.

### રાજ્યતંત્ર

દક્ષિણ કોરિયામાં લોકશાહી સરકારની સ્થાપના કરવા માટે ૧૯૪૮ માં સામાન્ય ચૂંટણી થઈ. આ ચૂંટણીને પરિણામે અસ્તિત્વમાં

આવેલી રાષ્ટ્રીય ધારાસભાએ દેશનું બંધારણ ઘડીને મંજૂર કર્યું છે. દેશનું વહીવટી તંત્ર પ્રમુખ અને ધારાસભાને હસ્તક છે. પ્રમુખની ચૂંટણી દર ચાર વર્ષે થાય છે.

દક્ષિણ કોરિયામાં ૧૯૫૪ માં બીજી વાર ચૂંટણી થઈ એમાં વિનીત પક્ષને બહુમતી મળી છે. દેશના પ્રમુખ તરીકે સીંગમન રી છે.

વિશ્વસંસ્થામાં કોરિયાનું પ્રતિનિધિત્વ દક્ષિણ કોરિયા કરે છે.

**અર્થતંત્ર**

કોરિયાના ઉત્તર અને દક્ષિણ બંને વિભાગોના અર્થતંત્રનો વિચાર કરીએ તો આ પ્રદેશ ખેતી પ્રધાન છે. મુખ્ય પાક ચોખા, જવ, ઓટ, રાઈ, બાજરી, સોયાબીન, તમાકુ, રૂ અને ઘઉં છે.

જાપાનના અમલનાં છેલ્લાં વર્ષોમાં કોરિયામાં ઔદ્યોગિકરણને વેગ મળ્યો હતો. દેશમાં રસાયણો, કાપડ, તમાકુ વગેરેને લગતા ઉદ્યોગો વિકસેલા છે. ઉત્તર કોરિયામાં વધારે પ્રમાણમાં ઉદ્યોગો છે.

કોરિયાની મુખ્ય નિકાસ ટંગસ્ટન, ગ્રેફાઈટ જેવા કાચા માલની છે. જ્યારે એ ખાદ્ય પદાર્થો અને તૈયાર માલની આયાત કરે છે.

દક્ષિણ કોરિયાનો આધાર અમેરિકન સહાય પર છે. યુદ્ધ બાદ પુનર્વસવાટ કાર્ય માટે અમેરિકાએ દ. કોરિયાને ૨૦,૦૦,૦૦,૦૦૦ ડૉલર આપવાનું સ્વીકાર્યું છે. ઉત્તર કોરિયાનો વેપાર રશિયા અને ચીન સાથે છે.

કોરિયામાં કોલસો, સોનું, ચાંદી, તાંબું, ટંગસ્ટન ઓર, આયર્ન ઓર, ગ્રેફાઈટ, સીસું, ફટકડી વગેરે ખનીજો મળે છે.

**શિક્ષણ અને ધર્મ**

દક્ષિણ કોરિયામાં ૧૯૫૪ના આંકડા મુજબ પ્રાથમિક શાળાઓમાં ૨૩,૪૨,૦૬૫ વિદ્યાર્થીઓ, માધ્યમિક શાળાઓમાં ૩,૨૪,૧૧૪

વિદ્યાર્થીઓ અને ઉચ્ચ માધ્યમિક શાળાઓમાં ૧,૬૦,૨૬૬ વિદ્યાર્થીઓ હતા. સેઓલમાં વિદ્યાપીઠ છે. દક્ષિણ કોરિયામાં ૧૯૫૬માં વિદ્યાર્થીઓની કુલ સંખ્યા ૧૯,૪૨,૦૦૦ ની હતી.

કોરિયાના લોકો બૌદ્ધ, કોન્ફુશીઅસ, ટોઈસ્ટ અને ખ્રિસ્તી ધર્મો પાળે છે.



## ૩૨. કોલંબિયા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૪,૩૯,૫૧૯ ચો. મા. |
| વસ્તી | : | ૧,૨૯,૩૯,૦૦૦ |
| ખંડ | : | દક્ષિણ અમેરિકા |
| ભાષા | : | સ્પેનિશ |
| પાટનગર | : | બોગોટા (૭,૬૫,૩૧૦) |

દક્ષિણ અમેરિકામાં વાયવ્ય બાજુએ આવેલા કોલંબિયા પર ૧૫૦૨માં કોલંબસે પગ મૂક્યો હતો. એ પછી ૧૫૩૬માં એ સ્પેનનું સંસ્થાન બન્યું. ૧૮૩૦માં અલગ પ્રજાસત્તાક તરીકે એને સંપૂર્ણ સ્વતંત્રતા મળી.

દેશમાં ૬૮ ટકા વસ્તી મેસ્ટીઝો જાતિના લોકોની છે. આ સિવાય ૨૦ ટકા [illegible], ૭ ટકા આદિવાસી ઇન્ડિયનો અને ૫ ટકા હબસીઓની વસ્તી છે.

### રાજ્યતંત્ર

કોલંબિયા પ્રજાસત્તાક રાજ્ય છે. વહીવટી સત્તા પ્રમુખને હસ્તક છે, જે પોતાના પ્રધાનમંડળની નિમણૂક કરે છે. પ્રમુખની ચૂંટણી દર ચાર વર્ષે થાય છે. કોંગ્રેસનાં બે ધારાગૃહોમાં સેનેટના ૬૩ સભ્યો દર ચાર વર્ષે સીધા મતદાનથી ચૂંટાય છે. પ્રતિનિધિગૃહના ૧૨૩ સભ્યો પણ સીધી ચૂંટણીથી દર બે વર્ષે ચૂંટાય છે.

મુખ્ય રાજકીય પક્ષો રુઢિચુસ્ત અને ઉદારમતવાદી પક્ષો છે.

કોલંબિયા વિશ્વસંસ્થાનું સભ્ય છે.

### અર્થતંત્ર અને ઉત્પાદન

અર્થતંત્રનો આધાર ખેતી અને ઢોરઉછેર છે. આમ છતાં યે બહુ થોડી જમીન પર ખેતી થાય છે. કોફી, કેળાં, નાળિયેર, તમાકુ, શેરડી, ધાન્ય, રૂ, કોકો, ચોખા વગેરે પાક થાય છે. કોલંબિયામાં જંગલો પણ મોટા પ્રમાણમાં છે.

ઔદ્યોગિક ઉત્પન્નોમાં પ્રોસેસ કરેલા ખાદ્યપદાર્થ અને સુતરાઉ કાપડનો સમાવેશ થાય છે. પોલાદનું એક કારખાનું પણ છે.

કોલંબિયા ખનીજની દૃષ્ટિએ સમૃદ્ધ છે. લેટીન અમેરિકામાં તેલ પ્રાપ્તિની દૃષ્ટિએ કોલંબિયાનું સ્થાન ત્રીજું છે. આ સિવાય પ્લેટીનમ, સોનું, ચાંદી વગેરે ખનીજો મળે છે.

કોલંબિયા કોફી, પેટ્રોલિયમ અને કેળાંની નિકાસ કરે છે.

### શિક્ષણ અને ધર્મ

પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત છે. ૧૯૫૧માં નિરક્ષરતાનું પ્રમાણ ૩૭ ટકા જેટલું હતું. રાષ્ટ્રના અંદાજપત્રના દસ ટકા જેટલાં નાણાં શિક્ષણ પાછળ ખર્ચવામાં આવે છે. બાગોટામાં રાષ્ટ્રીય વિદ્યાપીઠ છે. એ સિવાય દેશમાં બીજી ૨૧ વિદ્યાપીઠો છે.

દેશ રોમન કૅથોલિક ધર્મ પાળે છે.

## ૩૩. કોસ્ટારિકા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૧૯,૬૯૫ ચો. મા. |
| વસ્તી | : | ૧૦,૧૪,૧૭૦ |
| ખંડ | : | મધ્ય અમેરિકા |
| ભાષા | : | સ્પેનિશ |
| પાટનગર | : | સાન જોઝ (૯૯,૭૪૭) |

કોસ્ટારિકાની શોધ સંભવતઃ કોલંબસે કરી હતી અને એને આ નામ પણ એણે જ આપ્યું હશે, એમ લાગે છે. નિકારાગુઆ અને પનામાની વચ્ચે આવેલો આ દેશ ૧૫૩૦ થી ૧૮૨૧ સુધી સ્પેનના કબ્જામાં હતો. ૧૮૩૯માં એને સ્વતંત્રતા મળી. ૧૯૪૮માં આંતરવિગ્રહ થયો હતો પણ પછી બંધારણસભાની ચૂંટણી થઈ જેણે નવું બંધારણ પસાર કર્યું. ૧૯૫૦ માં કોસ્ટારિકાએ લશ્કરને વિખેરી નાખ્યું. અત્યારે દેશમાં માત્ર પોલીસ દળ જ છે.

### રાજ્યતંત્ર

૧૯૪૯ ના બંધારણ મુજબ કોસ્ટારિકાના પ્રજાસત્તાકનો વહીવટ પ્રમુખ અને કોંગ્રેસને હસ્તક છે. પ્રમુખ અને ૪૫ સભ્યોની કોંગ્રેસની ચૂંટણી દર ચાર વર્ષે થાય છે.

મુખ્ય રાજકીય પક્ષો રાષ્ટ્રીય મુક્તિ પક્ષ અને લોકશાહી પક્ષ છે.

કોસ્ટારિકા વિશ્વસંસ્થાનું સભ્ય છે.

### અર્થતંત્ર અને ઉત્પાદન

દેશના અર્થતંત્રનો આધાર ખેતી પર છે. ખેતીનો મુખ્ય પાક

કોફી, કેળાં, ચોખા, મકાઈ, શેરડી, બટાટા, કોકો છે. ઉદ્યોગો બહુ વિકસેલા નથી. માત્ર સ્થાનિક વ્યવસાયો ચાલે છે. કોસ્ટારિકા કોફી, કોકો અને કેળાની નિકાસ કરે છે જ્યારે સુતરાઉ કાપડ, યંત્રસામગ્રી, વાહનો અને પેટ્રોલિયમની આયાત કરે છે.

દેશમાં સોના ઉપરાંત ચાંદી, મેંગેનિઝ, પારો અને ગંધક વગેરે ખનીજો મળે છે. ૧૯૫૬માં તેલની પણ શોધ થઈ છે.

૧૯૫૭ના અંદાજપત્ર મુજબ દેશની વાર્ષિક આવક ૨,૭૫૨ લાખ કોલોન્સ (દેશનું ચલણ) છે જ્યારે ખર્ચ ૨,૭૫૨ લાખ કોલોન્સનો જ છે.

## શિક્ષણ અને ધર્મ

કોસ્ટારિકામાં નિરક્ષરોનું પ્રમાણ ૨૧.૨ ટકા જેટલું છે. પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત છે. અંગ્રેજી બધી પ્રાથમિક શાળાઓમાં શીખવવામાં આવે છે.

દેશની મોટા ભાગની વસ્તી રોમન કૅથોલિક ધર્મ પાળે છે.



# ૩૪. ગ્વાટેમાલા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૪૨,૦૪૨ ચો. મા. |
| વસ્તી | : | ૩૩,૪૯,૦૦૦ |
| ખંડ | : | મધ્ય અમેરિકા |
| ભાષા | : | સ્પેનિશ |
| પાટનગર | : | ગ્વાટેમાલા (૩,૧૯,૮૦૦) |

મધ્ય અમેરિકામાં આવેલું ગ્વાટેમાલા એક વાર પ્રાચીન મેયાન સંસ્કૃતિનું મથક હતું. ૧૫૨૪માં સ્પેને એના પર કબજો મેળવ્યો અને ૩૦૦ વર્ષ સુધી સ્પેનનો એના પર અમલ રહ્યો. ૧૮૨૩માં એ સ્વતંત્ર થયું અને ૧૮૩૯માં પ્રજાસત્તાકની સ્થાપના થઈ. ગ્વાટેમાલામાં સામાન્ય રીતે પ્રમુખપદનું સ્થાન લેનારી વ્યક્તિ સરમુખત્યારની સત્તા જ ભોગવે છે. ઘણી વાર બળજબરીથી પ્રમુખપદ પ્રાપ્ત કરાયું છે.

## રાજ્યતંત્ર

ગ્વાટેમાલા પ્રજાસત્તાક રાજ્ય છે. બંધારણ મુજબ પ્રમુખની દર છ વર્ષે સીધા મતદાનથી ચૂંટણી થવી જોઈએ. ધારાસભાના ૬૮ સભ્યોની ચૂંટણી દર ચાર વર્ષે થાય છે. અર્ધા સભ્યો દર બે વર્ષે ચૂંટાય છે. પ્રમુખને વહીવટમાં સહાય કરવા માટે પ્રધાનમંડળ પણ હોય છે.

ગ્વાટેમાલા વિશ્વસંસ્થાનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

ગ્વાટેમાલાની નેવું ટકા વસ્તીનો વ્યવસાય ખેતી છે. ખેતી હેઠળની વીસ ટકા જમીન પર કોફી થાય છે. આ સિવાય કેળાં, રૂ અને બીજા પાકો પણ થાય છે. ગ્વાટેમાલાના ઉદ્યોગો બહુ વિકસેલા નથી, જે છે તે સ્થાનિક વપરાશની ચીજો જ બનાવે છે. ગ્વાટેમાલાની મુખ્ય નિકાસ કોફી અને કેળાંની છે. આયાતમાં આરો, પેટ્રોલિયમ અને એની બનાવટો, દવાઓ અને કાપડનો સમાવેશ થાય છે.

ગ્વાટેમાલામાં સોનું, ચાંદી, સીસું, ટીન, તાંબું, પારો, કોલસો, ક્રોમાઈટ અને ગંધક એટલાં ખનીજો મળે તેમ છે. અત્યારે માત્ર સીસું અને ક્રોમાઈટ એ બે ખનીજો મેળવવામાં આવે છે.

શિક્ષણ અને ધર્મ

શિક્ષણ મફત અને ફરજિયાત છે, પણ ૭૨-૨ ટકા વસ્તી નિરક્ષર છે. ગ્વાટેમાલાની અર્ધી જેટલી વસ્તી અશિક્ષિત અને ગરીબ આદિવાસી ઇંડિયનોની છે. ૩૮ ટકા જેટલી વસ્તી મિશ્ર જાતિઓની અને બાકીના ગોરા છે. રાજ્યકર્તા વર્ગ મોટે ભાગે ગોરાઓમાંથી પસંદ થાય છે. સ્પેનિશ ભાષા ઉપરાંત ૧૮ ઇંડિયન બોલીઓનો વપરાશ છે.

મોટા ભાગની વસ્તી રોમન કૅથોલિક ધર્મ પાળે છે.

●

## ૩૫. ગ્રીસ

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૫૧,૧૮૨ ચો. મા. |
| વસ્તી | : | ૮૦,૩૧,૦૦૦ |
| ખંડ | : | યુરોપ |
| ભાષા | : | ગ્રીક, તુર્કી |
| પાટનગર | : | ઍથેન્સ (૫,૬૫,૦૮૪) |

ગ્રીસનો પ્રાચીન ઇતિહાસ ઘણો ભવ્ય છે. ઈ. સ. પૂર્વે પાંચમી સદીમાં ગ્રીસની સમૃદ્ધિ એની ટોચે પહોંચી હતી પણ ઈ. સ ની બીજી સદીમાં એની પડતી શરૂ થઈ અને છેવટે એ રોમન સામ્રાજ્યનો એક ભાગ બન્યું. ૧૪૬૦ માં ગ્રીસને તુર્કી સામ્રાજ્યમાં મેળવવામાં આવ્યું પણ ૧૮૨૭ માં એ તુર્કીથી સ્વતંત્ર થયું અને ૧૮૩૦ માં ત્યાં રાજાશાહીની સ્થાપના કરવામાં આવી. બવેરિયાના પ્રિન્સ ઑટોને રાજવીપદ આપવામાં આવ્યું. ૧૮૬૨ માં પ્રિન્સ ઑટોને હદપાર

કરવામાં આવ્યા અને ડેનિશ શાહી કુટુંબના વંશજો રાજ્યગાદી-પર આવ્યા.

૧૯૨૪ માં ગ્રીસને પ્રજાસત્તાક બનાવવામાં આવ્યું પણ પ્રજા-સત્તાકવાદીઓ અને રાજ્યના હિમાયતીઓ વચ્ચે સંઘર્ષ શરૂ થયો. છેવટે ૧૯૩૫ માં લોકમત દ્વારા પુનઃ રાજાશાહીની સ્થાપના કરવામાં આવી. બીજા વિશ્વયુદ્ધમાં ઇટાલીએ ગ્રીસને જીતી લીધું હતું પણ યુદ્ધના અંત બાદ પુનઃ એ સ્વતંત્ર થયું. પણ સામ્યવાદીઓનું જોર વધી ગયું અને એમાંથી કેટલાંક વર્ષો આંતરવિગ્રહ જેવી સ્થિતિ રહી. ૧૯૪૬ માં પુનઃ લોકમત લેવામાં આવ્યો અને ગ્રીસે પૂર્વવત્ રાજાશાહીના અમલનો સ્વીકાર કર્યો.

સાયપ્રસના ભાવિના પ્રશ્નને લીધે અત્યારે બ્રિટન સાથેના એના સંબંધો જરા તંગ બન્યા છે.

## રાજ્યતંત્ર

ગ્રીસમાં બંધારણીય રાજાશાહીનો અમલ છે. રાજા પાસે નામની વહીવટી સત્તા છે. બાકી ખરી સત્તા તો પ્રધાનમંડળને હસ્તક છે, જે પાર્લામેન્ટને જવાબદાર છે. રાષ્ટ્રીય ધારાસભા ૩૦૦ સભ્યોની છે. ૧૯૫૬ ની ચૂંટણીમાં રાષ્ટ્રીય ધારાસભામાં ૩૦૦ માંની ૧૬૫ બેઠકો રાષ્ટ્રીય ઉદ્દામ સંઘ નામના પક્ષને મળી હતી. એ સિવાય બીજા મુખ્ય રાજકીય પક્ષોમાં વિનીત લોકશાહી સંઘ, વિનીત પક્ષ, લોકશાહી પક્ષ અને યુનાઇટેડ ડેમોક્રેટિક લેફ્ટનો સમાવેશ થાય છે.

અત્યારે દેશના રાજા પોલ છે અને વડા પ્રધાન કોરેન્ટીનોસ કેરેમેનલીસ છે.

ગ્રીસ વિશ્વસંસ્થાનું સભ્ય છે. આ સિવાય ૧૯૪૯માં એ યુરોપીય કાઉન્સિલનું અને ૧૯૫૧ માં ઉત્તર આટલાંટિક કરાર (નાટો) નું સભ્ય બન્યું છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

ગ્રીસનું અર્થતંત્ર અવિકસિત છે અને દેશ સમક્ષ ગંભીર આર્થિક પ્રશ્નો છે. મુખ્ય વ્યવસાય ખેતીનો છે અને મોટા ભાગની વસ્તી એમાં રોકાયેલી છે. સૌથી મહત્ત્વનો પાક તમાકુનો છે. આ સિવાય ઘઉં, ચોખા, રૂ, જવ, મકાઈ, ઓલિવ અને દ્રાક્ષનો પાક લેવાય છે. ફળો પણ સારા પ્રમાણમાં થાય છે.

મુખ્ય ઔદ્યોગિક ઉત્પાદન કાપડ, રસાયણો, સિમેન્ટ તેમ જ કાચનું છે.

ગ્રીસની મુખ્ય નિકાસની વસ્તુ તમાકુ છે. દેશના અર્થતંત્રનો આધાર અમેરિકા પાસેથી મળતી આર્થિક સહાય પર છે.

૧૯૫૬–૫૭ ના દેશના અંદાજપત્ર મુજબ ગ્રીસની વાર્ષિક આવક ૧૭,૨૨,૭૦,૦૦,૦૦૦ ડ્રેકમા (દેશનું ચલણ) ની છે, અને ખર્ચ ૨૦,૩૨,૫૦,૦૦,૦૦૦ ડ્રેકમાનો છે.

દેશમાં લિગ્નાઈટ, કાચું લોખંડ, સીસું, બોક્સાઈટ વગેરે ખનીજો મળે છે. જંગલ સંપત્તિ સારી છે અને પાઈન, ઓકનાં લાકડાં મળે છે. આ સિવાય સૂકી દ્રાક્ષ અને ટર્પેન્ટાઈન એ જંગલની મુખ્ય પેદાશ છે.

## શિક્ષણ અને ધર્મ

દેશમાં છથી બાર વર્ષની ઉંમરનાં બાળકોને મફત અને ફરજિયાત શિક્ષણ આપવામાં આવે છે. ૨૩.૫ ટકા લોકો નિરક્ષર છે.

દેશની ૯૬ ટકા વસ્તી ગ્રીક રુઢિચુસ્ત દેવળમાં માને છે. આ સિવાય ઇસ્લામ ધર્મ પાળતી વસ્તી બે ટકા છે, બીજા ધર્મો પાળતી પણ થોડી વસ્તી છે.

## ૩૬. ઘાના

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૯૧,૮૪૩ ચો. મા. |
| વસ્તી | : | ૪૬,૯૧,૦૦૦ |
| ખંડ | : | આફ્રિકા |
| ભાષા | : | દેશી બોલીઓ, અંગ્રેજી |
| પાટનગર | : | એક્રા ( ૧,૩૫,૯૨૬ ) |

પશ્ચિમ આફ્રિકામાં આવેલો ઘાના પ્રદેશ મૂળ તો ગોલ્ડ કોસ્ટ તરીકે ઓળખાતો હતો અને એ બ્રિટિશ સંસ્થાન હતું પણ સાંસ્થાનિક સ્વરાજ્ય મળ્યા બાદ એ હવે ઘાનાના નામે ઓળખાય છે. ઘાનામાં ગોલ્ડ કોસ્ટનો પ્રદેશ અને અશાન્ટી તેમ જ ઉત્તરના વિસ્તારોનો સમાવેશ થાય છે.

ઘાનાને ૧૪૭૧માં પોર્ટુગીઝોએ પ્રથમ શોધી કાઢ્યું હતું. ગોલ્ડ કોસ્ટના સંસ્થાનની રચના ૧૮૭૪માં થઈ. અશાન્ટીને ૧૯૦૧ માં સંસ્થાનનો દરજ્જો મળ્યો અને ઉત્તરના પ્રદેશો ૧૯૦૨માં એના રક્ષિત વિસ્તાર બન્યા.

બીજા વિશ્વયુદ્ધ બાદ ઘાનાને ધીરેધીરે સ્વતંત્રતા મળવા લાગી. ૧૯૫૭ના માર્ચમાં છેવટે રાષ્ટ્રસમૂહની અંતર્ગત એને સ્વતંત્રતા પ્રાપ્ત થઈ.

### રાજ્યતંત્ર

૧૯૫૭ના બંધારણ મુજબ ઘાના સાંસ્થાનિક સ્વરાજ્ય ભોગવતો દેશ છે. એની સરકારના વડા તરીકે બ્રિટિશ રાણીએ નિમેલ ગવર્નર જનરલ છે. વડા પ્રધાન અને પ્રધાનમંડળને હસ્તક વહીવટીતંત્ર છે.

ધારાકીય સત્તા ૧૦૪ સભ્યોની બનેલી ધારાસભાને હસ્તક છે, જે દર પાંચ વર્ષે ચૂંટાય છે.

ઘાના વિશ્વસંસ્થાનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

અર્થતંત્રનો મુખ્ય આધાર કોકોની પેદાશ છે દુનિયામા સૌથ વધુ પ્રમાણમાં કોકો ઘાનામાં થાય છે. આ સિવાય કોપરું, કોફી, રબર વગેરેનો પાક પણ થાય છે. ઔદ્યોગિક વિકાસ હજુ ખાસ થયો નથી મુખ્ય નિકાસ કોકો, લાકડા, હીરા, સોનુ અને મેગેનિઝ ઓરની છે

ઘાનામા સોનું, હીરા, મેગેનિઝ અને બોકસાઈટ વગેરે ખનીજો મળે છે જંગલ સપત્તિ પણ સારી છે.

ઘાના આર્થિક રીતે સ્વાવલંબી છે અને ડોલર તેમ જ સ્ટર્લિંગ પુરાંતોમાં એ સમૃદ્ધ છે

## શિક્ષણ અને ધર્મ

ઘાનામા પ્રાથમિક, માધ્યમિક તેમ જ હુન્નરી તાલીમ આપવા માટેની શાળાઓ સારી સખ્યામાં છે

બાર હજાર બિન-આફ્રિકનની વસ્તી સિવાય બાકીની વસ્તી હબસીઓની છે. મુસ્લીમ અને ખ્રિસ્તી લઘુમતીઓ પણ છે. વસ્તી અનેક જાતિઓમાં વહેંચાયેલી છે અને પચાસ જેટલી બોલીઓ બોલાય છે

લોકો પેગન, મુસ્લિમ અને ખ્રિસ્તી ધર્મ પાળે છે.

●

# ૩૭. ચિલી

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૨,૮૬,૩૯૬ ચો. મા. |
| વસ્તી | : | ૬૯,૪૧,૦૦૦ |
| ખંડ | : | દક્ષિણ અમેરિકા |
| ભાષા | : | સ્પેનિશ |
| પાટનગર | : | સાન્ટિયાગો ( ૧૩,૪૮,૨૮૩ ) |

દક્ષિણ અમેરિકામાં આવેલું ચિલીનું સ્વતંત્ર રાજ્ય સોળમીથી ઓગણીસમી સદી સુધી સ્પેનના કબજામાં હતું. ૧૮૧૮માં એને સ્વતંત્રતા મળી. સૌ પ્રથમ યુરોપિયનો આ પ્રદેશમાં ૧૫૩૬માં આવ્યા હતા.

## રાજ્યતંત્ર

ચિલી પ્રજાસત્તાક રાજ્ય છે. એનો વહીવટ પ્રમુખ, પ્રધાનમંડળ અને બે ધારાગૃહોની બનેલી કોંગ્રેસને હસ્તક છે. પ્રમુખની ચૂંટણી દર છ વર્ષે થાય છે. કોંગ્રેસના પ્રથમ ધારાગૃહ સેનેટના ૪૫ સભ્યોની ચૂંટણી દર આઠ વર્ષે થાય છે. દર ચાર વર્ષે અર્ધા સભ્યો નિવૃત્ત થાય છે અને એમને સ્થાને નવા સભ્યોની ચૂંટણી કરવામાં આવે છે. બીજા ધારાગૃહ ચેમ્બર ઑફ ડેપ્યુટીની ચૂંટણી દર ચાર વર્ષે થાય છે. પ્રધાનમંડળ પ્રમુખને જવાબદાર છે.

ચિલી વિશ્વસંસ્થાનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

ખેતી અને ખાણો પર ચિલીના અર્થતંત્રનો મુખ્ય આધાર છે.

ઘઉં, મકાઈ, જવ, ઓટ, વટાણા, તમાકુ, બટેટા, દ્રાક્ષ અને બીજાં ફળો વગેરેનો મુખ્ય પાક છે

ખનીજોને શુદ્ધ કરવાનો ઉદ્યોગ મુખ્ય છે. એ સિવાય ચિલીમાં ૧૯૪૬માં પોલાદનું કારખાનું નાખવામાં આવ્યું છે. સુતરાઉ કાપડનું થોડું ઉત્પાદન પણ થાય છે.

ચિલી તાંબું અને નાઈટ્રેટ સોડાની નિકાસ કરે છે જ્યારે રસાયણો, રંગો વગેરેની આયાત કરે છે.

૧૯૫૭ના અંદાજપત્ર પ્રમાણે ચિલીની વાર્ષિક આવક ૨૨૧ અબજ પેસોસ (દેશનું ચલણ) છે જ્યારે ખર્ચ ૨૫૬ અબજ પેસોસનો છે.

દેશ ખનીજ સંપત્તિમાં સમૃદ્ધ છે. કાચું તાંબું, કાચું લોખંડ અને નાઈટ્રેટ પુષ્કળ પ્રમાણમાં દેશમાંથી મળે છે અલ્પ પ્રમાણમાં સોનું, મેંગનિઝ ઓર, કોલસો પણ મળે છે. દેશમાં તેલ પણ મળી આવ્યું છે અને સરકાર એ ઉદ્યોગને વિકસાવવાનાં પગલાં લઈ રહી છે. યુરેનિયમ પણ દેશમાંથી મળે એવી સંભાવના છે.

## શિક્ષણ અને ધર્મ

૭ થી ૧૫ વર્ષનાં બાળકોને મફત ફરજિયાત શિક્ષણ આપવામાં આવે છે. ૨૩ ટકા જેટલા લોકો નિરક્ષર છે. પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ ઉપરાંત દેશમાં પાંચ વિદ્યાપીઠો છે.

લોકો રોમન કેથોલિક ધર્મ પાળે છે.

## ૩૮. ચીન

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૩૯,૧૧,૨૦૯ ચો. મા. |
| વસ્તી | : | ૫૯,૦૧,૯૪,૭૧૫ |
| ખંડ | : | એશિયા |
| ભાષા | : | ચીની |
| પાટનગર | : | પેકિંગ ( ૨૭,૬૮,૧૪૯ ) |

ચીનના અત્યારના પ્રદેશમાં ઇ. સ. પૂર્વે ૨૦૦૦માં ચીનાઓ વસતા હતા અને ઇ. સ. પૂર્વે ૧૨૦૦ની સાલ સુધીમાં એમની સંસ્કૃતિ તેમ જ સંસ્કારનો સારો વિકાસ થયો હતો. ઈ. સ. પૂર્વે ૨૪૬–૨૧૦ ના અરસામાં ચીનના જુદાજુદા પ્રદેશો એ વખતના ચીનના શહેનશાહ હેઠળ એકત્રિત થયા. પણ ધીરેધીરે અંદરના વિખવાદને લીધે ચીનની શક્તિ ઘટવા લાગી. આ નબળાઈનો લાભ લઈને યુરોપના શક્તિશાળી દેશોએ એના પર વર્ચસ્વ જમાવવા માંડ્યું.

૧૯૧૧માં સુન-યાટ સેનની આગેવાની નીચે કોમિન્ટાંગે મંચુ વંશના રાજ્યકર્તાઓ વિરુદ્ધ સફળ ક્રાંતિ કરી. ૧૯૨૫માં સુન-યાટ-સેનનું અવસાન થતાં સત્તા ચ્યાંગ-કૈ-શેકના હાથમાં આવી. કોમિન્ટાંગ પક્ષની અને સરકારની આગેવાની લઈને એમણે સમગ્ર ચીનમાં પ્રજાસત્તાકની સ્થાપના કરવાનું કામ આગળ ધપાવવાનું નક્કી કર્યું. પણ એની આગેવાની નીચે કોમિન્ટાંગ લશ્કરે સરમુખત્યારશાહીની જ કામગીરી બજાવી. આ દરમિયાન ૧૯૨૧માં ચીનમાં સામ્યવાદી પક્ષની સ્થાપના થઈ હતી અને આંતરિક અસંતોષને લીધે એની પ્રવૃત્તિને વેગ મળવા લાગ્યો.

ચીનમાં જે પરિસ્થિતિ પ્રવર્તતી હતી એનો લાભ લઈને જાપાને

મંચુરિયા પર હુમલો કર્યો અને ઉત્તરે ૧૯૩૭માં ચીન પર આક્રમણ કર્યું, જે બીજા વિશ્વયુદ્ધ સુધી ચાલુ રહ્યું. આ દરમિયાન સામ્યવાદીઓએ ચ્યાંગ-કૈ-શેક સાથે સહકાર કર્યો પણ ૧૯૪૫માં તેઓ અલગ થઈ ગયા. કોમિન્ટાંગનાં દળો અને સામ્યવાદી દળો વચ્ચે ભારે લડાઈઓ થઈ એમાં ઉત્તરે ચ્યાંગ-કૈ-શેકને ફોર્મોસા ચાલ્યા જવું પડ્યું અને ચીન પર સામ્યવાદી વર્ચસ્વ સ્થપાઈ ગયું. ચ્યાંગ-કૈ-શેકની પડતી પ્રતિષ્ઠાને બચાવવા અમેરિકાએ ઘણી સહાય કરી પણ કંઈ વળ્યું નહિ. હજુયે અમેરિકા ચ્યાંગને મદદ કરે છે અને ફોર્મોસાના રક્ષણમાં એને સારી સહાય કરે છે.

રાજ્યતંત્ર

ચીન પ્રજાસત્તાક રાજ્ય છે. ૧૯૫૪ના બંધારણ મુજબ રાષ્ટ્રીય પ્રજાકીય કોંગ્રેસ એ ધારા ઘડતી સર્વોચ્ચ સત્તા છે વહીવટી તંત્ર પ્રમુખ અને પ્રધાનમંડળને હસ્તક છે. કોંગ્રેસના ૧,૨૨૬ સભ્યોની ચૂંટણી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ, સશસ્ત્ર દળો અને વિદેશોમાં વસતા ચીનાઓ દ્વારા દર ચાર વર્ષે થાય છે. કોંગ્રેસ દર ચાર વર્ષે પ્રમુખની ચૂંટણી કરે છે અને તેઓ વડા પ્રધાન અને પ્રધાનમંડળની નિમણૂક કરે છે. ચીનના સામ્યવાદી પક્ષનો વહીવટી તંત્ર પર અસરકારક અંકુશ છે.

અત્યારે ચીનના પ્રમુખ તરીકે માઓ-ત્સે-તુંગ છે અને વડા પ્રધાન ચાઉ-એન-લાઈ છે.

ઘણા પ્રયત્ન છતાં યે અમેરિકા અને પશ્ચિમના કેટલાક વિરોધને લીધે ચીનને વિશ્વસંસ્થામાં સ્થાન મળ્યું નથી અમેરિકા જેવા કેટલાક દેશોએ એને હજુ રાજદ્વારી માન્યતા પણ આપી નથી.

અર્થતંત્ર અને ઉત્પાદન

ચીનનું અર્થતંત્ર અત્યારે ખેતી પર આધારિત છે. પણ ચીને ઉદ્યોગોના વિકાસ માટે ઝડપી પગલાં લેવા માંડ્યાં છે, આમ છતાં યે

ચીન હજુ અનાજની બાબતમાં સ્વાવલંબી નથી. ચોખા, ઘઉં અને મકાઈ એ દેશના મુખ્ય પાક છે, રેશમના કીડાના ઉછેરને વ્યવસાય પણ વ્યાપક પ્રમાણમાં ચાલે છે. ઉત્તર ચીનમાં ઘઉં, જવ, બાજરી અને બીજું ધાન્ય થાય છે. દક્ષિણમાં ચોખા, ખાંડ અને ગળી થાય છે. યાંગ્સે નદીના પ્રદેશમાં પુષ્કળ અન્ન ઉત્પાદન થાય છે. ચીનના મધ્ય પ્રદેશમાં અને બીજા ભાગોમાં ચાનું વાવેતર થાય છે. ચા પ્રજાનું મુખ્ય પીણું છે.

ઉદ્યોગોમાં ચીન હજુ એટલું આગળ વધેલું નથી. પણ કાપડની મિલો, રેશમ અને આટાની મિલો, દીવાસળી, ચામડાં કમાવવાનાં તથા પોલાદ અને સિમેન્ટનાં કારખાનાંઓની સ્થાપનાની દિશામાં પ્રગતિ થઈ રહી છે.

દેશની પ્રથમ અને બીજી પંચવર્ષીય યોજનાઓમાં ખેતીનું સામૂહીકરણ કરવા પર અને ભારે ઉદ્યોગો તેમ જ અણુશક્તિના વિકાસ પર ભાર મૂકવામાં આવ્યો છે.

ચીનમાં અઢળક ખનીજ સંપત્તિ છે. મેંગેનિઝ, કોલસો, ટીન, કાચું લોખંડ, સીસું, ઝિન્ક, ચાંદી, પારો, સોનું વગેરે ખનીજો મળે છે. જંગલોમાંથી ઇમારતી લાકડું મળે છે.

દેશના ઔદ્યોગિક તેમ જ બીજા વિકાસ કાર્યમાં રશિયાની સારી મદદ છે. ચીનને વેપાર મોટે ભાગે રશિયા અને સામ્યવાદી દેશો સાથે ચાલે છે, પણ હવે બીજા દેશોએ પણ એની સાથે વેપાર કરવા માંડ્યો છે.

### શિક્ષણ અને ધર્મ

ચીનના શિક્ષણમાં અત્યારે ટેકનિકલ જ્ઞાન આપવા પર ખૂબ ભાર મૂકવામાં આવે છે. ૧૯૫૬માં ચીનમાં ૬,૨૦,૦૦,૦૦૦ પ્રાથમિક શાળાએ જતા વિદ્યાર્થીઓ અને ૫૦,૦૦,૦૦૦ માધ્યમિક શાળાએ જતા તેમ જ ૩,૮૦,૦૦૦ કોલેજમાં જતા વિદ્યાર્થીઓ હતા.

ચીનની વસ્તી બૌદ્ધ, કૉન્ફ્યુસીઅન અને ટૅાઈસ્ટ ધર્મ પાળે છે. ચીનમાં ચીની ડૉલરનું ચલણ છે.

ફોર્મોસા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૧૩,૮૮૫ ચો. મા. |
| વસ્તી | : | ૯૩,૧૦,૧૫૮ |
| ખંડ | : | એશિયા |
| ભાષા | : | ચીની |
| પાટનગર | : | ટાઈપેહ (૬,૭૭,૧૫૯) |

ફોર્મોસા પશ્ચિમ પૅસિફિકમાં આવેલો એક મોટો ટાપુ છે. ચ્યાંગ—કૈ—શેકની ચીનની રાષ્ટ્રવાદી સરકાર પાસે હવે માત્ર આ જ પ્રદેશ રહ્યો છે. ચીન અને જાપાન વચ્ચેની લડાઈ બાદ ફોર્મોસા ૧૮૯૫ માં જાપાનને આપવામાં આવ્યું હતું. ૧૯૪૫ માં બીજા વિશ્વયુદ્ધ બાદ એ પુનઃ ચીનને સોંપવામાં આવ્યું હતું. ૧૯૫૫ માં ચીનની રાષ્ટ્રવાદી સરકાર અને અમેરિકા વચ્ચે થયેલા કરાર મુજબ ફોર્મોસાના રક્ષણની જવાબદારી અમેરિકાએ પોતાને હસ્તક લીધી છે. ૧૯૪૯ પછી ફોર્મોસાના અર્થતંત્રનો આધાર અમેરિકન સહાય પર છે. ફોર્મોસા પર ચીનની સામ્યવાદી સરકાર દાવો કરી રહી છે.

રાજ્યતંત્ર

ફોર્મોસાનો દરજ્જો હજુ યે ચીનના એક પ્રાન્ત તરીકેનો જ છે. રાષ્ટ્રવાદી સરકારે નીમેલ ગવર્નરને હસ્તક એનું વહીવટી તંત્ર છે. પ્રાંતિક ધારાસભાની સીધા મતદાનથી ચૂંટણી થાય છે.

અર્થતંત્ર

ફોર્મોસા ખેતીપ્રધાન પ્રદેશ છે. મોટા ભાગની વસ્તીનો વ્યવસાય ખેતી છે. અનાજની બાબતમાં એ સ્વાવલંબી છે અને ચોખા તેમ જ ખાંડ એ એની જરૂર કરતાં વધારે ઉત્પન્ન કરે છે. પ્રોસેસ કરેલા

ખાદ્ય પદાર્થો એ આ પ્રદેશનો મુખ્ય ઉદ્યોગ છે. કાપડ ઉદ્યોગ વિકસી રહ્યો છે અને ઔદ્યોગિક વિકાસ માટે ચાર વર્ષનો કાર્યક્રમ કરવામાં આવ્યો હતો.

આ ટાપુમાં કપૂર પુષ્કળ પ્રમાણમાં મળે છે, કપૂર, મીઠું, અફીણ અને તમાકુનો ઇજારો સરકાર હસ્તક છે. જંગલ સંપત્તિ પણ સારી છે. કોલસો, સોનું, પેટ્રોલિયમ, ચાંદી અને ગંધક પણ મળે છે.

## તિબેટ

| | |
|---|---|
| વિસ્તાર | : ૩,૬૯,૪૧૩ ચો. મા. |
| વસ્તી | : ૧૨,૭૩,૯૬૯ |
| ખંડ | : એશિયા |
| પાટનગર | : લ્હાસા (૨૦,૦૦૦) |

હિમાલયની ઉત્તર અને ઇશાન બાજુએ આવેલો તિબેટ એ દુનિયાનો સૌથી વધુ ઊંચાઇએ આવેલો દેશ છે. લગભગ સોળ હજાર ફૂટની ઊંચાઈએ છે. ૧૮ મી સદીમાં તિબેટ પર ચીને પોતાનું વર્ચસ્વ સ્થાપ્યું હતું. ૧૯૦૪ માં તિબેટ પર બ્રિટને આક્રમણ કર્યું હતું પણ છેવટે તિબેટ પરના ચીનના દાવાનો સ્વીકાર કરવામાં આવ્યો હતો. ૧૯૧૨ માં તિબેટે ચીનના લશ્કરને હાંકી કાઢ્યું અને સ્વતંત્ર થયું પણ ૧૯૩૧–૩૩ માં ચીને પુનઃ પોતાનું વર્ચસ્વ સ્થાપવાના પ્રયાસ કરવા માંડ્યા. ૧૯૫૦ માં સામ્યવાદી ચીને પ્રથમ પૂર્વ તિબેટનો કબજો લીધો પણ હવે સમગ્ર પ્રદેશ પર ચીનનું વર્ચસ્વ વ્યાપી ગયું છે.

### રાજ્યતંત્ર

૧૯૫૧માં થયેલી સમજૂતી મુજબ તિબેટ પરની દલાઈ લામાની ધાર્મિક અને બીજી સત્તાઓનો સ્વીકાર કરવામાં આવ્યો છે પણ તિબેટનો દરજ્જો ચીનના એક પ્રાન્ત જેવો થઇ ગયો છે. દલાઈ લામા

અને પંચેન લામા ચીનની રાષ્ટ્રીય કોંગ્રેસના સભ્યો છે

અર્થતંત્ર અને ઉત્પાદન

તિબેટનો મુખ્ય પાક જવ, ફળો, કઠોળ, શાકભાજી, ચાનો છે. તિબેટ ઊન, પશુઓ, મીઠું, ચામડું, આ વગેરેની નિકાસ કરે છે

તિબેટમાં મીઠું, કોલસો, સોનું વગેરે ખનીજો મળે છે.

શિક્ષણ અને ધર્મ

તિબેટમા શિક્ષણ પર બૌદ્ધ મઠોનો અંકુશ છે. દેશના સમાજજીવનમાં ધર્મ સૌથી વધુ મહત્ત્વ ધરાવે છે. મોટા ભાગની વસ્તી બૌદ્ધ ધર્મ પાળે છે મુખ્યત્વે લામાઓની વસ્તી છે.

સામ્રાજ્યનો અમલ હતો. છેવટે ૧૯૧૮માં પ્રથમ વિશ્વયુદ્ધ બાદ ચેકોસ્લોવેકિયાના અલગ સ્વતંત્ર રાજ્યની રચના થઈ. પણ ૧૯૩૯માં હિટલરે બીજા વિશ્વયુદ્ધના પ્રારંભમાં જ ચેકોસ્લોવેકિયા પર હુમલો કરી એના પર કબજો જમાવ્યો. ૧૯૪૫માં બીજા વિશ્વયુદ્ધનો અંત આવ્યો પણ દેશને સ્વતંત્રતા મળવા સાથે ત્યાં સામ્યવાદીઓનું જોર વધી ગયું. યુદ્ધ પછી જે પ્રથમ સરકાર સત્તા પર આવી એમાં સમાજવાદીઓ, સોશિયલ ડેમોક્રેટો અને સામ્યવાદીઓનો સમાવેશ થતો હતો. ૧૯૪૬ માં થયેલી ચૂંટણીમાં સામ્યવાદી પક્ષ એક સૌથી મોટા પક્ષ તરીકે આગળ આવ્યો. એ પછી ધીરેધીરે રાજ્ય પર સામ્યવાદીઓનો પૂરો અંકુશ આવી ગયો.

## રાજ્યતંત્ર

ચેકોસ્લોવેકિયા પ્રજાસત્તાક રાજ્ય છે. ૧૯૪૮માં પસાર થયેલું એનું બંધારણ લગભગ રશિયન બંધારણના પ્રકારનું છે. ૩૦૦ સભ્યોની પાર્લામેન્ટ રાજ્ય પર સંપૂર્ણ અંકુશ ધરાવે છે. સરકારના વડા તરીકે પ્રમુખ છે, જેને પાર્લામેન્ટ દર સાત વર્ષે ચૂંટે છે. વડા પ્રધાન અને એના પ્રધાનમંડળની નિમણૂક પ્રમુખ કરે છે પણ એ પાર્લામેન્ટને જવાબદાર હોય છે. ચેકોસ્લોવેકિયાના સ્લોવેક પ્રદેશને મર્યાદિત સ્વતંત્રતા છે અને સો સભ્યોની એની અલગ ધારાસભા પણ છે.

૧૯૪૮માં થયેલી ચૂંટણીમાં રાષ્ટ્રીય મોરચાના ઉમેદવારો કે જેમાં સામ્યવાદીઓનું વર્ચસ્વ હતું, એની તરફેણમાં કે વિરુદ્ધમાં જ માત્ર મત આપી શકાય એવી જોગવાઈ હતી. આ મોરચામાં સામ્યવાદી સિવાય સોશિયલ ડેમોક્રેટ અને પોપ્યુલર પક્ષના સભ્યોનો પણ સમાવેશ થતો હતો. ૧૯૫૪ની ચૂંટણીમાં પણ ૧૯૪૮નું પુનરાવર્તન થયું. મુખ્ય સત્તા સામ્યવાદી પોલિટબ્યૂરોને હસ્તક છે.

ચેકોસ્લોવેકિયા વિશ્વસંસ્થાનું સભ્ય છે.

અને પચન લામા ચીનની રાષ્ટ્રીય કોંગ્રેસના સભ્યો છે

**અર્થતંત્ર અને ઉત્પાદન**

તિબેટનો મુખ્ય પાક જવ, ફળો, કઠોળ, શાકભાજી, ચાનો છે. તિબેટ ઊન, પશુઓ, મીઠું, ચામડું, ચા વગેરેની નિકાસ કરે છે

તિબેટમા મીઠું, કોલસો, સોનું વગેરે ખનીજો મળે છે.

**શિક્ષણ અને ધર્મ**

તિબેટમાં શિક્ષણ પર બૌદ્ધ મઠોનો અંકુશ છે દેશના સમાજ જીવનમાં ધર્મ સૌથી વધુ મહત્ત્વ ધરાવે છે મોટા ભાગની વસ્તી બૌદ્ધ ધર્મ પાળે છે મુખ્યત્વે લામાઓની વસ્તી છે

●

## ૩૯. ચેકોસ્લોવેકિયા

| | |
|---|---|
| વિસ્તાર | ૪૯,૩૫૪ ચો મા |
| વસ્તી | ૧,૩૨,૨૪,૦૦૦ |
| ખંડ | યુરોપ |
| ભાષા | ઝેક, સ્લોવેક |
| પાટનગર | પ્રાગ ( ૯,૩૨,૦૨૪ ) |

અત્યારે ચેકોસ્લોવેકિયાનો પ્રદેશ છે એમાં ઝેક અને સ્લોવેક લોકોના વડલો સૌ પ્રથમ પાંચમી સદીમાં આવ્યા હશે એમ માન વામાં આવે છે લગભગ ત્રણસો વર્ષ સુધી એના પર ઑસ્ટ્રો–હંગેરિયન

સામ્રાજ્યનો અમલ હતો. છેવટે ૧૯૧૮માં પ્રથમ વિશ્વયુદ્ધ બાદ ચેકોસ્લોવેકિયાના અલગ સ્વતંત્ર રાજ્યની રચના થઈ. પણ ૧૯૩૯માં હિટલરે બીજા વિશ્વયુદ્ધના પ્રારંભમાં જ ચેકોસ્લોવેકિયા પર હુમલો કરી એનાં પર કબજો જમાવ્યો. ૧૯૪૫માં બીજા વિશ્વયુદ્ધનો અંત આવ્યો પણ દેશને સ્વતંત્રતા મળવા સાથે ત્યાં સામ્યવાદીઓનું જોર વધી ગયું. યુદ્ધ પછી જે પ્રથમ સરકાર સત્તા પર આવી એમાં સમાજવાદીઓ, સોશિયલ ડેમોક્રેટો અને સામ્યવાદીઓનો સમાવેશ થતો હતો. ૧૯૪૬માં થયેલી ચૂંટણીમાં સામ્યવાદી પક્ષ એક સૌથી મોટા પક્ષ તરીકે આગળ આવ્યો. એ પછી ધીરેધીરે રાજ્ય પર સામ્યવાદીઓનો પૂરો અંકુશ આવી ગયો.

રાજ્યતંત્ર

ચેકોસ્લોવેકિયા પ્રજાસત્તાક રાજ્ય છે. ૧૯૪૮માં પસાર થયેલું એનું બંધારણ લગભગ રશિયન બંધારણના પ્રકારનું છે. ૩૦૦ સભ્યોની પાર્લામેન્ટ રાજ્ય પર સંપૂર્ણ અંકુશ ધરાવે છે. સરકારના વડા તરીકે પ્રમુખ છે, જેને પાર્લામેન્ટ દર સાત વર્ષે ચૂંટે છે. વડા પ્રધાન અને એના પ્રધાનમંડળની નિમણૂક પ્રમુખ કરે છે પણ એ પાર્લામેન્ટને જવાબદાર હોય છે. ચેકોસ્લોવેકિયાના સ્લોવેક પ્રદેશને મર્યાદિત સ્વતંત્રતા છે અને સો સભ્યોની એની અલગ ધારાસભા પણ છે.

૧૯૪૮માં થયેલી ચૂંટણીમાં રાષ્ટ્રીય મોરચાના ઉમેદવારો કે જેમાં સામ્યવાદીઓનું વર્ચસ્વ હતું, એની તરફેણમાં કે વિરુદ્ધમાં જ માત્ર મત આપી શકાય એવી જોગવાઈ હતી. આ મોરચામાં સામ્યવાદી સિવાય સોશિયલ ડેમોક્રેટ અને પોપ્યુલર પક્ષના સભ્યોનો પણ સમાવેશ થતો હતો. ૧૯૫૪ની ચૂંટણીમાં પણ ૧૯૪૮નું પુનરાવર્તન થયું. મુખ્ય સત્તા સામ્યવાદી પોલિટબ્યૂરોને હસ્તક

ચેકોસ્લોવેકિયા વિશ્વસંસ્થાનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

૧૯૪૫થી '૪૮ સુધીમાં ૫૦થી વધુ માણસો કામ કરતા હોય એવા બધાં વ્યવસાયોનું રાષ્ટ્રીયકરણ કરવામાં આવ્યું છે. જમીન સુધારાના ધારા મુજબ મોટી જાગીરોની વહેંચણીનું કામ પૂરું થયું છે. એનીનું સામૂહીકરણ કરવાનું સામ્યવાદી સરકારનું લક્ષ્ય છે.

ચેકોસ્લોવેકિયાનો મુખ્ય પાક ઘઉં, બીજું ધાન્ય, જવ, બટેટા, ઓટ અને રાઈનો છે. દેશ સારા પ્રમાણમાં ઔદ્યોગિકરણ પામેલો હોઈ, ઔદ્યોગિક ઉત્પન્નોની નિકાસ કરે છે. દેશમાં લોખંડ અને પોલાદના કારખાનાં છે. આ સિવાય કાચ, પોર્સલીન અને માટીની વસ્તુઓ બનાવવાનાં કારખાનાં છે. કાપડ અને જોડા બનાવવાનો ઉદ્યોગ પણ સારા પ્રમાણમાં વિકસેલો છે.

દેશની મુખ્ય નિકાસ લોખંડ અને પોલાદની ઉત્પજો, મશીનરી, કાપડ, કાચ અને વાહનોની છે.

૧૯૫૬ના અંદાજપત્ર મુજબ દેશની વાર્ષિક આવક ૯૦૦૩ અબજ કોરુનીની (દેશનું ચલણ) અને ખર્ચ ૮૯ અબજ કોરુનીનો છે.

ચેકોસ્લોવેકિયાની ખનીજ સંપત્તિમાં કોલસો, લિગ્નાઈટ, આયર્ન ઓર, સોનું, તેલ, યુરેનિયમ, ચાંદી, ઝિન્ક વગેરેનો સમાવેશ થાય છે.

## શિક્ષણ અને ધર્મ

ઓહેમિયામાં નિરક્ષરતાનું પ્રમાણ વધારે છે જ્યારે સ્લોવેકિયામાં ઓછું છે. આખા દેશમા નિરક્ષરોની સખ્યા બે ટકા જેટલી હશે.

દેશની ૭૦ ટકા વસ્તી રોમન કેથોલિક ધર્મ પાળે છે જ્યારે બાકીની વસ્તી ચેકોસ્લોવેક દેવળ, પ્રોટેસ્ટન્ટ, ગ્રીક ઓર્થોડોક્સ, યહૂદી અને બીજા ધર્મો પાળે છે.

## ૪૦. જમૈકા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૪,૬૪૩ ચો. મા. |
| વસ્તી | : | ૧૫,૦૩,૦૪૭ |
| ખંડ | : | અમેરિકા |
| પાટનગર | : | કિંગ્સ્ટન ( ૧,૪૫,૦૦૦ |

વેસ્ટ ઈંડિઝમાં આવેલા જમૈકાના પ્રદેશમાં જમૈકા, તુર્ક અને કૈકોસ ટાપુઓ સહિત બીજા કેટલાક ટાપુઓનો સમાવેશ થાય છે. ૧૪૯૪માં કોલંબસે આ પ્રદેશની શોધ કરી હતી અને ૧૬૫૫ સુધી એ સ્પેનના કબજામાં રહ્યો હતો. ૧૬૫૫માં બ્રિટને એના પર કબજો જમાવ્યો. ૧૯૫૩ના બંધારણ મુજબ જમૈકાને આંશિક સ્વશાસન મળ્યું છે.

જમૈકા બ્રિટિશ સંસ્થાન છે. વહીવટી અને ધારાકીય સત્તા ગવર્નર, કારોબારી સમિતિ અને બે ધારાગૃહોને હસ્તક છે. ૩૨ સભ્યોનું પ્રતિનિધિગૃહ સીધા મતદાનથી ચૂંટાય છે. બીજું ધારાગૃહ ધારાકીય સમિતિ કહેવાય છે, જેના પંદર સભ્યો ગવર્નર-નિયુક્ત હોય છે. કારોબારી સમિતિ દસ સભ્યોની હોય છે. મુખ્ય પ્રધાનની નિમણૂક ગવર્નર કરે છે પણ એને ધારાસભાની સંમતિ જોઈએ.

જમૈકાના અર્થતંત્રનો આધાર ખેતી પર છે. ખાંડ, કેળાં, બોકસાઈટ, તમાકુ, ફળો વગેરેનું ઉત્પાદન થાય છે. જમૈકા ખાંડ, ફળો અને બોકસાઈટની નિકાસ કરે છે.

## ૪૧. જર્મની

૧૮૬૩ થી ૧૯૪૫ સુધીનો યુરોપમાં આવેલા જર્મનીના રાજ્યનો ઇતિહાસ આક્રમણ અને લડાઈઓથી ભરપૂર છે. આધુનિક જર્મનીની રચના ૧૮૭૧માં એ વખતના જર્મનીના આગેવાન અને યુરોપના પ્રખર પ્રતિભાશાળી પુરુષ બિસ્માર્ક કરી. પ્રશિયાના રાજા જર્મનીના શહેનશાહ બન્યા. પ્રથમ વિશ્વયુદ્ધમાં જર્મનીનો પરાજય થયો અને એ વખતના કૈસર વિલ્હેમ બીજાએ ગાદીત્યાગ કર્યો. જર્મની પ્રજાસત્તાક બન્યું. પણ ૧૯૩૩ની ચૂંટણીમાં રાષ્ટ્રીય સમાજવાદી જર્મન કામદાર પક્ષ–નાઝી પક્ષને ધારાસભા રીશટાગમાં બહુમતી મળી અને એના નેતા એડોલ્ફ હિટલરને ચાન્સેલરપદ મળ્યું. ૧૯૩૪માં એ વખતના પ્રમુખ વાન હિંડનબર્ગનું અવસાન થતાં પ્રમુખ અને ચાન્સેલરનો હોદ્દો એક કરી નાખવામાં આવ્યો અને હિટલરે સરમુખત્યારી તંત્રની સ્થાપના કરી. ૧૯૩૯મા જર્મનીએ પોલાન્ડ પર આક્રમણ કર્યું અને બીજા વિશ્વયુદ્ધનો પ્રારંભ થયો. ૧૯૪૫માં જર્મનીનો પરાજય થયો. બ્રિટન, ફ્રાંસ, અમેરિકા અને રશિયાએ જર્મનીના ચાર ભાગ કર્યા. પરિણામે આ ચારે મહાસત્તાઓ વચ્ચે મતભેદ પડતાં દેશ બે ભાગમાં વહેંચાઈ ગયો. બ્રિટન, ફ્રાંસ અને અમેરિકાનો એક ભાગ જે પશ્ચિમ જર્મની તરીકે ઓળખાય છે અને રશિયાનો એક ભાગ જે પૂર્વ જર્મની તરીકે ઓળખાય છે. અત્યારે બંને પ્રદેશોમાં સ્વતંત્ર સરકારોની રચના થઈ છે. પૂર્વ જર્મનીની સરકાર સામ્યવાદી છે.

**પશ્ચિમ જર્મની**

વિસ્તાર : ૯૪,૭૧૯ ચો. મા.
વસ્તી : ૫,૦૫,૯૫,૦૦૦
ખંડ : યુરોપ
ભાષા : જર્મન
પાટનગર : બર્લિન

બીજા વિશ્વયુદ્ધ બાદ બ્રિટન, અમેરિકા અને ફ્રાંસના કબજામાં જે પ્રદેશ આવ્યો એમાંથી ૧૯૪૯ ની સાલમાં પશ્ચિમ જર્મનીની રચના કરવામાં આવી. આ સાલમાં પશ્ચિમી સત્તાઓએ એને કેટલીક મર્યાદિત સત્તા આપી પણ ૧૯૫૫ માં પેરિસમાં થયેલી સમજૂતીથી એને સંપૂર્ણ સ્વતંત્રતા બક્ષવામાં આવી.

૧૯૫૪ માં થયેલી પેરિસ સમજૂતી મુજબ પશ્ચિમ જર્મનીએ પોતાના પ્રદેશમાં અમેરિકા, બ્રિટન અને ફ્રાંસનાં દળોને રાખવાનું સ્વીકાર્યું છે. આ દળો પશ્ચિમ જર્મની પર કબજો જાળવવા માટે નહિ પણ મુક્ત દુનિયાના રક્ષણ માટે રાખવાનું એમણે કબૂલ્યું છે.

## રાજ્યતંત્ર

પશ્ચિમ જર્મની સમવાયી પ્રજાસત્તાક રાજ્ય છે. એના પ્રમુખની ચૂંટણી દર પાંચ વર્ષે થાય છે. બે ધારાગૃહોવાળી પાર્લામેન્ટ છે. આમાંથી બુન્ડસ્ટાગની ચૂંટણી દર ચાર વર્ષે થાય છે. જ્યારે બુન્ડસ્રાટની નિમણૂક પ્રાન્તોની સરકારો કરે છે. વહીવટી સત્તા ચાન્સેલર અને પ્રધાન મંડળને હસ્તક છે—જે બુન્ડસ્ટાગને જવાબદાર હોય છે.

થોડા સમય પહેલાં થયેલી ચૂંટણીમાં અત્યારના ચાન્સેલર કોનરાડ એડેનોરના ક્રિશ્ચિયન ડેમોક્રેટિક પક્ષને બહુમતી મળી છે. પશ્ચિમ જર્મની ઉત્તર આટલાંટિક કરાર સંસ્થાનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

પશ્ચિમ જર્મનીની ખેતી ઉત્પન્નોમાં ધાન્ય, જવ અને બટાટાના પાકનો સમાવેશ થાય છે. ફળો અને દ્રાક્ષનો પાક પણ થાય છે. પશુધન પણ સારું છે. પશ્ચિમ જર્મની અનાજની બાબતમાં સ્વાવલંબી નથી.

આ વિસ્તાર ખૂબજ ઔદ્યોગિકરણ પામેલો છે અને યુદ્ધ પછી [illegible] છે. લોખંડ અને પોલાદનું

ઉત્પાદન આ વિસ્તારમાં વિપુલ પ્રમાણમાં થાય છે. આ સિવાય સિમેન્ટ, સૂતર, શીન, વાહનો વગેરેનું ઉત્પાદન પણ થાય છે.

પશ્ચિમ જર્મની યંત્રો, વાહનો, વીજળીના સાધનો, લોખંડ અને અને પોલાદની ઉત્પન્નો અને કોલસાની નિકાસ કરે છે જ્યારે કોલસો, તાંબું, આયર્ન ઓર, રૂ અને ઘઉંની આયાત કરે છે.

પશ્ચિમ જર્મનીના ૧૯૫૭-૫૮ના અંદાજપત્ર મુજબ દેશની આવક ૨,૮૮,૨૭૦ લાખ માર્કની અને ખર્ચ ૩,૨૧,૮૬૦ લાખ માર્કનો છે.

આ પ્રદેશમાં કોલસો, લિગ્નાઈટ, આયર્ન ઓર, પોટાશ, સીસું, ઝિન્ક વગેરે ખનીજો મળે છે પણ કોલસા સિવાયનાં ખનીજો દેશની જરૂરિયાતની સરખામણીમાં ઘણા ઓછા પ્રમાણમાં મળે છે. જંગલ સંપત્તિ સારી છે.

### શિક્ષણ અને ધર્મ

પશ્ચિમ જર્મનીમાં ૬થી ૧૪ વર્ષની ઉંમર વચ્ચેનાં બાળકો માટે શિક્ષણ ફરજિયાત છે દેશમાં સર્વ પ્રકારના શિક્ષણની સગવડ સારી છે. ૧૭ વિદ્યાપીઠો છે.

દેશની બાવન ટકા વસ્તી પ્રોટેસ્ટન્ટ ધર્મ અને ૪૩ ટકા વસ્તી રોમન કેથોલિક ધર્મ તેમ જ બાકીની વસ્તી અન્ય ધર્મો પાળે છે.

### પૂર્વ જર્મની

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૪૧,૩૮૦ ચો. મા. |
| વસ્તી | : | ૧,૬૫,૦૦,૦૦૦ |
| ખંડ | : | યુરોપ |
| ભાષા | : | જર્મન |
| પાટનગર | : | પૂર્વ બર્લિન |

બીજા વિશ્વયુદ્ધને અંતે રશિયાએ જે ભાગનો કબજો લીધો હતો એનું અલગ રાજ્ય બનાવાયું અને એને પૂર્વ જર્મની કહેવામાં આવે છે ૧૯૪૯મા પૂર્વ જર્મનીને પ્રજાસત્તાક બનાવતુ બંધારણ ઘડવામા આવ્યું એ મુજબ ૧૯૫૪મા થયેલી ધારાસભાની ચૂંટણીમા સામ્યવાદી વર્ચસ્વવાળા વિવિધ પક્ષોના સંયુક્ત મોરચાને ૯૯ ટકા મત મળ્યા. મતદારોએ ઉમેદવારોની એક જ નામાવલિને મત આપવાના હતા. ૧૯૫૫મા પૂર્વ જર્મનીને રશિયાએ સંપૂર્ણ સ્વતંત્રતા બક્ષી આમ છતાં યે પૂર્વ જર્મનીમાં સામ્યવાદીઓનુ વર્ચસ્વ હોવાથી રશિયાની સારી એવી વગ તો છે જ.

રાજ્યતંત્ર

પૂર્વ જર્મનીના બંધારણ મુજબ દેશ જર્મન લોકશાહી પ્રજાસત્તાક રાજ્ય છે એનું બંધારણ સોવિયેટ સ્વરૂપનુ છે ૧૯૪૯મા લોકમત દ્વારા પ્રજાકીય કોંગ્રેસની ચૂંટણી થઈ જેણે પ્રજાકીય કાઉન્સિલની ચૂંટણી કરી આ પ્રજાકીય કાઉન્સિલને પ્રજાકીય ધારાસભાનો દરજ્જો આપવામાં આવ્યો છે રાજ્યસભાના સભ્યોની નિમણૂક કરવામાં આવી છે. દેશના પ્રમુખ તરીકે વિલ્હેમ પેક અને વડા પ્રધાન તરીકે ઓટો ગ્રોટવાલ છે.

અર્થતંત્ર અને ઉત્પાદન

લગભગ ૨૨ ટકા વસ્તી ખેતીકાર્યમાં રોકાયેલી છે અનાજની બાબતમા આ પ્રદેશ સ્વાવલબી છે મુખ્ય પાક ઘઉં, રાઈ, બટેટા અને બીટનો છે

મોટા ભાગના ઉદ્યોગો અને ખાસ કરીને ભારે ઉદ્યોગોનુ રાષ્ટ્રીયકરણ કરવામાં આવ્યુ છે. ઉદ્યોગો કાપડ, કાગળ, કાચને લગતા છે. આ સિવાય લોખંડ અને પોલાદ તેમ જ સિમેન્ટનુ ઉત્પાદન પણ થાય છે. પંચવર્ષીય યોજનાઓ દ્વારા દેશ સર્વાંગી વિકાસ સાધવા પ્રયાસ કરી રહ્યો છે.

પૂર્વ જર્મની ખનીજોની દૃષ્ટિએ સમૃદ્ધ નથી કોલસો અને

આયર્ન ઓર થોડા પ્રમાણમાં મળે છે. લિગ્નાઇટ સારા પ્રમાણમાં મળે છે.

**શિક્ષણ અને ધર્મ**

પૂર્વ જર્મનીમાં નિરક્ષરતા ખાસ નથી. લોકોને સામ્યવાદી વિચારસરણીની છાંટવાળું શિક્ષણ આપવામાં આવે છે.

દેશની ૮૧ ટકા વસ્તી પ્રોટેસ્ટન્ટ ધર્મ પાળે છે. બાકીની વસ્તી રોમન કેથોલિક અને બીજા ધર્મો પાળે છે.

**સાર પ્રદેશ**

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૯૯૧ ચો. મા. |
| વસ્તી | : | ૯,૮૭,૬૫૦ |
| ખંડ | : | યુરોપ |
| ભાષા | : | જર્મન |
| પાટનગર | : | સારબ્રુકન ( ૧,૧૬,૩૯૫ ) |

સાર પ્રદેશ ફ્રાંસ અને જર્મની વચ્ચે હમેશાં એક તકરારી પ્રશ્ન રહ્યો છે. નેપોલિયનના સમયમાં સાર પર ફ્રાંસનો અમલ હતો પણ ૧૮૧૫માં રૂહાઇનલેન્ડ સાથે એને જોડવામાં આવ્યું. પ્રથમ વિશ્વયુદ્ધ બાદ એને લીગ ઓફ નેશન્સના અંકુશ નીચે મૂકવામાં આવ્યું અને એનો વહીવટ ચલાવવાનું પંદર વર્ષ માટે ફ્રાંસને સોંપાયું. ૧૯૩૫માં લોકમત દ્વારા એને જર્મનીમાં જોડવામાં આવ્યું. બીજા વિશ્વયુદ્ધ બાદ વિદેશી બાબતો, સંરક્ષણ અને આર્થિક સંબંધોની દૃષ્ટિએ એ ફ્રાંસની વગ નીચે આવ્યું અને એ પ્રદેશને બીજી બાબતોમાં સ્વશાસન આપવામાં આવ્યું. છેવટે ફ્રાન્સ અને જર્મની વચ્ચે થયેલી સમજૂતીથી ૧૯૫૭માં એ પશ્ચિમ જર્મનીનો એક ભાગ બન્યું. સારનો વહીવટ ૫૦ સભ્યોની ચૂંટાયેલી ધારાસભાને હસ્તક છે.

સારમાં કોલસાની ખાણો આવેલી છે અને ઉદ્યોગોની દૃષ્ટિએ આ પ્રદેશ ખૂબ જ વિકસેલો છે.

## ૪૨. જાપાન

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૧,૪૨,૮૦૧ ચો. મા. |
| વસ્તી | : | ૯,૦૦,૧૭,૦૦૦ |
| ખંડ | : | એશિયા |
| ભાષા | : | જાપાનીઝ |
| પાટનગર | : | ટોકિયો (૬૯,૬૬,૪૯૯) |

જાપાનમાં સદીઓ થયા રાજાશાહીનો અમલ રહ્યો છે. જાપાનીઓ રાજાને દેવ સમાન ગણતા અને એમની સામે જ નહિ પણ એમની તસ્વીર સામે જોવું એને પણ અવિવેક ગણવામાં આવતો હતો. આ સ્થિતિમાં હવે ફેરફાર થઈ રહ્યો છે અને જાપાનમાં રાજાશાહી હેઠળ લોકશાહી તંત્રવ્યવસ્થાનો અમલ થઈ રહ્યો છે. જાપાનના રાજાઓ ઈ. સ. પૂર્વે ૬૬૦માં સત્તા પર આવેલા એક વંશમાંથી ઊતરી આવ્યા છે, એમ મનાય છે.

૧૮૬૩ની સાલ સુધી જાપાનને પશ્ચિમના દેશો સાથે કોઈ સંપર્ક નહોતો એટલું જ નહિ પણ એવા સંપર્કને અયોગ્ય ગણવામાં આવતો હતો. એ પછી અમેરિકા સાથે વેપારી સંધિ કરવામાં આવી અને જાપાનનો પશ્ચિમની ઢબે વિકાસ થવા લાગ્યો. થોડાં વર્ષોમાં જાપાને ઔદ્યોગિક અને બીજાં ક્ષેત્રોમાં એટલો બધો વિકાસ સાધ્યો કે એશિયાનો એ ખૂબ જ શક્તિશાળી દેશ બની ગયો: ૧૯૦૫માં જાપાનને રશિયા સાથે થયેલી લડાઈમાં વિજય મળ્યો અને એ પછી થયેલી કેટલીક લડાઈઓમાં એને વિજયો મળ્યા કર્યા. ૧૯૩૭માં જાપાને ચીન પર આક્રમણ કર્યું અને ૧૯૪૧માં બીજા

વિશ્વયુદ્ધ દરમિયાન અમેરિકા સામે પણ યુદ્ધ જાહેર કર્યું. ૧૯૪૫માં અમેરિકાએ જાપાન પર પ્રથમ અણુ બોમ્બ ફેંક્યો અને એ દેશને છેવટે શરણે થવું પડયું.

જાપાનની શરણાગતિ પછી રાજ્યતંત્રના લોકશાહીકરણની પ્રક્રિયાનો પ્રારંભ થયો. ૧૯૫૧ માં જાપાન સાથે શાંતિ-સંધિ કરવામાં આવી અને જાપાન બધી બાબતોમાં સંપૂર્ણ સ્વતંત્ર બન્યું.

રાજ્યતંત્ર

૧૯૪૬ ની સાલમાં જાપાનનું નવું બંધારણ અમલમાં આવ્યું. જાપાનમાં રાજાશાહીનો અમલ છે. પણ નવા બંધારણથી રાજામાં દૈવી શક્તિ છે એવી માન્યતાનો ત્યાગ કરવામાં આવ્યો અને એની સત્તા પર પણ મર્યાદા આવી. ધારાકીય સત્તા ડાયટ નામે ઓળખાતી પાર્લામેન્ટને હસ્તક છે. આ પાર્લામેન્ટ બે ધારાગૃહોની બનેલી છે. બંને ધારાગૃહો ચૂંટાયેલાં હોય છે. વહીવટી સત્તા પ્રધાનમંડળને હસ્તક છે, જે પાર્લામેન્ટને જવાબદાર છે.

૧૯૫૫ માં થયેલી ચૂંટણીઓમાં લોકશાહી પક્ષ ડાયટમાં સૌથી વધુ બેઠકો ધરાવતા પક્ષ તરીકે ચૂંટાઈ આવ્યો પણ એને ચોક્ખી બહુમતી મળી નહોતી. એ પછી લોકશાહી અને વિનીત પક્ષોનું જોડાણ થયું અને વિનીત-લોકશાહી પક્ષની રચના કરાઈ. અત્યારે આ પક્ષની બહુમતી છે. આ સિવાય બીજા રાષ્ટ્રીય પક્ષોમાં સમાજવાદી, સામ્યવાદી લેબર ફાર્મર્સ વગેરે પક્ષો છે.

અત્યારના રાજા શહેનશાહ હીરોહીટો છે અને વડા પ્રધાન નોબુસ્કે કીશી છે.

જાપાન વિશ્વસંસ્થાનું સભ્ય છે.

અર્થતંત્ર અને ઉત્પાદન

જાપાન એ નાનાં બેટોનો પ્રદેશ છે. અમુક વિસ્તારો સિવાય

મોટાં ખેતરો જોવા મળતાં નથી. એક ખેડૂત પાસે સરેરાશ ત્રણ એકરથી યે ઓછી જમીન હોય છે. મુખ્ય પાક ચોખા, જવ, ઘઉં, બટેટાનો છે. ચા અને ફળોનો પાક પણ સારો થાય છે.

જાપાનમાં મોટા પ્રમાણમાં ઉદ્યોગોનો વિકાસ થયો છે. યંત્રો, રસાયણો, કાપડ, સિમેન્ટ, માટીકામ, કાચ, રબર, કાગળ, તેલશુદ્ધિ અને જહાજ બાંધકામને લગતા ઉદ્યોગો ચાલે છે. બીજા વિશ્વયુદ્ધ પછી જાપાને ઉદ્યોગોના ઉત્પાદનમાં એનું પૂર્વવત્ સ્થાન પ્રાપ્ત કરવામાં ઝડપી પ્રગતિ સાધી છે.

જાપાન કાપડ, યંત્રસામગ્રી, લોખંડ અને પોલાદ, રસાયણોની નિકાસ કરે છે જ્યારે રૂ, પેટ્રોલિયમ, ઊન, ઘઉં અને આયર્ન ઓરની આયાત કરે છે.

૧૯૫૬–૫૭ ના અંદાજપત્ર મુજબ દેશની વાર્ષિક આવક ૧,૦૩૪૦૯ અબજ યેન (દેશનું ચલણ) ની છે અને ખર્ચ પણ લગભગ એટલો જ છે.

જાપાનમાં ખનીજ સંપત્તિ બહુ મોટા પ્રમાણમાં નથી. એટલે જ જાપાનને આયર્ન ઓર, કોલસો અને પેટ્રોલિયમની આયાત કરવી પડે છે. આમ છતા યે સોનું, ચાંદી, તાંબુ, ઝિન્ક, સીસું, કોલસો, ગંધક વગેરે ખનીજો અલ્પ પ્રમાણમા મળે છે.

**શિક્ષણ અને ધર્મ**

પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત છે. સહશિક્ષણની પ્રથા પણ શરૂ કરવામા આવી છે. ઉદ્યોગોની વૈજ્ઞાનિક, તેમ જ હુન્નરી અને વ્યવસાયી તાલીમની વ્યવસ્થા પણ સારા પ્રમાણમાં વિકસેલી છે.

દેશની ૬૦ ટકા વસ્તી બૌદ્ધ ધર્મ, ૨૧ ટકા વસ્તી શિન્ટો ધર્મ અને બાકીની વસ્તી પ્રોટેસ્ટંટ તેમ જ રોમન કેથોલિક અને અન્ય ધર્મો પાળે છે.

## ૪૩. જિબ્રાલ્ટર

વિસ્તાર : ૨ ચો. મા.
વસ્તી : ૨૫,૦૦૦
ખંડ : યુરોપ

સ્પેનની સાથેની લડાઈ દરમિયાન ૧૭૦૪ માં બ્રિટને જિબ્રાલ્ટર પર કબજો મેળવ્યો. ૧૭૧૩ ની સંધિથી સ્પેને બ્રિટનના જિબ્રાલ્ટર પરના કબજાને માન્ય રાખ્યો અને વર્સૈલ્સની સંધિમાં સ્પેને આ સંસ્થાન પરના પોતાના બધા દાવાને જતા કર્યા ૧૯૩૯ માં સત્તા પર આવેલી સ્પેનની નવી સરકારે જિબ્રાલ્ટર એને પાછું મળવું જોઈએ એવી માગણી કરી છે. જિબ્રાલ્ટર વ્યૂહની દૃષ્ટિએ ખૂબ જ મહત્ત્વનું નૌકામથક છે.

### રાજ્યતંત્ર

જિબ્રાલ્ટર બ્રિટિશ સંસ્થાન છે. વહીવટીતંત્ર ગવર્નર, કારોબારી સમિતિ અને ધારાકીય કાઉન્સિલને હસ્તક છે. ધારાકીય કાઉન્સિલના સાત ચૂંટાયેલા સભ્યો, ચાર એક્સ-ઑફિસીઓ સભ્યો અને બે નિમાયેલા સભ્યો હોય છે.

### અર્થતંત્ર અને ઉત્પાદન

જિબ્રાલ્ટરની મુખ્ય આવક બંદર પર લેવાતા વેરાની અને દારૂ, તમાકુ, કૉફી વગેરે પર લેવાતી જકાતની છે.

### શિક્ષણ

જિબ્રાલ્ટરમાં હમણાં શિક્ષણ ખાતું સ્થાપવામા આવ્યું છે. સંસ્થાનમાં પાંચ માધ્યમિક શાળાઓ અને ૧૭ પ્રાથમિક શાળાઓ છે.

## ૪૪. ઝાંઝીબાર

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૧,૦૨૦ ચો. મા. |
| વસ્તી | : | ૨,૬૪,૧૬૨ |
| ખંડ | : | આફ્રિકા |
| પાટનગર | : | ઝાંઝીબાર (૬૦,૦૦૦) |

પેમ્બા અને ઝાંઝીબાર એમ બે ટાપુઓનો બનેલો આ બ્રિટનનો રક્ષિત વિસ્તાર છે. ૧૮૯૦ની સાલ પહેલાં આ પ્રદેશમાં ઇટાલિયન સોમાલીલૅન્ડ, કેનિયા અને ટાંગાનિકાના કેટલાક પ્રદેશનો પણ સમાવેશ થતો હતો. ૧૮૯૦ની સાલમાં ઝાંઝીબારને રક્ષિત વિસ્તાર તરીકેનો દરજ્જો મળ્યો.

વહીવટી તંત્ર બ્રિટિશ રેસિડન્ટને હસ્તક છે. આમ છતાં યે સુલતાન મર્યાદિત સત્તા ભોગવે છે. કારોબારી વહીવટમાં સલાહ આપવાનું કામ કરે છે અને એના પ્રમુખ તરીકે સુલતાન હોય છે.

ઝાંઝીબારના સુલતાન તરીકે અત્યારે સૈયદ સર ખલીફા બીન હરુબ છે.

ખેતી ઉત્પન્નોમાં ચોખા, મરચાં, તમાકુ, નાળિયેર વગેરેનો સમાવેશ થાય છે.

## ૪૫. ટ્યુનિસિયા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૪૮,૩૩૨ ચો. મા. |
| વસ્તી | : | ૩૭,૮૨,૪૮૦ |
| ખંડ | : | આફ્રિકા |
| ભાષા | : | અરેબિક, ફ્રેંચ, ઇટાલિયન |
| પાટનગર | : | ટ્યુનિસ (૪,૧૦,૦૦૦) |

ટ્યુનિસિયા અલ્જીરિયા અને લિબિયાની વચ્ચે આવેલું છે અને દક્ષિણ તરફ છેક સહરાના રણ સુધી વિસ્તરેલું છે. એની કુલ વસ્તીમાં ૯૦.૯ ટકા વસ્તી ટ્યુનિસિયનોની, ૪.૫ ટકા વસ્તી ફ્રેંચોની, ૨.૬ ટકા વસ્તી ઇટાલિયનો અને બાકીની વસ્તી બીજા લોકોની છે.

૧૮૮૧ થી ૧૯૫૬ સુધી ટ્યુનિસિયા ફ્રાંસના કબજા નીચે હતું. અલ્જીરિયાની સલામતીને ભય ઊભો થશે એમ માનીને ફ્રાંસે ૧૮૮૧માં એના પર કબજો જમાવ્યો હતો. ૧૯૫૬માં ફ્રાંસે ટ્યુનિસિયાને સાર્વભોમ સ્વતંત્ર દરજ્જો આપ્યો. દેશની બંધારણસભાએ ટ્યુનિસિના બેગને સત્તાભ્રષ્ટ કરી એને પ્રજા સત્તાક બનાવ્યું .

**રાજ્યતંત્ર**

૧૯૫૬માં થયેલી વિધાનસભાની પહેલી ચૂંટણી કરવામાં આવી હતી. વિધાનસભાએ બંધારણ ઘડી કાઢયું છે. વિધાનસભામાં નિઓ દસ્તુર પક્ષ અને બીજા નાના પક્ષોના જોડાણથી રચાયેલા સંયુક્ત મોરચાને ૯૮ બેઠકો મળી છે. ટ્યુનિસિયાના પ્રમુખ હબીબ બોર્ગીબા છે.

ટ્યુનિસિયા વિશ્વસંસ્થાનું સભ્ય છે.

અલ્જીરિયાના રાષ્ટ્રવાદીઓને ટ્યુનિસિયા સહાય કરે છે અને આથી ફ્રાંસ સાથે એને તીવ્ર મતભેદ રહ્યા કરે છે.

**અર્થતંત્ર અને ઉત્પાદન**

ખેતી એ દેશના લોકોનો મુખ્ય વ્યવસાય છે. મુખ્ય પાક ઘઉં, જવ, ઓટ, વટાણા, દ્રાક્ષ અને ફળોનો છે. દારૂનું અને ઓલિવ તેલનું ઉત્પાદન થાય છે. ટયુનિસિયા સુતરાઉ કાપડ, યંત્રસામગ્રી અને બીજી જરૂરિયાતની વસ્તુઓની આયાત કરે છે. ઊન વણવાના, માટીકામના, ચામડાંની વસ્તુઓ બનાવવાના, તેલશુદ્ધિના વગેરે ઉદ્યોગો દેશમાં ચાલે છે. ટયુનિસિયા ઘઉં, આયર્ન ઓર અને ઓલિવ તેલની નિકાસ કરે છે. ખનીજ સંપતિમાં ફોસ્ફેટ, આયર્ન ઓર, સીસું, ઝિન્ક, પારો, મેંગેનિઝ, તાંબું અને લિગ્નાઈટનો સમાવેશ થાય છે.

**શિક્ષણ અને ધર્મ**

ટયુનિસિયામાં ૧૯૫૪માં ૭૨૯ સાર્વજનિક અને ૨૩૦ ખાનગી શાળાઓ હતી. આમાંથી ચોથા ભાગની ફ્રેંચ અને ઇટાલિયન શાળાઓ હતી. ટયુનિસમાં મુસ્લિમ વિદ્યાપીઠ છે.

ટયુનિસિયાની મોટા ભાગની વસ્તી ઈસ્લામ ધર્મ પાળે છે.



## ૪૬. ટાંગાનિકા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૩,૬૨,૬૮૮ ચો. મા. |
| વસ્તી | : | ૭૯,૬૫,૦૦૦ આફ્રિકનો<br>૨૦,૩૦૦ યુરોપિયનો<br>૮૪,૦૦૦ એશિયનો અને આરબો. |
| ખંડ | : | આફ્રિકા |
| પાટનગર | : | દારેસલામ (૯૯,૧૪૦) |

ટાંગાનિકા ૧૮૮૪થી ૧૯૧૮ સુધી જર્મન સંસ્થાન હતું. એ પછી એને લીગ ઑફ નેશન્સના મેન્ડેટ નીચે મૂકવામાં આવ્યું. અત્યારે એ વિશ્વસંસ્થાના વાલીપણા નીચેનો પ્રદેશ છે અને એના વહીવટની જવાબદારી બ્રિટનને સોંપવામાં આવી છે. ૧૯૨૨માં આ પ્રદેશમાં ગુલામીની પ્રથાનો અંત લાવવામાં આવ્યો.

ટાંગાનિકામાં ધારાસભા છે પણ એના મોટા ભાગના સભ્યો નિમાયેલા હોય છે. વહીવટી તંત્ર ગવર્નરને હસ્તક છે. પંદર વર્ષમાં ટાંગાનિકાને સ્વશાસન આપવાનું વિચારાયું છે.

ટાંગાનિકા ખેતીપ્રધાન દેશ છે. સીસાનું ઉત્પાદન સારા પ્રમાણમાં થાય છે. આ સિવાય કોફી, રૂ, શેરડી અને ચાનો પાક થાય છે.

દેશમાં સોનું, હીરા વગેરે ખનીજો મળે છે, જેની નિકાસ પણ થાય છે. જંગલ સંપત્તિ પણ છે. ઈમારતી લાકડું અને બીજી ઉત્પન્નો મળે છે.

## ૪૭. ડેન્માર્ક

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૧૬,૫૭૭ ચો. મા. |
| વસ્તી | : | ૪૪,૭૫,૦૦૦ |
| ખંડ | : | યુરોપ |
| ભાષા | : | ડેનીશ |
| પાટનગર | : | કોપનહેગન (૯,૫૦,૭૦૦ |

ઉત્તર યુરોપમાં આવેલું ડેન્માર્ક એક જમાનામાં ખૂબ જ શક્તિશાળી રાજ્ય હતું. ૧૦૧૫ માં ડેન્માર્કના રાજા મહાન કેન્યૂટે ઈંગ્લેંડ જીતી લીધું હતું. ૧૨ મી અને ૧૩ મી સદીમાં ડેન્માર્કની સત્તા ટોચે પહોંચી હતી. ૧૩૯૭ માં થયેલી એક સંધિથી ડેન્માર્ક નોર્વે અને સ્વીડન સાથે જોડાયું હતું. ૧૫૨૦ માં સ્વીડન આ જોડાણમાંથી છૂટું થયું પણ ૧૮૧૪ સુધી નાર્વે અને ડેન્માર્કનું જોડાણ ટકી રહ્યું. નોર્વેથી છૂટા થયા બાદ ડેન્માર્કમાં ૧૮૪૯ માં બંધારણીય રાજાશાહીની સ્થાપના થઈ. બીજા વિશ્વયુદ્ધમાં ડેન્માર્કે તટસ્થ રહેવાના પ્રયત્નો કર્યા પણ હિટલરે એના પર ચડાઈ કરી એ કબજે કરી લીધું હતું. ૧૯૪૫ માં જર્મનીનો પરાજય થતાં ડેન્માર્કે તરત જ પોતાની સરકારને વ્યવસ્થિત કરી અને સોશિયલ ડેમોક્રેટિક પક્ષના નેતા વેલહેમ બુહલ વડા પ્રધાન થયા. ૧૯૫૩ ની સાલમાં ડેન્માર્કે એના નવા બંધારણનો અમલ શરૂ કર્યો છે.

**રાજ્યતંત્ર**

ડેન્માર્કમાં બંધારણીય રાજાશાહીનો અમલ છે. રાજ્યનો વહીવટ વડા પ્રધાન અને પ્રધાનમંડળ દ્વારા રાજા ચલાવે છે. ધારાકીય સત્તા ૧૭૯ સભ્યોની 'ફોલ્કેટીંગ'ના નામે ઓળખાતી પાર્લામેન્ટને હસ્તક છે. પાર્લામેન્ટની ચૂંટણી દર ચાર વર્ષે થાય છે.

૧૯૫૩ માં થયેલી ચૂંટણી મુજબ ડેન્માર્કના મુખ્ય રાજકીય પક્ષો આ પ્રમાણે છે: સોશિયલ ડેમોક્રેટ, એગ્રેરીઅન, લિબરલ, રુઢિચુસ્ત, રેડિકલ-લીબરલ અને સામ્યવાદી.

૧૯૪૭ માં દસમા ફ્રેડરીક રાજગાદી પર આવ્યા છે અને વડા પ્રધાન સોશિયલ ડેમોક્રેટ પક્ષના નેતા શ્રી. એચ. સી. હેનસન છે.

ડેન્માર્ક વિશ્વસંસ્થા અને ઉત્તર આટલાંટિક કરાર સંસ્થા (નાટો)નું સભ્ય છે.

**અર્થતંત્ર અને ઉત્પાદન**

ડેન્માર્કની નેવું ટકા જમીન ખેતી લાયક છે અને ૭૫ ટકા જમીન પર ખરેખર ખેતી થાય છે. ખેતીનો મુખ્ય પાક આ પ્રમાણે છે: ધાન્ય, ઘાસચારો, બટેટા, ઘઉં, ઓટ, જવ, ડેરી ઉત્પન્નો એ ડેન્માર્કનો એક મહત્ત્વનો વ્યવસાય છે. મોટા ઉદ્યોગો પ્રોસેસ કરેલા ખાદ્યપદાર્થો, લોખંડ અને બીજી ધાતુઓને લગતા છે. આ સિવાય રસાયણ, કાગળ, સુતરાઉ કાપડ, મશીનરી અને ચામડાના ઉદ્યોગો પણ ચાલે છે.

દેશ માંસ અને એની ઉત્પન્નો, ડેરીની ઉત્પન્નો અને મશીનરીની નિકાસ કરે છે ત્યારે કોલસો, પેટ્રોલિયમ, યંત્રો, વાહનો અને કાપડ વગેરેની આયાત કરે છે.

દેશની વસ્તીના પ્રમાણમાં ડેન્માર્કમાં દુનિયાનો સૌથી મોટો વેપારી જહાજોનો કાફલો છે.

૧૯૫૭–૫૮ ના અંદાજપત્ર મુજબ દેશની વાર્ષિક આવક ૫૦,૭૫૦ લાખ ક્રોનર (ડેન્માર્કનું ચલણ) ની છે ત્યારે ખર્ચ ૪૬,૫૫૦ ક્રોનરનું હતું.

ડેન્માર્ક પાસે ખાસ કંઈ ખનીજ સંપત્તિ નથી.

**શિક્ષણ અને ધર્મ**

ડેન્માર્કમાં શિક્ષણ મફત અને ફરજિયાત છે. ટેકનિકલ અને ખેતીવિષયક જ્ઞાન આપતી શાળા–કોલેજોની સંખ્યા પણ સારી છે. કોપનહેગન અને આરહસમાં વિદ્યાપીઠો છે.

દેશ ઇવાનજેલીકન લુથેરન ધર્મ પાળે છે.

**ફારે ટાપુઓ**

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૫૪૦ ચો. મા. |
| વસ્તી | : | ૩૪,૦૦૦ |
| પાટનગર | : | થોર શેવન (૫,૬૦૭) |

ઉત્તર આટલાંટિક વિસ્તારમાં આવેલા આ ૨૧ ટાપુઓ ૧૩૮૬ ડેન્માર્ક સાથે ભળ્યા છે અને અત્યારે પણ એના એક ભાગરૂપ છે. ટાપુઓ સ્વાયત્ત પ્રદેશ તરીકેનો દરજ્જો ભોગવે છે. ડેનીશ પાર્લામેન્ટમાં તેઓ બે સભ્યો મોકલે છે.

લોકોનો મુખ્ય વ્યવસાય માછલી પકડવાનો અને ઘેટાં ઉછેરવાનો છે. મુખ્ય ઉત્પન્નો કોડલીવર તેલ, ઊન, રાસાયણિક ખાતર અને ચામડાંની છે.

ગ્રીનલેન્ડ

વિસ્તાર : ૮,૩૯,૭૮૨ ચો. મા.
વસ્તી : ૨૪,૧૫૯
ખંડ : યુરોપ
પાટનગર : ગોડથેલ

ગ્રીનલેન્ડ દુનિયાનો સૌથી મોટો ટાપુ છે. ૧૯૧૭ માં ગ્રીનલેન્ડ પર ડેન્માર્કને સંપૂર્ણ કબજો મળ્યો. ૧૯૫૩ ની સાલથી આ ટાપુ ડેન્માર્કનો એક ભાગ બન્યો છે ગ્રીનલેન્ડ વ્યૂહની દષ્ટિએ ખૂબ જ મહત્ત્વ ધરાવતો ટાપુ છે અને એટલે ૧૯૫૧ માં આટલાંટિક કરાર સંસ્થાના માળખામાં રહીને ગ્રીનલેન્ડની સંયુક્ત સંરક્ષણ વ્યવસ્થા કરવાની ડેન્માર્ક અને અમેરિકા વચ્ચે સમજૂતી થઈ છે. ૧૯૫૩ માં થૂલેમાં અમેરિકાએ એક મોટું વિમાની મથક બાંધવાનું પૂરું કર્યું.

ગ્રીનલેન્ડના વહીવટ માટે ચૂંટાયેલી કાઉન્સિલ છે અને એના બે પ્રતિનિધિઓ ડેનીશ પાર્લામેન્ટમાં બેસે છે.

મોટે ભાગે વસ્તી એસ્કિમો અને
છે. મત્સ્ય વ્યવસાય લોકોનો મુખ્ય વ્ય

એલ્યુમિનિયમ ઉત્પન્ન કરવા માટે જરૂરી ખનીજ ક્રીઓલાઈટ માત્ર આ પ્રદેશમાંથી જ મળે છે. આ સિવાય સીસું, ઝિન્ક, કોલસો, તાંબું, ગ્રેફાઈટ, યુરેનિયમ વગેરે ખનીજો પણ મળી શકે તેમ છે.



## ૪૮. ડોમીનિકન પ્રજાસત્તાક

વિસ્તાર : ૧૮,૭૦૩ ચો. મા.
વસ્તી : ૨૬,૦૮,૦૦૦
ખંડ : મધ્ય અમેરિકા
ભાષા : સ્પેનિશ ૫
પાટનગર : સિઆદદુજીસો (૧,૮૧,૫૫૩)

મધ્ય અમેરિકામાં આવેલા ડોમીનિકન પ્રજાસત્તાકની શોધ ૧૪૯૨મ ક્રિસ્ટોફર કોલંબસે કરી હતી. ૧૭૯૫ સુધી એ સ્પેનના કબજામાં રહ્યું ૧૭૯૫થી ૧૮૦૮ સુધી ફ્રાંસના રાજ્ય અમલ નીચે, ૧૮૦૮ થી ૧૮૨૧ સુધી પુનઃ સ્પેનના એને ૧૮૨૨ થી ’૪૪ સુધી એ હૈટીના કબજામ હતું. ૧૮૯૪માં એને સ્વતંત્ર પ્રજાસત્તાકનો દરજ્જો મળ્યો. અ. પહેલાં કેટલોક સમય સુધી એ અમેરિકાના વર્ચસ્વ નીચે હતું.

રાજ્યતંત્ર

ડોમીનિકનના પ્રજાસત્તાકનો વહીવટ પ્રમુખ અને બે ધારાગૃહોને

હસ્તક છે. પ્રમુખની ચૂંટણી દર પાંચ વર્ષે થાય છે. એ રીતે બે ધારાગૃહોમાંથી એક સેનેટના ૨૧ સભ્યોની અને ચેમ્બર ઑફ ડેપ્યુટીના ૪૭ સભ્યોની ચૂંટણી પણ દર પાંચ વર્ષે થાય છે.

ડોમીનિકન પ્રજાસત્તાક વિશ્વસંસ્થાનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

ડોમીનિકન પ્રજાસત્તાક ખેતીપ્રધાન દેશ છે. મુખ્ય પાક ખાંડ, કૉફી, કોકો, તમાકુ, કેળાં, ચોખા, ધાન્ય વગેરેનો છે. ઢોર ઉછેરનો વ્યવસાય પણ વિકસતો જાય છે. ખાંડ શુદ્ધિનો ઉદ્યોગ એ એક જ મહત્ત્વનો ઉદ્યોગ છે. જો કે છેલ્લાં વર્ષોમાં બીજા પણ કેટલાક ઉદ્યોગો સ્થાપવામાં આવ્યા છે.

આ પ્રજાસત્તાક ખાંડ, કૉફી અને કોકોની નિકાસ કરે છે ત્યારે સુતરાઉ કાપડ, લોખંડ અને પોલાદની ઉત્પન્નો, રસાયણો અને યંત્ર સામગ્રીની આયાત કરે છે.

૧૯૫૬ના અંદાજપત્ર મુજબ પ્રજાસત્તાકની વાર્ષિક આવક ૧૨,૨૭,૨૯,૫૦૦ ડોલરની અને ખર્ચ ૧૧,૯૯,૭૨,૮૯૦ ડોલરનો છે.

## શિક્ષણ અને ધર્મ

શિક્ષણ મફત અને ફરજિયાત છે. નિરક્ષરોનું પ્રમાણ વધારે એટલે કે ૫૬.૭ ટકા જેટલું છે.

લોકો રોમન કૅથોલિક ધર્મ પાળે છે.

## ૪૯. તુર્કી

વિસ્તાર : ૨,૯૬,૧૮૫ ચો. મા.
વસ્તી : ૨,૪૭,૯૭,૦૦૦
ખંડ : યુરોપ, એશિયા
ભાષા : તુર્કી, ગ્રીક, બલ્ગેરિયન
પાટનગર : અંકારા (૪,૫૩,૧૫૧)

૧૫, ૧૬ અને ૧૭મી સદી દરમિયાન તુર્કીનું ઓટોમન સામ્રાજ્ય ખૂબ જ શક્તિશાળી હતું. એની સત્તા કાસ્પિયન સમુદ્રથી એડ્રિયાટિક અને હંગેરી સુધી અને હિંદી મહાસાગરથી તે મોરોક્કો અને સુદાન સુધી વિસ્તરેલી હતી. ૧૭મી સદી પછી તુર્કીનું સામ્રાજ્ય છિન્નભિન્ન થવા લાગ્યું અને પ્રથમ વિશ્વયુદ્ધ પછી એનો અંત આવ્યો. તુર્કીના છેલ્લા સુલતાન ૧૯૨૨માં માલ્ટા નાસી ગયા અને એ વખતે આગળ આવેલા નવા નેતા કમાલ આતાતુર્કની આગેવાની નીચે તુર્કીને પ્રજાસત્તાક બનાવવામાં આવ્યું. એમણે સત્તા પર આવતાં સાથે જ તુર્કીની આધુનિક ધોરણે નવરચના કરવાનો પ્રારંભ કર્યો હતો.

### રાજ્યતંત્ર

તુર્કી પ્રજાસત્તાક રાજ્ય છે. રાષ્ટ્રીય ધારાસભાના સભ્યોમાંથી પ્રમુખની ચૂંટણી કરવામાં આવે છે, જે ચાર વર્ષ સુધી સત્તા પર રહે છે. રાષ્ટ્રીય ધારાસભાના ૫૪૧ સભ્યો પુખ્ત મતાધિકારના ધોરણે ચાર વર્ષ માટે ચૂંટાય છે. વહીવટી સત્તા પ્રમુખ અને પ્રધાન મંડળ દ્વારા ધારાસભાને હસ્તક છે.

૧૯૨૩ થી ૧૯૫૦ સુધી કમાલ આતાતુર્કે સ્થાપેલ પીપ'લ્સ રિપબ્લીકન પક્ષ સત્તા પર હતો પણ ૧૯૫૦મા ડેમોક્રેટિક પક્ષને ઘણી મોટી બહુમતી મળી અને એ પક્ષ સત્તા પર આવ્યો એ પછી ૧૯૫૪ અને છેલ્લે ૧૯૫૭ના અંત ભાગમા થયેલી ચૂટણીમા પણ એ સત્તા પર ટકી રહ્યો છે

તુર્કીને અમેરિકા પાસેથી ઘણી આર્થિક સહાય મળી છે જેનો મોટો ભાગ એના સૈન્યને આધુનિક ધોરણે મૂકવા માટે વાપરવામાં આવ્યો છે તુર્કી વિશ્વસસ્થા અને ઉત્તર આટ્લાંટિક કરાર સસ્થા (નાટો)નું સભ્ય છે

અર્થતંત્ર અને ઉત્પાદન

તુર્કીના અર્થતંત્રનો આધાર ખેતી પર છે ૬૫ ટકાથી યે વધુ પ્રમાણમા વસ્તી આ વ્યવસાયમા રોકાયેલી છે ખેતી અદ્યતન ઢબે કરવા માટે તુર્કીએ ઝડપી પગલા લેવા માડ્યા છે મુખ્ય પાક ધાન્ય, રૂ, તમાકુ, કોળ, તેલીબીયા, અફીણ, શેરડી અને ફળો છે જગલ સંપત્તિ પણ સારી છે

તુર્કીમાં ઔદ્યોગીકરણ પણ વેગથી થઈ રહ્યુ છે, દેશમા લોખડ પોલાદ, સુતરાઉ કાપડ, સિમેન્ટ, ખાડ અને રસાયણોના કારખાના અને મિલો છે

તુર્કી તમાકુ, રૂ અને બીજી વસ્તુઓની નિકાસ કરે છે જ્યારે યત્રોનરી, લોખડ, પોલાદ, બળતણ અને તેલ વગેરેની આયાત કરે છે

૧૯૫૭-૫૮ ના અદાજપત્ર મુજબ દેશની વાર્ષિક આવક ૪૦,૦૭૦ લાખ ટર્કીશ પાઉન્ડ (દેશનુ ચલણ) ની છે જ્યારે ખર્ચ પણ ૪૦,૦૭૦ લાખ ટર્કીશ પાઉન્ડનો છે

ખનીજોની દષ્ટિએ તુર્કી સમૃદ્ધ છે પણ એનો હજુ પૂરતા

પ્રમાણમાં વિકાસ થયો નથી. ક્રોમસો, લિગ્નાઈટ, કાચું લોખંડ, તાંબું, ગંધક, મેંગેનિઝ વગેરે ખનીજો દેશમાં મળે છે.

**શિક્ષણ અને ધર્મ**

૭ થી ૧૨ વર્ષના વિદ્યાર્થીઓ માટે શિક્ષણ મફત અને ફરજિયાત છે. લગભગ ૪૪ ટકા વસ્તી નિરક્ષર છે. ૧૯૨૮ માં અરેબિક લિપિને સ્થાને લેટિન લિપિ દાખલ કરવામાં આવી છે.

તુર્કીની ૯૮ ટકા વસ્તી ઇસ્લામ ધર્મ પાળે છે.



## ૫૦. થાઈલૅન્ડ (સિયામ)

વિસ્તાર : ૧,૯૮,૨૭૦ ચો. મા.
વસ્તી : ૨,૦૬,૮૬,૦૦૦
ખંડ : એશિયા
ભાષા : થાઈ
પાટનગર : બૅંગકોક ( ૬,૨૦,૮૩૦ )

થાઈલૅન્ડ અગ્નિ એશિયામાં આવેલું સ્વતંત્ર રાજ્ય છે. ૧૮૨૪માં બ્રિટને થાઈલૅન્ડ પર વર્ચસ્વ જમાવ્યું પણ ૧૮૯૬માં બ્રિટન અને ફ્રાંસ વચ્ચે થયેલી સંધિમાં થાઈલૅન્ડની સ્વતંત્રતાનો સ્વીકાર કરવામાં આવ્યો. ૧૯૩૨માં સત્તાપલટાના થયેલા પ્રયાસને પરિણામે રાજાની

સંપૂર્ણ સત્તાનો અંત આવ્યો અને બંધારણીય રાજાશાહીનો અમલ શરૂ થયો. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન જાપાને એના પર કબજો જમાવ્યો હતો.

## રાજ્યતંત્ર

થાઈલૅન્ડમાં બંધારણીય રાજાશાહીનો અમલ છે. ૨૪૬ સભ્યોની ધારાસભા છે, એના અર્ધા સભ્યોની ચૂંટણી થાય છે અને અર્ધા ભાગના સભ્યો નિમાયેલા હોય છે. વડા પ્રધાન અને પ્રધાનમંડળના હાથમાં વહીવટીતંત્ર છે, જે પાર્લામેન્ટને જવાબદાર છે. અત્યારના રાજાનું નામ રામ નવમા છે અને વડા પ્રધાન પોટ સેરેશીન છે.

થાઈલૅન્ડ વિશ્વસંસ્થાનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

થાઈલૅન્ડ ખેતીપ્રધાન દેશ છે. ચોખા અને રબરનો મુખ્ય પાક છે. આ સિવાય નાળિયેર, ધાન્ય, તમાકુ, રૂ, શેરડી, સોયાબીનનો પાક પણ થાય છે. દેશના ઉદ્યોગો ખાસ વિકસેલા નથી કાચું સોખંડ, લિગ્નાઈટ ટીન વગેરે ખનીજો મળે છે. દેશની મુખ્ય નિકાસ ચોખા અને રબરની છે. મત્સ્ય વ્યવસાય સારા પ્રમાણમાં ચાલે છે.

## શિક્ષણ અને ધર્મ

પ્રાથમિક શાળાઓ મોટે ભાગે બૌદ્ધ મઠોની દેખરેખ નીચે ચાલે છે. દેશની ૪૧•૩ ટકા વસ્તી નિરક્ષર છે.

દેશની ૯૫ ટકા વસ્તી બૌદ્ધ ધર્મ પાળે છે અને બાકીની વસ્તી ઇસ્લામ તેમ જ બીજા ધર્મો પાળે છે.

## ૫૧. દક્ષિણ આફ્રિકા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૪,૭૨,૭૩૩ |
| વસ્તી | : | ૧,૪૧,૬૭,૦૦૦ |
| ખંડ | : | આફ્રિકા |
| ભાષા | : | અંગ્રેજી અને આફ્રિકન |
| પાટનગર | : | કેપટાઉન ( ૬,૮૭,૯૦૦ ) |
| | | પ્રિટોરિયા ( ૩,૨૭,૨૦૦ ) |

ઈ. સ. ૧૬૫૨માં ડચ ઇસ્ટ ઇંડિયા કંપનીએ કેપ ઑફ ગુડ હોપમાં વસાહત સ્થાપી. એને આ પ્રદેશના મૂળ વતનીઓ સાથે લડાઈઓ કરવી પડી હતી ૧૮૧૪માં બ્રિટને બ્રિટિશ કેપ સંસ્થાનની સ્થાપના કરી. ડચ ભાષા બોલતા બોર વસાહતીઓને આ ગમ્યું નહિ એને લીધે કેટલીક અથડામણો થઈ. ૧૮૯૯ માં બ્રિટનને બોર લોકો સાથે લડાઈમાં ઊતરવું પડ્યું. ૧૯૦૨માં બોર લોકો શરણે થયા અને બ્રિટિશ પ્રજા તરીકેનો દરજ્જો સ્વીકાર્યો બ્રિટને એમને સ્વશાસન આપવાની ખાતરી આપી. આ મુજબ ૧૯૧૦ માં દક્ષિણ આફ્રિકાના સંઘની રચના થઈ અને એને સાંસ્થાનિક સ્વતંત્રતા આપવામાં આવી.

### રાજ્યતંત્ર

દક્ષિણ આફ્રિકા સાંસ્થાનિક સ્વતંત્રતા ભોગવતો દેશ છે. વહીવટી સત્તા બ્રિટિશ તાજ વતી ગવર્નર જનરલ, વડા પ્રધાન અને પ્રધાન-મંડળ ભોગવે છે. સેનેટ અને વિધાનસભા એમ બે ધારાગૃહોવાળી પાર્લામેન્ટને હસ્તક ધારાકીય સત્તા છે. મતાધિકાર ગોરાઓ પૂરતો જ

મર્યાદિત છે સેનેટના ૮૯ સભ્યોની ચૂંટણી દર દસ વર્ષે થાય છે. ત્યારે વિધાનસભાના ૧૫૯ સભ્યોની ચૂંટણી દર પાંચ વર્ષે થાય છે.

મુખ્ય રાજકીય પક્ષો રાષ્ટ્રીય પક્ષ, યુનાઇટેડ પક્ષ અને કામદાર પક્ષ છે ૧૯૫૮ ના એપ્રિલ મહિનામાં થયેલી ચૂંટણીઓમાં રાષ્ટ્રીય પક્ષને બહુમતી મળી છે.

દ. આફ્રિકામા ગોરાઓને વિપુલ અધિકારો છે ત્યારે એ દેશના મૂળ વતનીઓ આફ્રિકનોને, ભારતીઓ તેમ જ બીજા એશિયાવાસીઓને રંગભેદને કારણે ખૂબ જ સહન કરવું પડે છે.

દ. આફ્રિકા વિશ્વસંસ્થા અને બ્રિટિશ રાષ્ટ્રસમૂહનું સભ્ય છે.

### અર્થતંત્ર અને ઉત્પાદન

દક્ષિણ આફ્રિકાનો મુખ્ય વ્યવસાય ઘેટાં અને ઢોરઉછેરનો છે. આને લીધે ઊનનું વિપુલ પ્રમાણમાં ઉત્પાદન થાય છે. મુખ્ય પાક મકાઈ, શેરડી, ઘઉંનો છે.

દેશમાં લોખંડ અને પોલાદ, રસાયણો, કાપડ, તમાકુ અને ધાતુઓને લગતા ઉદ્યોગો ચાલે છે. દ. આફ્રિકા ઊન અને હીરાની નિકાસ કરે છે. આયાતમાં ખેતી ઉત્પાદન અને ઉદ્યોગો માટેની યંત્ર સામગ્રી, કાપડ, વાહનો અને પેટ્રોલિયમનો સમાવેશ થાય છે.

ખનીજ સંપત્તિમાં સોનું, હીરા, કોલસો, તાંબું, આયર્ન ઓર, ક્રોમાઇટ, મેંગેનિઝ ઓર, પ્લેટીનમ, ચાંદી, યુરેનિયમ, ટંગ્સ્ટનનો સમાવેશ થાય છે.

### શિક્ષણ અને ધર્મ

દેશમાં ૭ થી ૧૬ વર્ષના ગોરા વિદ્યાર્થીઓ માટે શિક્ષણ મફત અને ફરજિયાત છે. ૭,૩૨૫ શાળાઓ બિન-ગોરાઓ માટે છે. અંગ્રેજી ને આફ્રિકન્સ સત્તાવાર ભાષાઓ છે.

દેશની ૫૫ ટકા વસ્તી ડચ રિફોર્મ દેવળનો ધર્મ, ૧૯ ટકા વસ્તી એંગ્લિકન દેવળનો, ૬ ટકા મેથોડીસ્ટ ધર્મ અને બાકીની વસ્તી અન્ય ધર્મો પાળે છે.

દેશની ૨૦.૯ ટકા વસ્તી ગોરાઓની, ૬૬.૯ ટકા બાંટુ જાતિઓની, ૩ ટકા એશિયાવાસીઓની અને બાકીની બીજી વસ્તી છે.



## ૫૨. નાઇજીરિયા

વિસ્તાર : ૩,૭૩,૨૫૦ ચો. મા.
વસ્તી : ૩,૧૮,૦૦,૦૦૦
ખંડ : આફ્રિકા
ભાષા : દેશી બોલીઓ, અરેબિક, અંગ્રેજી
પાટનગર : લાગોસ (૨,૬૭,૪૦૭)

નાઇજીરિયા સમવાયતંત્ર છે. એમાં ઉત્તર, પૂર્વ અને પશ્ચિમના પ્રદેશો, દક્ષિણ કેમેરુન તેમ જ સમવાયી રાજધાની લાગોસનો સમાવેશ થાય છે. ૧૬મી અને ૧૭મી સદીઓમાં બ્રિટિશ સંશોધકો આ પ્રદેશમાં આવ્યા હતા. ૧૮૭૯ થી ૧૯૧૪ દરમિયાન નાઇજીરિયાના પ્રદેશોનો સંસ્થાનો તરીકે વિકાસ થયો. દક્ષિણ કેમેરુનના વિશ્વસંસ્થાના વાલીપણા હેઠળના પ્રદેશને પણ નાઇજીરિયા સાથે મૂકવામાં આવેલ છે.

વહીવટીતંત્ર ગવર્નર જનરલને હસ્તક છે પણ ૧૪ પ્રધાનોનું બનેલું પ્રધાનમંડળ એમને સહાય કરે છે. ૧૮૪ સભ્યોની ધારાસભા

છે. કેટલાક વિષયો સમવાયી સરકારને હસ્તક જ મૂકવામાં આવ્યા છે. દરેક પ્રદેશને પોતાની ધારાસભા અને પ્રધાનમંડળ છે. દક્ષિણ કેમેરુનમાં પણ ધારાસભા અને કારોબારી સમિતિ છે.

મોટા ભાગની વસ્તી હબસીઓની છે. પણ ઉત્તરમાં બર્બર, આરબો અને મુસલમાનો વસે છે.

દેશનો મુખ્ય વ્યવસાય ખેતી છે. મુખ્ય પાક ધાન્ય, મિલેટ, કેળાં, મકાઈ, કોકોનો છે. દેશ કોકો, રબર, ચામડાં વગેરેની નિકાસ કરે છે. ટીન, કોલસો, ચાંદી, સોનું, ટંગસ્ટન એટલાં ખનીજો મળે છે. ઓનેઝાઈટ પણ દેશમા નીકળે છે જેમાંથી યુરેનિયમ કાઢી શકાય છે.

દેશની વસ્તી ઇસ્લામ, પેગન અને ખ્રિસ્તી ધર્મ પાળે છે.



## ૫૩. નિકારાગુઆ

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૫૭,૧૪૩ ચો. મા. |
| વસ્તી | : | ૧૨,૮૨,૦૦૦ |
| ખંડ | : | મધ્ય અમેરિકા |
| પાટનગર | : | માનગૌઆ (૧,૦૯,૩૫૨) |

નિકારાગુઆની પોણા ભાગની વસ્તી મિશ્ર સ્પેનિશ અને આદિવાસી ઇંડિયન જાતિની છે. પંદર ટકા ગોરાઓની વસ્તી છે, દસ ટકા આદિવાસી ઇંડિયનો અને હબસીઓ છે.

સોળમી સદીથી નિકારાગુઆ પર સ્પેનનો કબજો હતો. ૧૮૨૧

માં એને સ્વતંત્રતા મળી. અમેરિકન નૌકાદળને આ વિસ્તારમાં શાંતિ સ્થાપવા કેટલીક વાર દરમિયાનગીરી કરવી પડી છે.

### રાજ્યતંત્ર

૧૯૫૦ ના બંધારણ મુજબ પ્રમુખની ચૂંટણી દર ૭ વર્ષે થાય છે. ધારાકીય સત્તા એ ધારાગૃહોવાળી કોંગ્રેસને હસ્તક છે. ૪૨ સભ્યોની ચેમ્બર ઓફ ડેપ્યુટી અને ૧૬ સભ્યોની સેનેટની ચૂંટણી દર ૭ વર્ષે થાય છે.

૧૯૩૬માં જનરલ એનેસ્ટેસીઓ સેમોઝા પ્રમુખ તરીકે ચૂંટાયા હતા અને ૧૯૫૬ સુધી એનો અમલ રહ્યો એ પછી એની હત્યા કરવામાં આવી અને એના પુત્ર લૂઈ સોમોઝા પ્રમુખ બન્યા.

નિકારાગુઆ વિશ્વસંસ્થાનું સભ્ય છે.

### અર્થતંત્ર અને ઉત્પાદન

ખેતી એ દેશનો મુખ્ય વ્યવસાય છે. નિકારાગુઆના અર્ધા ભાગમાં જંગલો છે, મુખ્ય પાક કોફી છે. એ સિવાય શેરડી, કોકો, ચોખા, તમાકુ, ધાન્ય, કેળાં, રૂ થાય છે. પશુઉછેરનો વ્યવસાય ચાલે છે. તેલશુદ્ધિનાં કારખાનાં સિવાય બીજા સ્થાનિક ઉદ્યોગો માત્ર નામના જ છે.

દેશ કોફી, રૂ અને સોનાની નિકાસ કરે છે. ખનીજ સંપત્તિમાં સોનું અને ચાંદીનો સમાવેશ થાય છે. જંગલ સંપત્તિમાં વિવિધ જાતનાં લાકડાં અને રબરનો સમાવેશ થાય છે.

### શિક્ષણ અને ધર્મ

પ્રાથમિક શિક્ષણ દેશમાં મફત અને ફરજિયાત છે. આમ છતાં સે ૬૦ ટકા વસ્તી નિરક્ષર છે.

દેશની મોટા ભાગની વસ્તી રોમન કેથોલિક ધર્મ પાળે છે.

# ૫૪. નેધરલૅન્ડ

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૧૨,૪૮૨ ચો. મા. |
| વસ્તી | : | ૧,૦૯,૫૭,૦૪૦ |
| ખંડ | : | યુરોપ |
| ભાષા | : | ડચ |
| પાટનગર | : | ઍમ્સ્ટરડમ (૮,૭૧,૧૮૮) |

નેધરલૅન્ડ સોળમી સદીમાં સ્પેનના અમલ નીચે હતું. સ્પેનના રાજા બીજા ફિલિપે રાજકીય સ્વતંત્રતાનું દમન કરવા માંડયું. ત્યારે ૧૫૬૮ માં નેધરલૅન્ડમાં બળવો થયો અને ૧૫૭૯ માં સંયુક્ત નેધરલૅન્ડના પ્રજાસત્તાકની રચના થઈ. સત્તરમી સદીમાં હોલૅન્ડના વિદેશોમાં ઘણાં સંસ્થાનો હતાં.

નેપોલિયનના પરાજય બાદ નેધરલૅન્ડ અને બેલ્જિયમનું રાજા વિલિયમ પહેલા નીચે એકીકરણ થયું. ૧૮૩૦ માં બેલ્જિયમ છૂટું થઈ ગયું. વિલિયમ ત્રીજાના અમલ નીચે નેધરલૅન્ડની પ્રગતિ ચાલુ રહી. પ્રથમ વિશ્વયુદ્ધમાં નેધરલૅન્ડ તટસ્થ રહ્યું હતું. બીજા વિશ્વયુદ્ધમાં દેશે તટસ્થ રહેવાની જાહેરાત કરી હતી પણ જર્મન લશ્કરે એના પર કબજો જમાવ્યો હતો. ૧૯૪૫ મા જર્મન લશ્કરે શરણાગતિ સ્વીકારી ત્યારે તે સ્વતંત્ર થયું હતું. ત્યારબાદ રાણી વિલહેમીનાએ ગાદી ત્યાગ કર્યો અને એનાં પુત્રી જુલિયાના ગાદી પર આવ્યાં.

### રાજ્યતંત્ર

નેધરલૅન્ડમાં બંધારણીય રાજાશાહીનો અમલ છે. વહીવટી સત્તા

રાજા કે રાણીને હસ્તક છે. જ્યારે ધારાકીય સત્તા રાજા કે રાણી અને પાર્લામેન્ટને હસ્તક છે. પાર્લામેન્ટના ઉપલા ગૃહના ૭૫ સભ્યોને પ્રાંતો દ્વારા ૭ વર્ષ માટે ચૂંટવામાં આવે છે. પાર્લામેન્ટના નીચલા ગૃહના ૧૫૦ સભ્યોની ચાર વર્ષ માટે ચૂંટણી થાય છે. વહીવટી સત્તા અમુક અંશે જવાબદાર વડા પ્રધાન અને પ્રધાનમંડળને હસ્તક છે.

૧૯૫૬ ની ચૂંટણીઓમાં પાર્લામેન્ટના નીચલા ગૃહમાં પક્ષવાર સ્થિતિ આ પ્રમાણે છે: કામદાર પક્ષ : ૫૦, કેથોલિક : ૪૯, ક્રાંતિવિરોધી પક્ષ : ૧૫, મુક્તિ અને લોકશાહી પક્ષ : ૧૩, ક્રિશ્ચિયન હિસ્ટોરિકલ યુનિયન : ૧૩, સામ્યવાદી : ૭, રાજકીય સુધારા પક્ષ : ૩.

નેધરલેન્ડ વિશ્વસંસ્થા અને ઉત્તર આટલાંટિક કરાર સંસ્થાનું સભ્ય છે.

### અર્થતંત્ર અને ઉત્પાદન

નેધરલેન્ડનાં ખેતરો નાનાં હોય છે. ખેતી કરતાં ડેરી વ્યવસાય વધુ મહત્ત્વનો ધંધો છે. મુખ્ય પાક ઘઉં, જવ, ઓટ, બટેટાનો છે. ચીઝ, માખણ વગેરેનું ઉત્પાદન સારું છે.

નેધરલેન્ડનો ખૂબ જ ઔદ્યોગિક વિકાસ થયેલો છે. મુખ્ય ઉદ્યોગો કાપડ, જહાજ બાંધકામાં, જોડા–પગરખાં બનાવવાના, બાંધકામના સાધનોને લગતા છે. દેશમાં દસ હજાર જેટલાં નાનાંમોટા કારખાનાં છે. પિગ આયર્ન અને પોલાદ તેમ જ હીરા કાપવાના ઉદ્યોગો પણ છે. મુખ્ય નિકાસમાં ડેરી ઉત્પન્નો, ઈંડાં, વીજળિક મશીનરી અને કાપડનો સમાવેશ થાય છે. દેશ લોખંડ, પોલાદ, ધાન્ય, પેટ્રોલિયમ વગેરેની આયાત કરે છે.

નેધરલેન્ડની ખનીજ સંપત્તિ થોડી છે. કોલસો, કાચું પેટ્રોલિયમ, લિગ્નાઈટ અને મીઠું એટલાં ખનીજો મળે છે.

## શિક્ષણ અને ધર્મ

દેશના ૭ થી ૧૩ વર્ષના વિદ્યાર્થીઓને ફરજિયાત શિક્ષણ આપવામાં આવે છે. નિરક્ષરતા ખાસ નથી.

દેશની ૩૮ ટકા વસ્તી રોમન કૅથોલિક ધર્મ પાળે છે, ૩૧ ટકા વસ્તી ડચ રિફોર્મ ધર્મ અને બાકીની વસ્તી જુદા જુદા ધર્મો પાળે છે.

નેધરલૅન્ડ ઍન્ટીલિસ : નેધરલેન્ડ એન્ટીલિસમાં કૅરીબિયનના ટાપુઓનાં બે જૂથોનો સમાવેશ થાય છે. આ બંને જૂથ એકબીજાથી ૫૦૦ માઈલના અંતરે આવેલાં છે. વેનેઝુએલાના કિનારા પર એ આવેલા છે. એનો વિસ્તાર ૩૬૬ ચો. મા. નો અને વસ્તી ૧,૮૭,૪૭૩ માણસોની છે. પાટનગર વિલેમ સ્ટેડ (૪૪,૦૬૨) છે.

આ ટાપુઓ નેધરલેન્ડના સંયુક્ત રાજ્યના એક ભાગરૂપ છે. વહીવટી તંત્ર ગવર્નરને હસ્તક છે. ધારાસભા અને પ્રધાનમંડળ એને સહાય કરે છે. આ પ્રદેશ આંતરિક સ્વશાસન ભોગવે છે.

ટાપુઓ પર તેલશુદ્ધિનાં કારખાનાં છે. એના પર આ પ્રદેશના અર્થતંત્રનો આધાર છે. આ સિવાય ખેતી ઉત્પન્નોમાં ધાન્યનો સમાવેશ થાય છે. લાઈમ ફૉસ્ફેટ અને મીઠું મળે છે.

## ડચ ગીની (સુરિનમ)

દક્ષિણ અમેરિકામાં બ્રિટિશ અને ફ્રેન્ચ ગીની વચ્ચે ડચ ગીનીનો પ્રદેશ આવેલો છે. એનો વિસ્તાર ૫૫,૧૪૩ ચો. મા. નો અને વસ્તી ૨,૪૦,૦૦૦ માણસોની છે. નેધરલૅન્ડના સંયુક્ત રાજ્યના એક ભાગરૂપ આ પ્રદેશ છે. વહીવટી તંત્ર ગવર્નરને હસ્તક છે અને સ્થાનિક ધારા

સભા તેમજ પ્રધાનમંડળ એમને સહાય કરે છે. પ્રદેશને આંતરિક સ્વશાસન છે.

ડચ ગીનીનો મુખ્ય પાક ચોખા, શેરડી અને કોફીનો છે જંગલ સંપત્તિમા ઇમારતી લાકડાંનો સમાવેશ થાય છે. ખનીજ સંપત્તિ બોકસાઇટ અને સોનાની છે. બોકસાઇટની નિકાસ થાય છે.

## નેધરલેન્ડઝ ન્યૂ ગીની

ન્યૂ ગીનીનો પશ્ચિમનો પ્રદેશ નેધરલેન્ડ સંયુક્ત રાજ્યના એક ભાગરૂપ છે. એને નેધરલેન્ડ ન્યૂ ગીની કહેવામાં આવે છે. એનો વિસ્તાર ૧,૬૦,૬૧૮ ચો મા. નો અને વસ્તી ૭,૦૦,૦૦૦ માણસોની છે. રાજ્યનો વહીવટ ગવર્નરને હસ્તક છે. સરકારના વિવિધ ખાતાંઓના વડાઓની સમિતિ એમને વહીવટ ચલાવવામાં સહાય કરે છે બ્રિટિશ, ડચ અને અમેરિકનોની મિશ્ર કંપની પેટ્રોલિયમ કાઢવાની કામગીરી બજાવે છે. નવા તેલક્ષેત્રો પણ મળ્યાં છે.

આ પ્રદેશ પર ઇન્ડોનેશિયાનો દાવો છે. ડચ સરકારે ઇન્ડોનેશિયાને સ્વતંત્રતા આપી ત્યારે મંત્રણા દ્વારા આ પ્રદેશના ભાવિનો આખરી નિર્ણય કરવો એમ નક્કી કરવામાં આવ્યું હતું. આ પ્રશ્નનો હજુ ઉકેલ આવ્યો નથી. વિશ્વસંસ્થા પણ એનો ઉકેલ શોધી શકેલ નથી ડચ ન્યૂ ગીનીને પશ્ચિમ ઇરિયન પણ કહેવામાં આવે છે

પ્રદેશની મુખ્ય ખેતી ઉત્પન્નો નાળિયેર, શેરડી વગેરેની છે. પેટ્રોલિયમ, નિકલ, ક્રોમ જેવા ખનીજો મળે છે.

# ૫૫. નેપાળ

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૫૪,૫૧૦ ચો. મા. |
| વસ્તી | : | ૮૪,૩૧,૫૩૭ |
| ખંડ | : | એશિયા |
| ભાષા | : | પર્વતિયા, ગુભા જ્યિસ અને ટિબેટન |
| પાટનગર | : | કાઠમંડુ (૧,૦૮,૮૦૦) |

નેપાળ ભારત અને તિબેટ વચ્ચે આવેલું છે. એના વિસ્તારમાં હિમાલયના એવરેસ્ટ શિખરનો સમાવેશ થાય છે. મોંગોલિયન અને ભારતના હિન્દુઓની મિશ્ર જાતિના લોકોની વસ્તી છે. એક વાર નેપાળમાં ઘણી જાતિઓ અને નાનાંનાનાં રાજ્યો હતાં. આમાંથી ૧૭૬૯ માં ગુરખા જાતિનું વર્ચસ્વ વધી ગયું.

૧૮૪૬ માં રાજાની સત્તા રાણાઓના કુટુંબને હસ્તક ગઈ અને એમણે વડા પ્રધાનનો હોદ્દો એમના વારસોને જ મળે એવી જોગવાઈ કરી. રાજાઓની સત્તા નામની જ રહી. ૧૯૫૧ સુધી રાણાઓનું વર્ચસ્વ રહ્યું.

૧૯૫૧ માં રાણાઓની એકહથ્થુ સત્તા સામે સખત વિરોધ જાગ્યો. પરિણામે એ વખતના વડા પ્રધાન મહારાજા મોહન સમશેરે એમનો હોદ્દો મિત્રીકપ્રસાદ કોઈરાલાને સુપરત કર્યો. નવી સરકારમાં રાણાઓના કેટલાક ટેકેદારોને લેવામાં આવ્યા. ૮૦ સભ્યોની સલાહકાર સમિતિ રચવામાં આવી. રાણાઓના કાવાદાવાને લીધે સ્થિર સરકાર રચી શકાઈ નહિ. ઘણા રાજકીય પ્રશ્નો અસ્તિત્વમાં આવ્યા. નેપાળી કોંગ્રેસે સવિનય

કાનૂનભંગનું આંદોલન શરૂ કર્યું અને સામાન્ય ચૂંટણીઓ કરવાની માગણી કરી.

૧૯૫૫ માં રાજા મહેન્દ્રે કોઈરાલાના પ્રધાનમંડળને વિખેરી નાખ્યું અને સીધી સત્તા પોતાને હસ્તક લીધી. એ સાથે એવી જાહેરાત કરવામાં આવી કે ચૂંટણીઓ ૧૯૫૭ના ઓક્ટોબરમાં કરવામાં આવશે પણ સમયસર ચૂંટણી થઈ શકી નહિ. પુનઃ આંદોલન શરૂ થયું પણ છેવટે એ બાબતમાં સમાધાન થયું છે.

રાજ્યતંત્ર

૧૯૫૧ સુધી ખરેખરી સત્તા વડા પ્રધાનના હાથમાં રહેલી. પણ રાજા હવે વડા પ્રધાન અને પ્રધાનમંડળની નિમણૂક કરે છે. અત્યારે વહીવટી તંત્ર વિશે સલાહ આપવા સલાહકાર સમિતિ છે. હજુ દેશમાં રાજકીય સ્થિરતા આવેલી જણાતી નથી. પણ વ્યવસ્થિત ચૂંટણી યોજાવાની છે. નેપાળ વિશ્વસંસ્થાનું સભ્ય છે.

અર્થતંત્ર અને ઉત્પાદન

નેપાળની ખેતી ઉત્પન્નોમાં ચોખા, ઘઉં, ચણા, કેળાં, શેરડી બટેટાનો સમાવેશ થાય છે. ઢોર અને ઘેટાંનો ઉછેર પણ થાય છે. હાથકારીગરીના વ્યવસાયો સિવાય ખાસ ઉદ્યોગો ચાલતા નથી. હવે શણ અને કાપડની મિલો સ્થપાઈ રહી છે.

નેપાળ ચામડાં, અફીણ, રેસીન, રંગ, શણ, ઘઉં, ચોખા અને ઈમારતી લાકડાંની નિકાસ કરે છે.

શિક્ષણ અને ધર્મ

નેપાળનો શિક્ષણના ક્ષેત્રમાં બહુ વિકાસ થયો નથી. નિરક્ષરોની સંખ્યા વધારે છે.

દેશની વસ્તી બૌદ્ધ અને હિંદુ ધર્મ પાળે છે.

## ૫૬. નૉર્વે

વિસ્તાર : ૧,૨૫,૦૬૪ ચો. મા.
વસ્તી : ૩૪,૭૮,૦૦૦
ખંડ : યુરોપ
ભાષા : નૉર્વેજિયન
પાટનગર : ઓસ્લો (૪,૫૫,૦૦૦)

સ્કેન્ડીનેવિયાની ઉત્તર-પશ્ચિમ બાજુએ આવેલા નૉર્વેની સ્થાપના ૮૭૨ ની સાલમાં થઈ. ૧૩૯૭ થી ૧૮૧૪ સુધી નૉર્વે ડેન્માર્ક સાથે જોડાયેલું હતું. ૧૮૧૪ થી ૧૯૦૫ સુધી નૉર્વે અને સ્વીડનના રાજવીઓ એક જ વંશના હતા. એ પછી નૉર્વે સ્વીડનથી સદંતર અલગ થઈ ગયું અને પોતાના જુદા રાજાની પસંદગી કરી.

**રાજ્યતંત્ર**

નૉર્વેમાં બંધારણીય રાજાશાહીનો અમલ ચાલે છે. વડા પ્રધાન અને સાત સલાહકારોની બનેલી રાજ્ય કાઉન્સિલ કે પ્રધાનમંડળ દ્વારા રાજા દેશનો વહીવટ ચલાવે છે. પાર્લામેન્ટની (જેને સ્ટોર્ટીંગ કહેવામાં આવે છે) ચૂંટણી ચાર વર્ષ માટે થાય છે. રાજ્યના દરેક જિલ્લામાંથી ચોક્કસ સંખ્યામાં સભ્યો ચૂંટવામાં આવે છે. સ્ટોર્ટીંગની પ્રથમ બેઠકમાં ચોથા ભાગના સભ્યો પાર્લામેન્ટના ઉપલાગૃહ માટે ચૂંટવામાં આવે છે અને બાકીના સભ્યોનું નીચલું ધારાગૃહ બને છે.

દેશના મુખ્ય રાજકીય પક્ષો રૂઢિચુસ્ત પક્ષ, કામદાર પક્ષ અને વિનીત પક્ષ છે. આ ઉપરાંત બીજા પક્ષોમાં એગ્રેરીઅન, ક્રીશ્ચિયન પોપ્યુલર અને સામ્યવાદી પક્ષ છે.

નોર્વે વિશ્વસંસ્થા, અને ઉત્તર આટલાંટિક કરાર સંસ્થા (નાટો)નું સભ્ય છે.

નોર્વેના અત્યારના રાજવી ઓલાફ પાંચમા છે અને વડા પ્રધાન એનર ગેર્હાર્ડસન છે.

અર્થતંત્ર અને ઉત્પાદન

નોર્વેના અર્થતંત્રનો આધાર એની વિશાળ જંગલ સંપત્તિ પર છે. આવકના મહત્ત્વના સાધનમાં મત્સ્ય-વ્યવસાયની પણ ગણતરી થાય છે. ખેતીનો મુખ્ય પાક બટેટા, ઓટ, જવ, ઘઉં અને રાઈ છે.

ઔદ્યોગિક ઉત્પાદનમાં કાગળ અને એની વિવિધ ઉત્પન્નો, ધાતુ ઉદ્યોગ, રસાયણો, વાહનવ્યવહારનાં સાધનો, સુતરાઉ કાપડ, રાસાયણિક ખાતર અને સિમેન્ટ જેવી વસ્તુઓનો સમાવેશ થાય છે

નોર્વે માછલી, કાગળ, હાર્ડ બોર્ડ, ધાતુઓ, તેલ, રાસાયણિક ખાતર વગેરેની નિકાસ કરે છે. જ્યારે જહાજો, કોલસો, તેલ, મશીનરી, લોખંડ અને પોલાદનો સામાન, કાપડ અને ધાન્ય વગેરેની આયાત કરે છે.

દેશમાં આયર્ન ઓર, પાયરાઈટસ, તાંબું, ઝિન્ક, સીસું, ચાંદી અને ગ્રેનાઈટ વગેરે ખનીજો મળે છે.

૧૯૫૭-૫૮ ના અંદાજપત્ર પ્રમાણે દેશની વાર્ષિક આવક ૫૪,૭૯૦ લાખ ક્રોનરની (નોર્વેનું ચલણ) છે અને ખર્ચ ૫૫,૧૪૦ લાખ ક્રોનરનો હતો.

શિક્ષણ અને ધર્મ

દેશમાં ફરજિયાત અને મફત શિક્ષણ આપવામાં આવે છે. નિરક્ષરતાનું પ્રમાણ નહિવત્ છે. વિવિધ શિક્ષણ આપતી શાળાઓની સંખ્યા સારી છે. આ ઉપરાંત દેશમાં બે વિદ્યાપીઠો છે.

મોટા ભાગની વસ્તી ઈવેન્જેલીકલ લુથેરન ધર્મ પાળે છે.

## ૫૭. નૈઋત્ય આફ્રિકા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૩,૧૭,૮૮૭ ચો. મા. |
| વસ્તી | : | ૪,૨૯,૬૫૪ |
| ખંડ | : | આફ્રિકા |
| પાટનગર | : | વિન્ડહોક (૨૩,૩૫૯) |

નૈઋત્ય આફ્રિકા ૧૮૮૪ થી તે પ્રથમ વિશ્વયુદ્ધ સુધી જર્મનીનું સંસ્થાન હતું. એ પછી લીગ ઑફ નેશન્સે દક્ષિણ આફ્રિકાને આ વિસ્તારનો વહીવટ સોંપ્યો હતો. બીજા વિશ્વયુદ્ધ બાદ દ. આફ્રિકાએ વિશ્વસંસ્થા સાથે આ પ્રદેશને વાલીપણા નીચે મૂકવાને લગતા કરાર કર્યા નથી પણ ૧૯૫૦ માં આંતરરાષ્ટ્રીય અદાલતે એવો ચુકાદો આપ્યો હતો કે હજુ યે નૈઋત્ય આફ્રિકા આંતરરાષ્ટ્રીય વ્યવસ્થા નીચેનો પ્રદેશ છે. આમ છતાં યે દક્ષિણ આફ્રિકાએ નૈઋત્ય આફ્રિકાનો વહીવટ વધુ નિકટનો કરવા માટેનાં પગલાં લીધાં છે. આ પ્રદેશને દક્ષિણ આફ્રિકા સાથે ભેળવવાની એ દેશની અરજીનો પણ વિશ્વસંસ્થાએ અસ્વીકાર કર્યો છે.

દેશનો મુખ્ય વ્યવસાય પશુઉછેર અને ખાસ કરીને ઘેટાંઉછેરનો છે. ખેતીને લગતો પાક ખાસ મોટા પ્રમાણમાં લેવાતો નથી. આમ છતાં યે ઘઉં અને ધાન્ય થાય છે. હીરા, ટંગ્સ્ટન, સીસું, ટીન, આયર્ન ઑર અને તાંબું એટલાં ખનીજો મળે છે.

# ૫૮. ન્યૂ ઝીલૅન્ડ

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૧,૦૩,૭૪૦ ચો. મા. |
| વસ્તી | : | ૨૨,૨૧,૧૬૯ |
| ખંડ | : | ઓસિઆના |
| ભાષા | : | અંગ્રેજી |
| પાટનગર | : | વેલિંગ્ટન ( ૧,૩૮,૦૩૫ ) |

ઑસ્ટ્રેલિયાની પૂર્વે ૧૨૫૦ માઈલ દૂર ન્યૂ ઝીલેન્ડ આવેલું છે. દેશ બે મોટા ટાપુઓ અને બીજા કેટલાક નાના ટાપુઓનો બનેલો છે. એબેલ ટેસ્મેન નામના એક ડચે આ પ્રદેશ શોધી કાઢ્યો હતો. ૧૮૧૪માં ત્યાં અંગ્રેજી મિશનરીઓ આવ્યા. ૧૮૪૦માં બ્રિટને એ પ્રદેશ પર પોતાનો કબજો જમાવ્યો. ન્યૂ ઝીલેન્ડને ૧૮૫૨માં સ્વશાસન, ૧૮૫૬માં પ્રધાનો અને પાર્લમેન્ટરી પદ્ધતિની સરકાર અને ૧૯૦૭માં સાંસ્થાનિક સ્વતંત્રતા આપવામાં આવી.

## રાજ્યતંત્ર

ન્યૂ ઝીલેન્ડ સાંસ્થાનિક સ્વતંત્રતા ભોગવતો દેશ છે. બ્રિટિશ તાજ વતી વહીવટી તંત્ર ગવર્નર જનરલ, વડા પ્રધાન અને પ્રધાનમંડળને હસ્તક છે. ધારાકીય સત્તા ૮૦ સભ્યોની પ્રતિનિધિસભાને હસ્તક છે. ૧૯૫૪માં પ્રતિનિધિસભાની થયેલી ચૂંટણીમાં ૪૫ રાષ્ટ્રીય પક્ષના અને ૩૫ કામદાર પક્ષના સભ્યો ચૂંટાયા છે.

ન્યૂ ઝીલૅન્ડ વિશ્વસંસ્થા અને અગ્નિ એશિયા કરાર સંસ્થાનું તેમ જ બ્રિટિશ રાષ્ટ્રસમૂહનું સભ્ય છે.

### અર્થતંત્ર અને ઉત્પાદન

ન્યૂ ઝીલૅન્ડનો મુખ્ય વ્યવસાય પશુઉછેર અને ડેરી ઉદ્યોગ છે. ઘાસ સિવાય મુખ્ય પાક ઘઉં, ઓટ, જવ, બટેટા, તમાકુ, ફળોનો છે. ચીઝ, માંસ, ઊન, માખણનું ઉત્પાદન થાય છે. આ સિવાય કાપડ, વીજળીનો સામાન, લાકડાં વહેરવાની મિલો વગેરે ઉદ્યોગો છે.

ન્યૂ ઝીલૅન્ડ ઊન, માખણ, માંસની નિકાસ કરે છે.

૧૯૫૬–૫૭ના અંદાજપત્ર મુજબ દેશની વાર્ષિક આવક ૨,૦૬૩ લાખ ન્યૂ ઝીલૅન્ડ પાઉન્ડની અને ખર્ચ ૨,૦૩૦ ન્યૂ ઝીલૅન્ડ પાઉન્ડનો છે.

દેશમાં કોલસો, સોનું, ટંગસ્ટન, આયર્ન ઓર, ફોસ્ફેટ વગેરે ખનીજો મળે છે.

### શિક્ષણ અને ધર્મ

દેશમાં ૭ થી ૧૫ વર્ષના વિદ્યાર્થીઓને મફત અને ફરજિયાત શિક્ષણ આપવામાં આવે છે. અંદાજપત્રના દસ ટકા શિક્ષણ પાછળ વાપરવામાં આવે છે.

દેશની ૩૭.૫ ટકા વસ્તી ઈંગ્લૅન્ડનાં દેવળોમાં માને છે. આ સિવાય ૨૨.૩ ટકા વસ્તી પ્રેસ્બિટેરિયન, ૧૩.૬ ટકા રોમન કૅથોલિક ધર્મ અને ૮.૧ ટકા વસ્તી મેથોડિસ્ટ ધર્મ અને બાકીની વસ્તી બીજા ધર્મો પાળે છે.

## ૫૯. પનામા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૨૮,૭૫૩ ચો. મા. |
| વસ્તી | : | ૯,૩૪,૦૦૦ |
| ખંડ | : | મધ્ય અમેરિકા |
| ભાષા | : | સ્પેનિશ |
| પાટનગર | : | પનામા શહેર (૧,૨૭,૮૭૪) |

ઈ. સ ૧૫૦૨ની સાલમાં કોલંબસ એના અમેરિકાના ચોથા પ્રવાસ દરમિયાન આ પ્રદેશમાં આવ્યો હતો. સંસ્થાનોના જમાનામાં દક્ષિણ અને મધ્ય અમેરિકા ખાતેની આવ-જામાં સ્પેન પનામાનો ઉપયોગ કરતું હતું. ૧૮૨૧માં મધ્ય અમેરિકાના સ્પેનનાં સંસ્થાનોએ બળવો કર્યો ત્યારે પનામા કોલંબિયા સાથે જોડાયું. પણ ૧૯૦૩માં કોલંબિયા સામે બળવો કરીને એ સ્વતંત્ર થયું.

સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા બાદ થોડા સમયમાં જ એણે પનામાની નહેર બાંધવાની અમેરિકાને છૂટ આપી એટલું જ નહિ પણ નહેર પર અમેરિકાનો કબજો રહે એ બાબતનો પણ સ્વીકાર કર્યો. નહેરના બદલામાં અમેરિકા પનામાને સારી એવી રકમ દર વર્ષે આપે છે. આ રકમ ૧૯,૩૦,૦૦૦ ડૉલર જેટલી થાય છે.

### રાજ્યતંત્ર

૧૯૪૬ના બંધારણ મુજબ પનામાના પ્રજાસત્તાકની વહીવટી અને ધારાકીય સત્તા પ્રમુખ અને ધારાસભાને હસ્તક છે ધારાસભાના ૫૩ સભ્યો તેમ જ પ્રમુખની ચૂંટણી દર ચાર વર્ષે થાય છે

પનામા વિશ્વસંસ્થાનું સભ્ય છે.

**અર્થતંત્ર અને ઉત્પાદન**

પનામાની જમીન ઘણી ફળદ્રુપ છે પણ અધીં ઉપરાંત જમીન-પર ખેતી થતી નથી. મુખ્ય પાક કેળાં, કોકો, તમાકુ, રબર, ચોખા, અને શેરડીનો છે.

પનામા પોતાને જરૂરી ૬૦ ટકા જેટલું અનાજ આયાત કરે કરે છે. કેળાં, કોકો, નાગિયેર અને ચામડાંની એ નિકાસ કરે છે. દુનિયામાં વધુ સંખ્યામાં તેલવાહી જહાજો ધરાવતા દેશોમાં પનામાનું સ્થાન ત્રીજું છે.

પનામાની નહેર એ દેશની ઘણી મોટી આર્થિક અરકયામત છે. ત્રીજા ભાગની રાષ્ટ્રીય આવક આ નહેરમાંથી મળે છે.

**શિક્ષણ અને ધર્મ**

દેશમાં ૭ થી ૧૫ વર્ષનાં બાળકોને મફત અને ફરજિયાત શિક્ષણ આપવામાં આવે છે. ૨૮.૨ ટકા વસ્તી નિરક્ષર છે.

દેશની ૯૩ ટકા વસ્તી રોમન કેથોલિક ધર્મ અને બાકીની વસ્તી બીજા ધર્મો પાળે છે દેશમાં ૧૩ ટકા જેટલી વસ્તી હબસીઓની અને નવ ટકા વસ્તી આદિવાસી ઇંડિયનોની છે.



## ૬૦. પશ્ચિમ ગોળાર્ધમાં આવેલા ફ્રેંચ પ્રદેશો

**ફ્રેંચ ગીની**

દક્ષિણ અમેરિકામાં આવેલ ફ્રેંચગીનીનો ઇનીની સહિતનો પ્રદેશ ફ્રેંચ સંઘના એક ભાગરૂપ છે. સૌ પ્રથમ ૧૬૨૬ ની સાલમાં આ

પ્રદેશમાં વસવાટ શરૂ થયો. બીજા વિશ્વયુદ્ધમાં ફ્રાંસની વીશી સરકાર પાસેથી ૧૯૪૩ માં મુક્ત ફ્રેંચ આદિલને આ પ્રદેશ જીતી લીધો હતો. આ પ્રદેશનો આધાર બહારથી થતી અન્ન આયાત પર છે. કેળાં, કોકો, ચોખા, શેરડીનો પાક થાય છે. ખનીજમાં સોનું મળે છે. પાટનગર કેયેન્ન છે.

### ગ્વોડલોપ

પોર્ટોરિકોની અગ્નિ દિશામાં ૩૦૦ માઈલ પર વેસ્ટ ઈન્ડિઝમાં આવેલ ગ્વોડલોપના પ્રદેશને ૧૪૯૩ માં કોલંબસે શોધ્યો હતો. ૧૬૩૫માં ફ્રેંચોએ ત્યાં વસવાટ શરૂ કર્યો. ગ્વોડલોપ ફ્રેંચ સંઘના એક ભાગરૂપ છે. મુખ્ય પાક શેરડી, કેળાં, કોફી, કોકોનો છે. પાટનગર બેસટેરે છે.

### માર્ટીનિક

વેનેઝુએલાની ઈશાન બાજુએ ૩૦૦ માઈલ પર આવેલા માર્ટીનિકની શોધ કોલંબસે કર્યા બાદ ૧૬૩૫ માં ફ્રાંસે એના પર કબજો જમાવ્યો હતો. માર્ટીનિક ફ્રેન્ચ સંઘના એક ભાગરૂપ છે. પાટનગર ફ્રૉર્ટ-દ.-ફ્રાંસ છે. મુખ્ય પાક શેરડી, કેળાં, કોકો, કોફીનો છે. રમ અને ખાંડનું ઉત્પાદન થાય છે.

### સેંટ પેરી અને મિકવેલોન

ઉત્તર અમેરિકામાં સેંટ પેરી અને મિકવેલોનનો પ્રદેશ જ ફ્રાંસના સંસ્થાન તરીકે રહેલ છે. સૌ પ્રથમ ૧૬૬૦ માં ફ્રાંસે આ ટાપુઓ પર કબજો મેળવ્યો હતો. અત્યારે એ ફ્રેન્ચ સંઘના એક ભાગરૂપ છે. પાટનગર સેંટ પેરી છે. આ ટાપુઓમાંથી માછલીની નિકાસ થાય છે.

●

## ૬૧. પાકિસ્તાન

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૩,૬૪,૭૩૭ ચો. મા. |
| વસ્તી | : | ૮,૩૬,૦૩,૦૦૦ |
| ખંડ | : | એશિયા |
| ભાષા | : | ઉર્દૂ, બંગાળી |
| પાટનગર | : | કરાચી ( ૧૧;૨૬,૪૧૭ ) |

ઈ. સ. ૧૯૪૭માં ભારતને સ્વતંત્રતા મળી એ સાથે આ પેટા ખંડના ભાગલા કરવામાં આવ્યા. છેલ્લાં કેટલાંક વર્ષો થયાં મુસ્લિમ લીગ અને એના નેતા મહમદઅલી ઝીણા મુસ્લિમોના અલગ રાજ્યની માગણી કરતા હતા. એમાંથી હુલ્લડ, રક્તપાત અને ભયંકર તોફાનો થયાં. છેવટે પશ્ચિમ પંજાબ, સિંધ, વાયવ્ય સરહદ પ્રાન્ત, પૂર્વ બંગાળ, બલુચિસ્તાન અને કેટલીક રિયાસતોને ભારતથી અલગ કરીને પાકિસ્તાનના નવા રાજ્યની રચના કરવામાં આવી.

પાકિસ્તાન અસ્તિત્વમાં આવ્યા બાદ પૂર્વ પાકિસ્તાનમાં સામાન્ય ચૂંટણીઓ થઈ છે, જ્યાં પાકિસ્તાનની રચના માટે આંદોલન ચલાવનાર મુસ્લિમ લીગને પરાજય મળ્યો હતો. આ સિવાય પણ મુસ્લિમ લીગની લાગવગ ઘણી ઓસરી ગઈ છે. ૧૯૫૬માં પાકિસ્તાનનું નવું બંધારણ અમલમાં આવ્યું. પાકિસ્તાન બંધારણ મુજબ ઇસ્લામિક પ્રજાસત્તાક બન્યું પણ એ સાથે બ્રિટિશ રાષ્ટ્રસમૂહના સભ્ય તરીકે એ ચાલુ રહ્યું. પાકિસ્તાનના મધ્યસ્થ પ્રધાનમંડળમાં વારંવાર ફેરફાર થાય છે. પ્રાંતિક પ્રધાનમંડળોને પણ સ્થિર કહી શકાય તેમ નથી.

પાકિસ્તાન ભારત સાથેના સંબંધો મૈત્રીભર્યા રાખી શક્યું નથી. કાશ્મીર, નહેરનાં પાણીનો પ્રશ્ન, સરહદોના સવાલ વગેરે બાબતમાં બન્ને દેશો વચ્ચે તીવ્ર મતભેદ છે.

### રાજ્યતંત્ર

પાકિસ્તાન ઇસ્લામિક પ્રજાસત્તાક રાજ્ય છે. ધારાકીય સત્તા ૩૦૦ સભ્યોની રાષ્ટ્રીય ધારાસભાને હસ્તક છે. જેની ચૂંટણી દર પાંચ વર્ષે થવી જોઈએ એવી બંધારણમાં જોગવાઈ છે. વહીવટી સત્તા પ્રમુખ, વડા પ્રધાન અને પ્રધાનમંડળને હસ્તક છે. મધ્યસ્થ અને પ્રાંતિક ધારાસભાના સભ્યો મળીને પ્રમુખની દર પાંચ વર્ષે ચૂંટણી કરે છે.

પાકિસ્તાનના મુખ્ય રાજકીય પક્ષો મુસ્લિમ લીગ, રિપબ્લીકન પક્ષ, રાષ્ટ્રીય અવામી પક્ષ, અવામી લીગ છે.

પાકિસ્તાન વિશ્વસંસ્થા, અગ્નિ એશિયા કરાર સંસ્થા અને બગદાદ કરારનું સભ્ય છે.

### અર્થતંત્ર અને ઉત્પાદન

પાકિસ્તાન ખેતીપ્રધાન દેશ છે અને ૮૦ ટકા વસ્તીનો આધાર ખેતી પર છે. મુખ્ય પાક ચોખા, ઘઉં, રૂ અને શણનો છે આ સિવાય મિલેટ, શેરડી, ચા, મકાઈ, જવ, ચણા, તેલીબીયાં અને ફળો પણ થાય છે. પશુધન સારા પ્રમાણમાં છે.

દેશમાં ઉદ્યોગોનો વિકાસ કરવાના પ્રયત્નો થઈ રહ્યા છે. સુતરાઉ કાપડના ઉદ્યોગનો ઝડપી વિકાસ થયો છે ગૃહઉદ્યોગો અને નાના પાયા પરના ઉદ્યોગોને પ્રોત્સાહન આપવામાં આવે છે. ઉદ્યોગો અને ખેતીને સહાય કરવા માટે સરકારે કેટલીક કોર્પોરેશનોની સ્થાપના કરી છે. ભારે ઉદ્યોગો સ્થાપવાની યોજના કરવામાં આવી છે. અમેરિકન ટેકનિકલ અને લશ્કરી સહાય સારા પ્રમાણમાં મળે છે. દેશમાં શણ, કાપડ, ખાંડ, ઊન, ઈજનેરીનો સામાન, લોખંડ અને પોલાદ, સિમેન્ટ,

કાગળ અને અખબારી કાગળ, કાચ, દીવાસળી, ભારે રસાયણો અને રાસાયણિક ખાતરના ઉદ્યોગો છે.

પાકિસ્તાન રૂ, શણ, ઊન, ચામડાં અને ચાની નિકાસ કરે છે જ્યારે સુતરાઉ કાપડ, સુતર, યંત્રો, વાહનો, લોખંડ અને પોલાદનો સામાન, ખનીજ તેલ, દવાઓ વગેરેની આયાત કરે છે.

દેશમાં ખનીજ સંપત્તિનો બહુ મોટા પ્રમાણમાં વિકાસ થયો નથી પણ કોલસો, પેટ્રોલિયમ, ક્રોમાઈટ, લાઈમસ્ટોન, સિંધાલૂણ વગેરે ખનીજો મળે છે.

**શિક્ષણ અને ધર્મ**

પાકિસ્તાનમાં શિક્ષણની નવરચના થઈ રહી છે. ટેકનિકલ શિક્ષણ પર ભાર મૂકવામાં આવે છે. આમ છતાં યે લગભગ ૮૭ ''' વસ્તી નિરક્ષર છે.

દેશમાં ૮૬ ટકા વસ્તી ઇસ્લામ ધર્મ પાળે છે અને ૧૩ ટકા । હિન્દુ ધર્મ પાળે છે. આ સિવાય ખ્રિસ્તી, શીખ, પારસી અને ધર્મ પાળનારા લોકો પણ છે.



## ૬૨. પેરુ

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૪,૮૨,૨૫૮ ચો. મા. |
| વસ્તી | : | ૯૬,૫૧,૦૦૦ |
| ખંડ | : | દક્ષિણ અમેરિકા |
| ભાષા | : | સ્પેનિશ અને આદિવાસી બોલીઓ |
| પાટનગર | : | લીમા (૯,૨૬,૪૦૦) |

પેરુ ૧૬ મી થી ૧૯ મી સદીના પ્રારંભ સુધી સ્પેનના અમલ નીચે હતું. એ બાદ ૧૮૨૪ માં પેરુ સ્વતંત્ર થયું. એ પછીના સો વર્ષ સુધી પેરુમાં રાજ્યતંત્રની સ્થિરતા નહોતી રહી. વારંવાર ક્રાંતિઓ થતી. એમાં સ્પેન સાથે પણ એને પુનઃ યુદ્ધ લડવું પડ્યું. ૧૯૪૫ માં વીસ વર્ષ થયા ચાલતી સરમુખત્યારશાહીનો અંત આવ્યો અને વર્ષો પછી મુક્ત ચૂંટણી થઈ.

રાજ્યતંત્ર

પેરુ પ્રજાસત્તાક રાજ્ય છે. દર છ વર્ષે પ્રમુખ, બે ઉપપ્રમુખો અને બે ધારાગૃહોની ચૂંટણી થાય છે. સેનેટના બાવન સભ્યો હોય છે જ્યારે ચેમ્બર ઑફ ડેપ્યુટીના ૧૮૩ સભ્યો હોય છે.

પેરુ વિશ્વસંસ્થાનું સભ્ય છે.

અર્થતંત્ર અને ઉત્પાદન

પેરુની ૮૦ ટકા વસ્તીનો આધાર ખેતી પર છે. દેશના આર્થિક વિકાસમાં ઘણી મુશ્કેલીઓ છે. આદિવાસી ઇંડિયનો હજુ ખેતીની જૂની પ્રથાને વળગી રહ્યા છે. ખનીજ સંપત્તિ મેળવવા માટે સારા પ્રમાણમાં નાણાંની જરૂર છે. પેરુની મુખ્ય ખેતી ઉત્પન્નો રૂ, શેરડી, ચોખા, તમાકુ, કોફી, ઘઉં, ધાન્ય, બટેટા અને જવની છે.

ઔદ્યોગિક વિકાસ ધીમી ગતિએ થાય છે. તેલશુદ્ધિનાં કારખાનાં અને કાપડની મિલો દેશમાં છે. પેરુ ખાંડ, તાંબું અને સીસાની નિકાસ કરે છે જ્યારે મશીનરી, વાહનો, ખાદ્ય પદાર્થો, લોખંડ અને પોલાદની ઉત્પન્નો, વીજળીનો સામાન અને રસાયણોની આયાત કરે છે.

પેરુની ખનીજ સંપત્તિ સારી છે. ચાંદી, પેટ્રોલિયમ, તાંબું, સોનું, ઝિન્ક, આયર્ન ઓર વગેરે ખનીજો મળે છે.

જંગલ સંપત્તિમાં રબર અને વિવિધ જાતનાં લાકડાંનો સમાવેશ થાય છે.

શિક્ષણ અને ધર્મ

પેરુમાં ૭ થી ૧૬ વર્ષની ઉંમરના વિદ્યાર્થીઓને મફત અને ફરજિયાત શિક્ષણ આપવામાં આવે છે. આમ છતાંયે ૫૦ ટકા વસ્તી નિરક્ષર છે.

લોકો રોમન કૅથોલિક ધર્મ પાળે છે. વસ્તીમાં ૫૩ ટકા લોકો ગોરા અને મેસ્ટીઝો જાતિના છે જ્યારે ૪૬ ટકા વસ્તી આદિવાસી ઇન્ડિયનોની છે.



## ૬૩. પેરુગ્વે

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૧,૫૭,૦૪૭ ચો. મા. |
| વસ્તી | : | ૧૬,૦૧,૦૦૦ |
| ખંડ | : | દક્ષિણ અમેરિકા |
| ભાષા | : | સ્પેનિશ |
| પાટનગર | : | અસનસીઓન (૨,૦૧,૩૪૦) |

૧૬ મી સદીથી તે ૧૯મી સદીના પ્રારંભ સુધી પેરુગ્વે સ્પેનનું સંસ્થાન હતું. ૧૮૧૧માં એ સ્વતંત્ર થયું. ૧૮૭૦ની સાલથી કેટલાક વર્ષો સુધી પેરુગ્વેને આર્જેન્ટિના, બોલીવિયા, ઉરુગ્વે અને બ્રાઝિલ સાથે લડાઈઓ કરવી પડી. પેરુગ્વેમાં રાજકીય સ્થિતિ અસ્થિર રહે છે અને લશ્કર તેમ જ બીજાં શક્તિશાળી તત્ત્વો એક પછી એક પ્રમુખને સત્તા પરથી દૂર કરે છે.

## રાજ્યતંત્ર

પેરુગ્વે પ્રજાસત્તાક રાજ્ય છે પણ ૧૯૪૦ના બંધારણથી પ્રમુખ અને પ્રધાનમંડળનો અમુક અંશે એકહથ્થુ અમલ ચાલે છે પ્રમુખની દર પાંચ વર્ષે ચૂંટણી થાય છે, જે પ્રધાનમંડળને નીમે છે. એક ધારાગૃહવાળી કોંગ્રેસ છે. વસ્તીના પ્રમાણ મુજબ એના સભ્યો ચૂંટવામાં આવે છે. રાજ્ય કાઉન્સિલ પણ છે જેના સભ્યોની નિમણૂક સરકાર કરે છે. પ્રમુખ અને પ્રધાનમંડળે પોતાની નીતિની જાણ માત્ર કોંગ્રેસને કરવાની હોય છે.

પેરુગ્વે વિશ્વસંસ્થાનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

પેરુગ્વેની ધરતી ફળદ્રુપ છે. મુખ્ય રોકડ પાક રૂનો છે. આ સિવાય ચોખા, મકાઈ, તમાકુ, શેરડી, ફળો વગેરેનો પાક થાય છે. ઉદ્યોગો બહુ વિકસેલા નથી. પશુધન વિપુલ છે. દેશની મુખ્ય નિકાસ ઇમારતી લાકડું અને રૂની છે. જંગલ સંપત્તિ પણ સારી છે.

## શિક્ષણ અને ધર્મ

પેરુગ્વેમાં શિક્ષણ મફત અને ફરજિયાત છે. આમ છતાં ૬૦ ટકા વસ્તી નિરક્ષર છે. લોકો રોમન કૅથોલિક ધર્મ પાળે છે.

દેશની ૯૪ ટકા વસ્તી મેસ્ટીઝો જાતિના લોકોની છે. ૩ ટકા વસ્તી ગોરાઓ અને ૨ ટકા વસ્તી આદિવાસી ઇંડિયનોની છે.

## ૬૪. પોર્ટુગલ

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૩૫,૩૫૮ ચો. મા. |
| વસ્તી | : | ૮૮,૩૭,૦૦૦ |
| ખંડ | : | યુરોપ |
| ભાષા | : | પોર્ટુગીઝ |
| પાટનગર | : | લિસ્બન ( ૭,૮૩,૨૨૬ ) |

પોર્ટુગલ ૧૧૪૩ની સાલ સુધી સ્પેનનો એક ભાગ હતું. એ પછી ત્યાં રાજાશાહીની સ્થાપના થઈ. પોર્ટુગલનું સામ્રાજ્ય ઘણું વિશાળ હતું. દેશમાં ૧૯૧૦માં સશસ્ત્ર બળવો થયો અને એ વખતના રાજાને દેશ છોડી ઇંગ્લેન્ડ નાસી જવું પડયું. પોર્ટુગલ ત્યારથી પ્રજાસત્તાક બન્યું. ૧૯૨૬મા દેશ પર લશ્કરી અધિકારીઓએ વર્ચસ્વ જમાવ્યું અને ૧૯૨૮માં એ વખતના પ્રમુખે ડૉ. સાલાઝારને નાણા પ્રધાન બનાવ્યા ત્યારથી ધીરેધીરે હવે એમની એટલી બધી સત્તા વધી ગઈ છે કે તેઓ વડા પ્રધાન તરીકે સરમુખત્યારી, એકહથ્થુ સત્તા ચલાવે છે.

રાજ્યતંત્ર

પોર્ટુગલ ૧૯૧૦ની સાલથી પ્રજાસત્તાક રાજ્ય બન્યું છે. ધારાકીય સત્તા ૧૨૦ સભ્યોની રાષ્ટ્રીય ધારાસભાને હસ્તક છે, જેની દર ચાર વર્ષે સીધા મતદાનથી ચૂંટણી થાય છે. ચેમ્બર ઑફ કૉર્પોરેશન પણ છે, જે રાષ્ટ્રીય ધારાસભાની ધારાકીય દરખાસ્તો વિશે પોતાનાં મંતવ્યો આપે છે.

વહીવટી સત્તા પ્રમુખ અને પ્રધાનમંડળને હસ્તક છે. પ્રમુખની ચૂંટણી દર સાત વર્ષે સીધા મતદાનથી થાય છે.

મુખ્ય પક્ષ યુનિઓ નેશિયોનલ છે.

પોર્ટુગલ વિશ્વસંસ્થા અને ઉત્તર આટલાંટિક કરાર સંસ્થાનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

દેશના ઉદ્યોગો અને ખેતી સિવાયના બીજા વ્યવસાયોમાં ૬૦ ટકા વસ્તી રોકાયેલી છે. ખેતીની પેદાશમાં મુખ્ય પાક બટેટા, ઘઉં, મકાઈ, દ્રાક્ષ, રાઈ, ઓટ, ચોખા, જવ, ઓલિવ અને ફળોનો છે.

પોર્ટુગલમાં પ્રોસેસ કરેલા ખાદ્યપદાર્થો, સિમેન્ટ, રસાયણો, ખાંડ, તેલશુદ્ધિ, કાગળ, કાપડ, માટીકામ, કાચનો સામાન અને દારૂ બનાવવાના ઉદ્યોગો વિકસેલા છે. દુનિયાનો પંદર ટકા જેટલો દારૂ આ દેશમાં થાય છે.

દેશમાં તાંબું, લોખંડ, કોલસો, લાઈમસ્ટોન, ટીન, સીસું, ગંધક, આર્સેનિક, લિથિયમ, ટીટેનિયમ વગેરે ખનીજો મળે છે.

પોર્ટુગલ કોર્ક, દારૂ, દ્રાક્ષ, ઓલિવ તેલ, ટર્પેન્ટાઇન વગેરેની નિકાસ કરે છે જ્યારે લોખંડ અને પોલાદ, રૂ, વાહનો, યંત્રો, કોલસો, પેટ્રોલિયમ, ખાંડ અને ઘઉંની આયાત કરે છે.

## શિક્ષણ અને ધર્મ

પોર્ટુગલમાં શિક્ષણ ફરજિયાત છે પણ ૧૯૫૦માં ૪૧.૭ ટકા વસ્તી નિરક્ષર હતી. દેશમાં ૧૪,૯૪૩ પ્રાથમિક શાળાઓ, ૩૫૪ માધ્યમિક શાળાઓ અને ૩ વિદ્યાપીઠો છે.

દેશની મોટા ભાગની વસ્તી રોમન કૅથોલિક ધર્મ પાળે છે.

પોર્ટુગલના દરિયાપારના પ્રદેશો આ પ્રમાણે છે :

આફ્રિકા

| | વિસ્તાર ચો. મા. | વસ્તી |
|---|---|---|
| એંગોલા | ૪,૮૧,૩૫૦ | ૪૩,૬૨,૨૬૪ |
| કેપ વર્ડે ટાપુઓ | ૧,૫૫૭ | ૧,૭૨,૦૦૦ |
| મોઝામ્બિક | ૨,૯૭,૭૩૧ | ૬૦,૪૦,૦૦૦ |
| પોર્ટુગીઝ ગિયાના | ૧૩,૯૪૮ | ૫,૪૧,૦૦૦ |
| સેટોમે અને પ્રીન્સીપ | ૩૭૨ | ૫૮,૦૦૦ |

એશિયા

| | | |
|---|---|---|
| મકાઓ | ૬ | ૨,૦૦,૦૦૦ |
| પોર્ટુગીઝ ભારત | ૧,૫૩૮ | ૬,૪૪,૦૦૦ |
| ટિમોર | ૭,૩૩૨ | ૪,૭૮,૬૮૮ |



## ૬૨. પોર્ટુગલના એશિયાઈ પ્રદેશો

મકાઓ

વિસ્તાર : ૬ ચો મા.
વસ્તી : ૨૦,૦૦,૦૦૦
ખંડ : એશિયા
પાટનગર : મકાઓ ( ૧,૬૬,૫૪૪ )

દક્ષિણ ચીનના કિનારા પર મકાઓનો આનાનો પ્રદેશ આવેલો છે. ટાપુની મોટા ભાગની વસ્તી ચીનાઓની છે. સામ્યવાદી ચીન આ

પ્રદેશની પોર્ટુગલ પાસેથી માગણી કરી રહેલ છે. મુખ્ય ઉત્પન્નોમાં સિમેન્ટ, વનસ્પતિ તેલ, ધાતુની ઉત્પન્નો વગેરેનો સમાવેશ થાય છે.

### પોર્ટુગીઝ ભારત

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૧,૫૩૭ ચો. મા. |
| વસ્તી | : | ૬,૪૪,૦૦૦ |
| ખંડ | : | એશિયા |
| પાટનગર | : | પાન્જીમ ( ૩૧,૯૫૦ ) |

ભારતના મલબાર કિનારા પર ગોવા અને બીજા ત્રણ ટાપુઓનો બનેલો પોર્ટુગલના કબજા હેઠળનો પ્રદેશ છે. ૧૫૧૦માં પોર્ટુગલે ગોવા પર કબજો જમાવ્યો હતો. મોટા ભાગની વસ્તી હિંદી છે. મુખ્ય પાક કાજુ, નાળિયેર વગેરેનો છે. આયર્ન ઓર, મેંગેનિઝ ઓર વગેરે ખનીજો મળે છે. પોર્ટુગીઝ ભારત પોર્ટુગલના એક ભાગરૂપ છે. એનો વહીવટ ગવર્નર જનરલને હસ્તક છે. આ પ્રદેશમાં રાષ્ટ્રવાદીઓ ભારત સાથે જોડાવા માટે આંદોલન ચલાવી રહ્યા છે

### ટિમોર

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૭,૩૩૨ ચો. મા. |
| વસ્તી | : | ૪,૭૮,૫૮૮ |
| ખંડ | : | એશિયા |
| પાટનગર | : | દિલી ( ૭,૦૦૦ ) |

મલાયાના વિસ્તારમાં આવેલ આ પ્રદેશમાં ટિમોર અને બીજા બે ટાપુઓનો સમાવેશ થાય છે. પોર્ટુગીઝોએ સૌ પ્રથમ સોળમી સદીમાં અહીં વસાહત સ્થાપી હતી વહીવટ ગવર્નરને હસ્તક છે. મુખ્ય પાક કૉફી અને રબરનો છે.

## ૬૬. પોર્ટુગલના આફ્રિકન પ્રદેશો

### ઍંગોલા

વિસ્તાર : ૪,૮૧,૩૫૧ ચો. મા.
વસ્તી : ૪૩,૬૨,૨૬૪
ખંડ : આફ્રિકા
પાટનગર : લૅઓંડા (૧,૮૯,૫૯૦)

ઍંગોલા પોર્ટુગલનો દરિયાપારનો પ્રદેશ છે. બેલ્જિયન કોંગોથી ૧,૦૦૦ માઈલ દૂર એ આવેલ છે. ૧૫૭૬માં આ પ્રદેશની સ્થાપના કરવામાં આવી. ઍંગોલાનો વહીવટ ગવર્નર જનરલને હસ્તક છે અને મહદ અંશે ચૂંટાયેલી ધારાસભા એમને સહાય કરે છે.

મુખ્ય પાક કૉફી, સિસલ, રૂ, શેરડી, મકાઈ, ચોખાનો છે. ખનીજોમાં હીરા, લિગ્નાઈટ અને તાંબાનો સમાવેશ થાય છે. જંગલ સંપત્તિમાં ઈમારતી લાકડું અને બીજી ઉત્પન્નો મળે છે.

### કૅપ વર્ડે ટાપુઓ

વિસ્તાર : ૧,૫૫૭ ચો. મા.
વસ્તી : ૧,૭૨,૦૦૦
ખંડ : આફ્રિકા
પાટનગર : પૈઆ (૯,૯૮૦)

પશ્ચિમ આફ્રિકાના કિનારા પર આવેલા આ ચૌદ ટાપુઓની

શોધ ૧૪૫૬માં થઇ હતી. મુલેટોસ અને હબસી જાતિના લોકો અહીં વસે છે. મુખ્ય પાક કૉફી, મિલેટ, ચામડાં, નારંગી વગેરેનો છે.

**મોઝામ્બિક**

વિસ્તાર : ૨,૯૭,૭૩૧ ચો. મા.
વસ્તી : ૬૦,૪૦,૦૦૦
ખંડ : આફ્રિકા
પાટનગર : લોરેન્સો માર્ક્વીસ (૯૩,૨૬૫)

ઇ. સ. ૧૪૯૩માં મોઝામ્બિકનો પ્રદેશ વાસ્કોડી ગામાએ શોધી કાઢ્યો હતો. ૧૫૧૦માં પોર્ટુગલે એના પર કબજો જમાવ્યો. મોઝામ્બિક પોર્ટુગલના દરિયાપારના પ્રદેશનો દરજ્જો ધરાવે છે. વહીવટ ગવર્નર જનરલને હસ્તક છે. ૯૯ ટકા વસ્તી દેશી આફ્રિકનોની છે. મુખ્ય પાક રૂ, શેરડી, નાળિયેર, સિસલ, ચાનો છે. સોનું, કોલસો, ગ્રેફાઇટ, લાખ વગેરે ખનીજો મળે છે. જંગલ સંપત્તિમાં ઇમારતી લાકડું અને બીજી ઉત્પન્નોનો સમાવેશ થાય છે

**પોર્ટુગીઝ ગીની**

વિસ્તાર : ૧૩,૯૪૮ ચો. મા.
વસ્તી : ૫,૪૧,૦૦૦
ખંડ : આફ્રિકા
પાટનગર : બિસો (૧૮,૩૦૯)

પશ્ચિમ આફ્રિકાના કિનારા પર આવેલ પોર્ટુગીઝ ગીનીનો પ્રદેશ પોર્ટુગલના દરિયાપારના પ્રદેશનો દરજ્જો ધરાવે છે. વસ્તીના ⅓ ભાગના મુસલમાનો છે. વહીવટ ગવર્નરને હસ્તક છે. મુખ્ય પાક નાળિયેર, ચોખા વગેરેનો છે. ઇમારતી લાકડું, રબર વગેરે જંગલોમાંથી મળે છે.

## સાઓ ટોમે

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૩૭૨ ચો. મા. |
| વસ્તી | : | ૫૮,૦૦૦ |
| ખંડ | : | આફ્રિકા |
| પાટનગર | : | સાઓ ટોમે ( ૭,૮૧૩ ) |

પશ્ચિમ આફ્રિકાના કિનારે આવેલા આ ટાપુઓની શોધ ૧૪૭૧ માં પોર્ટુગીઝોએ કરી હતી. અત્યારે પોર્ટુગલના દરિયાપારના પ્રદેશનો દરજ્જો એ ભોગવે છે. મુખ્ય પાક કોકો, કોફી, નાળિયેરનો છે. નાળિયેર, કોફી મુખ્ય નિકાસની વસ્તુ છે.



## ૬૭. પોર્ટોરિકો

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૩,૪૩૫ ચો. મા. |
| વસ્તી | : | ૨૨,૧૦,૭૦૩ |
| ખંડ | : | મધ્ય અમેરિકા |
| ભાષા | : | સ્પેનિશ |
| પાટનગર | : | સાન જોન ( ૩,૫૭,૨૦૫ ) |

૧૮૭૮ માં સ્પેને આ ટાપુઓ અમેરિકાને સુપરત કર્યાં હતા. અત્યારે આ ટાપુઓ સ્વેચ્છાથી અમેરિકા સાથે જોડાયેલા રહ્યા છે. ટાપુઓના વિદેશી સંબંધો અમેરિકાને હસ્તક છે. એ સિવાય મદદ અંશે એ સ્વશાસન ભોગવે છે.

એને રાજ્ય હસ્તક મૂકવામાં આવ્યા છે. ઔદ્યોગિક ઉત્પાદનમાં લોખંડ, પોલાદ, સુતર અને સિમેન્ટ વગેરેનો સમાવેશ થાય છે. પોલેન્ડ કોલસો, બીજો કાચો માલ અને ખેતી ઉત્પન્નોની નિકાસ કરે છે જ્યારે મશીનરી, કાપડ, રસાયણો અને ખનીજ ઉત્પન્નોની એ આયાત કરે છે.

પોલેન્ડમાં કોલસો વિપુલ પ્રમાણમાં મળે છે. આ સિવાય મેંગેનીઝ ઓર, ઝિન્ક, સીસું, તાંબું, ગંધક, ચાક, આરસ અને ગ્રેનાઈટ પણ આ દેશમાં મળે છે. દેશની જંગલ સંપત્તિ પણ સારી છે.

૧૯૫૬ ના અંદાજપત્ર મુજબ દેશની વાર્ષિક આવક ૧,૪૧,૩૦,૦૦,૦૦,૦૦૦ ઝ્લોટીસ (દેશનું ચલણ) ની છે જ્યારે ખર્ચ ૧,૩૭,૭૦,૦૦,૦૦,૦૦૦ ઝ્લોટીસનો છે.

**શિક્ષણ અને ધર્મ**

દેશમાં ચૌદ વર્ષ સુધીની ઉંમરનાં બાળકોને મફત અને ફરજિયાત શિક્ષણ આપવામાં આવે છે.

દેશની વસ્તી રોમન કેથોલિક, યહૂદી અને પ્રોટેસ્ટંટ ધર્મ પાળે છે.

●

## ૬૯. ફિજી

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૭,૦૮૩ ચો. મા. |
| વસ્તી | : | ૩,૨૦,૮૦૧ |
| ખંડ | : | ઓસિયાના |
| પાટનગર | : | સુવા (૩૬,૯૬૭) |

ફિજી ૨૦૦ થી ૨૫૦ ટાપુઓનું બનેલું છે. દક્ષિણ પેસિફિક સમુદ્રમાં આ ટાપુઓ આવેલા છે. વસ્તીમાં ૯,૩૯૧ યુરોપિયનો, ૧,૪૬,૮૫૨ ફિજ્યનો, અને ૧,૬૬,૨૬૨ ઇંડિયનોનો સમાવેશ થાય છે. ફિજી બ્રિટિશ સંસ્થાન છે અને કારોબારી સમિતિની સલાહથી ગવર્નર પ્રદેશનો વહીવટ ચલાવે છે.

દેશનો મુખ્ય પાક નાળિયેર, શેરડી, ચોખા, ફળ, શાકભાજી છે. સંસ્થાનમાંથી ખાંડ અને કોપરેલની નિકાસ થાય છે. ખનીજમાં સોનાનો સમાવેશ થાય છે.



## ૭૦. ફિનલૅન્ડ

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૧,૩૦,૧૧૯ ચો. મા. |
| વસ્તી | : | ૪૩,૧૪,૦૦૦ |
| ખંડ | : | યુરોપ |
| ભાષા | : | ફિનિશ, સ્વીડિશ |
| પાટનગર | : | હેલસિન્કી (૪,૨૮,૦૦૦) |

મોંગોલિયન જાતિમાંથી ઊતરી આવેલા ફિનિશ લોકો સૌ પ્રથમ ઈ. સ. ૧૦૦ ની સાલમાં ફિનલૅન્ડમાં આવીને વસ્યા. ૧૧૫૫ માં સ્વીડને એના પર કબજો મેળવ્યો અને ૧૮૦૯ સુધી એ સ્વીડનના એક ભાગરૂપે રહ્યું. ૧૮૦૯માં સ્વીડને ફિનલૅન્ડ રશિયાને સોંપ્યું. રશિયન ક્રાંતિ પછી અને એના પોતાના વિસ્તારમાં થયેલા આંતરવિગ્રહ બાદ

ટાપુઓનું વહીવટી તંત્ર ગવર્નર અને ધારાસભાને હસ્તક છે જેની ચૂંટણી દર ચાર વર્ષે થાય છે. અમેરિકાના પ્રતિનિધિગૃહમાં એના એક પ્રતિનિધિ બેસે છે પણ એને મતાધિકાર નથી હોતો.

પોર્ટોરિકોનો ઔદ્યોગિક વિકાસ ઝડપભેર થયો છે. અત્યારે ત્યાં ૫૦૦ જેટલાં કારખાનાં છે. ખેતીની પેદાશમાં પણ ઘણો વધારો થયો છે. લેટિન અમેરિકાના દેશોમાં આ પ્રદેશનું જીવનધોરણ ઘણું ઊંચું છે.

ટાપુઓના રહેવાસીઓને અમેરિકન નાગરિકો ગણવામાં આવે છે અને જરૂર પડયે અમેરિકામાં એમને લશ્કરી સેવા આપવી પડે છે.

●

## ૬૮. પોલૅન્ડ

વિસ્તાર : ૧,૨૦,૪૪૨ ચો. મા
વસ્તી : ૨,૭૬,૮૦,૦૦૦
ખંડ : યુરોપ
ભાષા : પોલિશ
પાટનગર : વાર્સો (૯,૬૫,૦૦૦)

ચૌદમી અને સોળમી સદીમાં પોલૅન્ડ શક્તિશાળી રાજ્ય હતું. એ દરમિયાન એને સારી એવી લશ્કરી તાકાત મળી હતી. એ પછી એની શક્તિ ક્ષીણ થઈ અને ૧૮મી સદીમાં ઑસ્ટ્રીઆ, પર્શિયા તેમ જ રશિયાએ એના કેટલાક પ્રદેશો લઈ લીધા. નેપોલિયને પોલૅન્ડના સ્વતંત્ર રાજ્યની રચના કરી પણ પુનઃ એના ભાગલા કરવામાં આવ્યા.

૧૯૧૮માં પોલેન્ડને આખરે સ્વતંત્રતા મળી. ૧૯૨૬થી પોલેન્ડમાં કેટલેક અંશે સરમુખત્યારશાહી તંત્ર હતું. જર્મની અને રશિયાના આક્રમણના ભયને લીધે ૪૦ ટકા જેટલી આવક લશ્કર અને શસ્ત્રો પાછળ ખર્ચાતી હતી. ૧૯૩૯માં આ બંને દેશોએ પોલૅન્ડ પર આક્રમણ કરી એના ભાગલા કર્યા. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન કુલ ૩૫ લાખ પોલિશ યહૂદીઓમાંથી ૩૦ લાખની જર્મનોએ હત્યા કરી હોવાનો અંદાજ છે.

૧૯૪૫માં પોલેન્ડને પુનઃ મુક્તિ મળી અને સામ્યવાદીઓ તેમજ બિનસામ્યવાદીઓએ મળીને સરકારની રચના કરી. ૧૯૪૭ની ચૂંટણીમાં પાર્લામેન્ટમાં આ મિશ્ર સરકારના પક્ષને મોટી બહુમતી મળી, પણ સામ્યવાદીઓનું વર્ચસ્વ ઘણું વધી ગયું. છેવટે સમાજવાદીઓ અને સામ્યવાદીઓનું જોડાણ થયું અને સંયુક્ત કામદાર પક્ષની રચના થઈ. એમાં બીજા પક્ષોના જોડાણથી છેવટે સામ્યવાદીઓના અંકુશવાળા રાષ્ટ્રીય મોરચાની સ્થાપના થઈ. છેવટે તંત્ર સંપૂર્ણતઃ સામ્યવાદીઓના વર્ચસ્વ નીચે ચાલ્યું ગયું.

**રાજ્યતંત્ર**

પોલેન્ડ લોકશાહી પ્રજાસત્તાક રાજ્ય છે. રાજ્યની સર્વ સત્તા ૪૨૫ સભ્યોની 'સેજમ' નામની પાર્લામેન્ટને હસ્તક છે, જેની દર ચાર વર્ષે ચૂંટણી થાય છે. આ સેજમ રાજ્ય કાઉન્સિલની અને પ્રધાનમંડળની ચૂંટણી કરે છે. વહીવટી સત્તા વડા પ્રધાન અને પ્રધાનમંડળને હસ્તક છે. છેલ્લી ચૂંટણીમાં સંયુક્ત મોરચાએ રજૂ કરેલી ઉમેદવારોની એક જ યાદીને મત આપવાના હતા.

પોલેન્ડ વિશ્વસંસ્થા અને વોર્સો કરારનું સભ્ય છે.

**અર્થતંત્ર અને ઉત્પાદન**

પોલેન્ડ ખેતીપ્રધાન દેશ છે. મુખ્ય પાક ઘઉં, રાઈ, ઓટ, બટેટાનો છે. બીજા વિશ્વયુદ્ધ બાદ પોલેન્ડની ઔદ્યોગિક શક્તિમાં વધારો થયો છે. બધા ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ [illegible]

૧૯૧૯ માં એ પ્રજાસત્તાક રાજ્ય બન્યું. બીજા વિશ્વયુદ્ધનો પ્રારંભ થતાં ૧૯૩૯ માં રશિયાએ એના પર આક્રમણ કર્યું અને ફિનલૅન્ડને પોતાનો કેટલોક પ્રદેશ જતો કરવો પડયો. ૧૯૪૧ માં ફિનલૅન્ડે જર્મનીને રશિયા પરના આક્રમણમાં સહાય કરી હતી પણ ૧૯૪૪ માં એને યુદ્ધલહકૂબી કરવાની ફરજ પડી. અત્યારે ફિનલેન્ડે રશિયા સાથે મૈત્રી કરાર કર્યો છે અને બંને દેશોએ વેપારને લગતા કરાર પર પણ સહીઓ કરી છે. ફિનલૅન્ડ સાથે બ્રિટન પણ સારા પ્રમાણમાં વેપાર કરે છે. ફિનલેન્ડ રશિયાની સરહદે હોવાથી એનું વ્યૂહાત્મક મહત્ત્વ ઘણું છે.

રાજ્યતંત્ર

ફિનલેન્ડ પ્રજાસત્તાક રાજ્ય છે. વહીવટી સત્તા પ્રમુખને હસ્તક છે, જેની દર ૭ વર્ષે ચૂંટણી થાય છે. ધારાકીય સત્તા એક ધારાગૃહવાળી પાર્લામેન્ટને હસ્તક છે. પાર્લામેન્ટના ૨૦૦ સભ્યોની ચૂંટણી દર ચાર વર્ષે પુખ્ત મતાધિકારના ધોરણે થાય છે. પ્રમુખ વડા પ્રધાન અને પ્રધાનમંડળની મદદથી વહીવટ ચલાવે છે.

ફિનલેન્ડના મુખ્ય રાજકીય પક્ષોમાં સોશિયલ ડેમોક્રેટ, એગ્રેરીઅન, સામ્યવાદી, સ્વીડિશ પ્રજાકીય પક્ષ અને રાષ્ટ્રીય પક્ષનો સમાવેશ થાય છે.

ફિનલૅન્ડમાં અત્યારે જુદાજુદા પક્ષોની બનેલી મિશ્ર સરકાર છે. એના પ્રમુખ ઉર્હો કેક્કોનેન અને વડા પ્રધાન વિનો જે. સુકસેલેનન છે.

ફિનલેન્ડ વિશ્વસંસ્થાનું સભ્ય છે.

અર્થતંત્ર અને ઉત્પાદન

લોકોનો મુખ્ય વ્યવસાય ખેતી અને જંગલોનો છે. મુખ્ય પાક ઘઉં, ઓટ, રાઈ, જવ અને બટેટા છે. જંગલ સંપત્તિ વિપુલ છે અને એમાંથી ઘણી આવક મળે છે.

ફિનલૅન્ડના ઔદ્યોગિક ઉત્પાદનમાં લાકડાનો સામાન, કાગળ, કાપડ અને મશીનરીનો સમાવેશ થાય છે. દેશ લાકડું અને લાકડાનાં સામાનની અને કાગળની નિકાસ કરે છે.

૧૯૫૭ના અંદાજપત્ર મુજબ દેશની વાર્ષિક આવક ૨૫૦ અબજ માર્કાસ (દેશનું ચલણ) છે જ્યારે ખર્ચ પણ લગભગ એટલો જ છે.

ખનીજ સંપત્તિ ખાસ નથી. તાંબું થોડું મળે છે. આ સિવાય યુરેનિયમ મળે એવી સંભાવના છે.

**શિક્ષણ અને ધર્મ**

દેશમાં ૭ થી ૧૫ વર્ષનાં બાળકોને મફત ફરજિયાત શિક્ષણ આપવામાં આવે છે. નિરક્ષરતાનું પ્રમાણ ઘણું જ ઓછું છે.

દેશની ૯૭ ટકા વસ્તી ઇવેન્જેલિકલ લ્યૂથેરન ધર્મ પાળે છે. બાકીની વસ્તી ગ્રીક ઑર્થોડૉક્સ અને બીજા ધર્મો પાળે છે.



## ૭૧. ફિલિપીન્સ

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૧,૧૪,૮૩૦ ચો. મા. |
| વસ્તી | : | ૨,૨૦,૫૬,૧૦૦ |
| ખંડ | : | એશિયા |
| ભાષા | : | અંગ્રેજી, ટેગેલોગ, સ્પેનિશ વગેરે |
| પાટનગર | : | મનીલા ( ૧૧,૫૮,૨૧૦ ) |

ઈ. સ. ૧૫૨૧માં સ્પેનની નોકરી કરતા એક પોર્ટુગીઝે આ પ્રદેશ શોધી કાઢ્યો હતો. સ્પેનના રાજા ફિલિપના નામ પરથી એને ફિલિપીન્સ

એવું નામ આપવામાં આવ્યું છે. આ પછી ૩૫૦ વર્ષ સુધી એના પર સ્પેનનો અમલ રહ્યો. ૧૮૯૮માં સ્પેન અને અમેરિકા વચ્ચે થયેલા યુદ્ધ બાદ સ્પેને બે કરોડ ડૉલરના બદલામાં આ ટાપુઓ અમેરિકાને સોંપી દીધા. અમેરિકાના અમલ દરમિયાન લોકોએ સ્વતંત્રતાની માગણી કરવા માંડી અને અમુક પ્રમાણમાં વહીવટમાં સ્વશાસનનું તત્ત્વ દાખલ કર્યું. છેવટે ૧૯૪૬માં એને સ્વતંત્રતા બક્ષવામાં આવી.

રાજ્યતંત્ર

ફિલિપીન્સ પ્રજાસત્તાક રાજ્ય છે. વહીવટી સત્તા પ્રમુખ અને પ્રધાનમંડળને હસ્તક છે. પ્રમુખની ચૂંટણી દર ચાર વર્ષે થાય છે. ધારાકીય સત્તા બે ધારાગૃહોની બનેલી કોંગ્રેસને હસ્તક છે. ૨૪ સભ્યોની સેનેટ અને ૧૦૦ સભ્યોનું પ્રતિનિધિગૃહ છે.

ફિલિપીન્સ વિશ્વસંસ્થાનું અને અગ્નિ એશિયા કરાર સંસ્થાનું સભ્ય છે.

અર્થતંત્ર અને ઉત્પાદન

ફિલિપીન્સ ખેતીપ્રધાન દેશ છે. મુખ્ય પાક શેરડી, નાળિયેર, અને ચોખાનો છે. આ સિવાય રૂ, તમાકુ, કૉફી, રબર, કોકો, કોકો થાય છે. જંગલ સંપત્તિ સારી છે.

ઉદ્યોગો ઠીકઠીક વિકસેલા છે. ખેતી અને જંગલ સંપત્તિ અને પેદાશોને 'પ્રોસેસ' કરવાના ઉદ્યોગો ચાલે છે. ખાંડનાં કારખાનાં છે. ભરતકામની કારીગરીનો વ્યવસાય સારો ચાલે છે.

દેશ નાળિયેર અને એની ઉત્પન્નો, ખાંડ અને લાકડાંની નિકાસ કરે છે જ્યારે યંત્રો, વાહનો, રૂ અને એની ઉત્પન્નો, લોખંડ અને પોલાદ તેમ જ પેટ્રોલિયમની આયાત કરે છે.

૧૯૫૭–૫૮ના અંદાજપત્ર પ્રમાણે દેશની આવક ૮,૪૬૪ લાખ પેસો (દેશનું ચલણ) ની છે ત્યારે ખર્ચ ૮,૪૫૬ પેસોનો છે.

ખનીજ સંપત્તિમાં સોનું, ચાંદી, આયર્ન ઓર, તાંબું, ક્રોમાઇટ

મૅંગેનિઝ ઓર, સીસું અને ઝિન્કનો સમાવેશ થાય છે. પેટ્રોલિયમ મળે એવી શક્યતા પણ છે.

### શિક્ષણ અને ધર્મ

દેશમાં મફત શિક્ષણ આપવામાં આવે છે. ૩૦ ટકા જેટલી વસ્તી નિરક્ષર છે. ટેગેલોગ રાષ્ટ્રભાષા છે. પણ અંગ્રેજી અને સ્પેનિશ ભાષાઓ દેશભરમાં વપરાય છે.

દેશની ૮૨ ટકા વસ્તી રોમન કૅથોલિક ધર્મ પાળે છે. ચાર ટકા વસ્તી ઇસ્લામ અને બાકીની વસ્તી અન્ય ધર્મો પાળે છે.



## ૭૨. ફૉકલૅન્ડ ટાપુઓ

| | |
|---|---|
| વિસ્તાર | : ૪,૬૧૮ ચો. મા. |
| વસ્તી | : ૨,૨૧૨ |
| ખંડ | : ૬. આફ્રિકા |
| પાટનગર | : સ્ટેન્લી (૧,૧૩૫) |

દક્ષિણ આટલાંટિકમાં મૅગેલીનની સામુદ્રધુનીની પૂર્વે ૩૦૦ માઈલ પર આવેલા ફૉકલૅન્ડના ટાપુઓ બ્રિટિશ સંસ્થાન છે. આ ટાપુ પર છેલ્લાં સો કરતાં યે વધુ વર્ષ થયાં બ્રિટનનો કબજો છે. આર્જેન્ટિના અને ચિલી પણ એ માટે દાવો કરી રહ્યા છે.

ઘેટાંઉછેર એ આ પ્રદેશનો મુખ્ય વ્યવસાય છે. ઊન અને ચામડાંનું ઉત્પાદન થાય છે. વહેલ માછલી પકડવાનો અને એના તેલનો ઉદ્યોગ ચાલે છે.

## ૭૩. ફ્રાંસ

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૨,૧૨,૭૩૬ ચો. મા |
| વસ્તી | : | ૪,૩૭,૮૭,૦૦૦ |
| ખંડ | : | યુરોપ |
| ભાષા | : | ફ્રેંચ |
| પાટનગર | : | પેરિસ (૨૮,૫૦,૧૮૯) |

ઈ. સ પૂર્વે ૫૭ માં જુલિયસ સીઝરે ફ્રાંસનો કેટલોક ભાગ જીતી લીધો હતો. એ પછી કેટલીક સદીઓ સુધી એ રોમન સામ્રાજ્ય સાથે સંકળાયેલું હતું. પાચમી સદીમાં ફ્રેન્કસ અને બીજી જંગલી જાતિઓ ફ્રાંસના પ્રદેશ પર ચડી આવી હતી ૭૬૮ની સાલમાં પશ્ચિમ યુરોપના સારા એવા પ્રદેશ આવરી લેતું ફ્રેન્કિશ સામ્રાજ્ય સ્થાયું હતું. પણ હ્યુ કેપેટ નામનો રાજા સત્તા પર આવ્યો ત્યારે પેરિસની આસપાસના વિસ્તાર પૂરતું રાજ્ય મર્યાદિત બની ગયું હતું. એ પછી ૩૦૦ વર્ષ સુધી કેપેટ રાજાઓએ એના પ્રદેશોને વિસ્તૃત કરવાનો પ્રયાસ કર્યા કર્યો.

૧૩૨૮ની સાલમાં છઠ્ઠા ફિલિપ નામના રાજાનો અમલ ચાલતો હતો ત્યારે ફ્રાંસ પર વર્ચસ્વ જમાવવાના બ્રિટનના પ્રયાસોમાંથી બંને દેશો વચ્ચે સો વર્ષનું યુદ્ધ શરૂ થયું.

સત્તરમી સદીથી તે ૧૮ મી સદીના પ્રારંભના સમય દરમિયાન ફ્રાંસની સમૃદ્ધિ અને સામ્રાજ્યમાં ઘણો વધારો થયો પણ સોળમા લૂઈના અમલ દરમિયાન લોકોમાં ભારે અસંતોષ જાગ્યો અને ૧૭૮૯ની

સાલમાં ઇતિહાસપ્રસિદ્ધ ફ્રેંચ ક્રાંતિ થઈ. પણ સોળમા લૂઈને ફાંસી આપ્યા બાદ ફ્રાંસનું સામ્રાજ્ય શરૂ થયું અને છેવટે નેપોલિયને સત્તા હાથ કરી અને પોતે શહેનશાહ બની ગયો. નેપોલિયન બાદ થોડો વખત રાજાશાહી અને થોડોવખત પ્રજાસત્તાક એવી પરંપરા ચાલી. છેવટે ૧૮૭૦ માં પ્રજાસત્તાકની સ્થાપના થઈ. પ્રથમ અને બીજા બંને વિશ્વયુદ્ધમાં ફ્રાંસે ભાગ લીધો હતો અને અત્યારે દુનિયાની પાંચ મહા-સત્તાઓમાંની એક સત્તા તરીકે ફ્રાંસનો દરજ્જો છે. પણ હવે એનું આ પદ એની વર્તમાન શક્તિને કારણે નહિ પણ ભૂતકાળની એની શક્તિ અને ગૌરવને લીધે મળેલું છે.

## રાજ્યતંત્ર

ફ્રાંસ પ્રજાસત્તાક રાજ્ય છે. બે ધારાગૃહોવાળી પાર્લામેન્ટને હસ્તક ધારાકીય સત્તા છે. આમાંથી પ્રથમ ધારાગૃહ–રાષ્ટ્રીય ધારાસભાના સભ્યો પુખ્ત મતાધિકારના ધોરણે દર પાંચ વર્ષે ચૂંટાય છે. પ્રજાસત્તાક કાઉન્સિલના સભ્યો દર ૭ વર્ષે ચૂંટાય છે. એનું કામ માત્ર સલાહ આપવાનું છે. આર્થિક કાઉન્સિલ પણ છે, જેનું કામ સલાહ આપવાનું અને યોજનાઓ કરવાનું છે. વહીવટી સત્તા પ્રમુખ અને પ્રધાન-મંડળને હસ્તક છે. પ્રમુખની ચૂંટણી પાર્લામેન્ટ દ્વારા દર સાત વર્ષે થાય છે.

મુખ્ય રાજકીય પક્ષો સમાજવાદી, સામ્યવાદી, સ્વતંત્ર, પેસન્સ દ' એકનાન સોશિયેલ, પોપ્યુલર રિપબ્લિકન, રેડિકલ, પોજાડીસ્ટ, સોશિયલ રિપબ્લીકન એટલા છે.

ફ્રાંસ વિશ્વસંસ્થા અને ઉત્તર આટલાંટિક કરાર સંસ્થાનું અને અગ્નિ એશિયા કરાર સંસ્થાનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

ફ્રાંસ ઔદ્યોગિકરણ પામેલો દેશ છે. ખેતી ઉત્પન્નોમાં બટેટા.

ઘઉં, ઓટ, જવ, મકાઈ, તમાકુ, ધાન્ય, ચોખા વગેરેનો સમાવેશ થાય છે. ફ્રાંસના ઉદ્યોગોમાં મિકેનીકલ એન્જીનિયરીંગ, વાહનો, કાપડ, લોખંડ અને પોલાદ, રસાયણો, સિમેન્ટ, તેલશુદ્ધિ, દારૂ બનાવવાનો, ખાંડ, કાગળ, ચામડું, કાચ, ઘડિયાળ વગેરેને લગતા ઉદ્યોગો વિકસેલા છે. અણુશક્તિના વિકાસની યોજનાનો અમલ થઈ રહ્યો છે.

ફ્રાંસ યંત્રો, વાહનો, તેલ, કાચો માલ, ખાદ્ય પદાર્થો, દારૂ, તમાકુ, રસાયણો વગેરેની નિકાસ કરે છે. જ્યારે કાચો માલ, ખાદ્ય પદાર્થો તમાકુ વગેરેની આયાત કરે છે. અનાજની બાબતમાં ફ્રાંસ સ્વાવલંબી છે.

## શિક્ષણ અને ધર્મ

ફ્રાંસમાં શિક્ષણ પદ્ધતિ ખૂબ જ વિકાસ પામેલી છે. ૬ થી ૧૪ વર્ષના વિદ્યાર્થીઓને મફત શિક્ષણ અપાય છે. હુન્નરી અને વ્યાવસાયિક તાલીમ પણ અદ્યતન ઢબે વિકસેલી છે.

ફ્રાંસની મોટા ભાગની વસ્તી રોમન કૅથોલિક ધર્મ પાળે છે. આ સિવાય પ્રોટેસ્ટંટ, યહૂદી, ગ્રીક અને રશિયન ઑર્થોડૉક્સ ધર્મ પાળનારા લોકો પણ છે.

## ફ્રેંચ સંઘ

૧૯૪૬ ના બંધારણ મુજબ ફ્રેંચ પ્રજાસત્તાક, (મેટ્રોપોલીટન ફ્રાંસ અને દરિયાપારના પ્રદેશોના વિભાગો, પ્રદેશો અને વાલીપણા હેઠળના વિસ્તારો સહિત), જોડાયેલા પ્રદેશો અને રાજ્યોના બનેલા ફ્રેંચ સંઘની રચના કરવામાં આવી છે. દરિયાપારના વિભાગોમાં અલ્જીરિયા, માર્ટીનિક, ગૉડલોપ, ફ્રેંચ ગીની અને રિયુનિયનનો સમાવેશ થાય છે. દરિયાપારના વિભાગો અને પ્રદેશોના ૭૫ સભ્યો રાષ્ટ્રીય ધારાસભામાં અને ૬૫ સભ્યો પ્રજાસત્તાક કાઉન્સિલમાં બેસે છે.

ફ્રાંસનાં સંસ્થાનો અને પ્રદેશો નીચે પ્રમાણે છે:

આફ્રિકા

| | વિસ્તાર ચો. મા. | વસ્તી |
|---|---|---|
| અલ્જીરિયા | ૮,૪૬,૧૨૪ | ૯૫,૩૧,૦૦૦ |
| કેમેરૂન | ૧,૬૬,૬૯૩ | ૩૧,૧૬,૦૦૦ |
| કેમોરે આર્કીપેલેગો | ૮૩૨ | ૧,૭૦,૦૪૬ |
| ફ્રેંચ ઇકવેટોરિયલ આફ્રિકા | ૯,૬૯,૧૧૧ | ૪૫,૩૭,૦૦૦ |
| ચાડ | ૪,૯૫,૭૫૨ | ૨૩,૮૪,૦૦૦ |
| ગેબોન | ૧,૦૩,૦૮૯ | ૩,૯૨,૦૦૦ |
| મધ્ય કોંગો | ૧,૩૨,૦૪૬ | ૬,૯૮,૦૦૦ |
| યુબે-ગી-શારી | ૨,૩૮,૨૨૪ | ૧૦,૬૩,૦૦૦ |
| ફ્રેંચ સોમાલીલેન્ડ | ૮,૪૯૪ | ૬૪,૦૦૦ |
| ફ્રેંચ પશ્ચિમ આફ્રિકા | ૧૮,૩૧,૦૭૯ | ૧,૭૫,૭૬,૦૦૦ |
| ડેહોમે | ૪૩,૭૮૪ | ૧૫,૬૫,૦૦૦ |
| ફ્રેંચ ગીની | ૧,૯૬,૨૧૬ | ૨૨,૬૧,૦૦૦ |
| માડાગાસ્કાર અને બીજા પ્રદેશો | ૨,૩૦,૧૬૫ | ૪૭,૪૦,૦૦૦ |
| રિયુનિયન | ૯૬૯ | ૨,૭૪,૩૫૦ |
| ટોગો | ૨૧,૧૩૫ | ૧૦,૭૦,૦૦૦ |

પશ્ચિમ ગોળાર્ધ

| | | |
|---|---|---|
| ફ્રેંચ ગીની | ૩૫,૧૩૫ | ૨૭,૮૬૩ |
| ગ્વાડ લોપ | ૬૮૭ | ૨,૨૯,૧૨૦ |
| માર્ટીનિક | ૪૨૫ | ૨,૩૯,૧૩૦ |
| સેંટ પેરી અને મિકવેલોન | ૯૩ | ૪,૬૦૬ |

એશિયા

| | | |
|---|---|---|
| લાઓસ | ૯૧,૫૦૦ | ૧૪,૨૫,૦૦૦ |

ઓસિયાના

| | | |
|---|---|---|
| ફ્રેંચ પેસિફિક વસાહતો | ૧,૫૪૫ | ૬૩,૦૦૦ |
| ન્યુ કેલીડોનિયા | ૭,૬૫૪ | ૬૩,૦૦૦ |
| ન્યુ હેબ્રિડસ | ૫,૭૦૦ | ૫૩,૦૦૦ |



## ૭૪. ફ્રેંચ કેમેરૂન

વિસ્તાર : ૧,૪૩,૪૧૫ ચો. મા.
વસ્તી . ૩૦,૭૩,૦૦૦
ખંડ : આફ્રિકા
પાટનગર : યોન્ડે ( ૩૦,૦૦૦ )

ઈ. સ. ૧૮૮૪ની સાલમાં કેમેરૂન પ્રદેશને જર્મન સંસ્થાનનો દરજ્જો મળ્યો પણ પ્રથમ વિશ્વયુદ્ધ બાદ લીગ ઓફ નેશન્સે એને બ્રિટન અને ફ્રાંસના મેન્ડેટ નીચે મૂક્યો. કેમેરૂનનો ⅘ ભાગનો પ્રદેશ ફ્રેંચ મેન્ડેટ નીચે આવ્યો હતો વિશ્વસંસ્થાની સ્થાપના પછી એને વાલીપણા હેઠળના પ્રદેશનો દરજ્જો મળ્યો.

ફ્રેંચ હાઈ કમિશ્નર વહીવટીતંત્ર સંભાળે છે. પણ ફ્રેંચ કેમેરૂનને રાજકીય અને આર્થિક સ્વશાસન મળ્યું છે. ધારાકીય સત્તા પ્રાદેશિક

ધારાસભાને હસ્તક છે. વડા પ્રધાન અને પ્રધાનમંડળ ફ્રેંચ હાઈ કમિશ્નરની સહાયથી વહીવટ ચલાવે છે.

કોકો, કોફી, કેળાં, રૂ, મિલેટ વગેરે ખેતિવિષયક પાકો આ પ્રદેશમાં થાય છે. ટીન અને સોનું વગેરે ખનીજો મળે છે. જંગલ સંપત્તિમાં ઇમારતી લાકડાંનો સમાવેશ થાય છે.

## ૭૫. ફ્રેંચ ઇક્વેટોરિયલ આફ્રિકા

| | | |
|---|---|---|
| વિસ્તાર : ગેબૂન | : | ૧,૦૬,૧૮૧ ચો. મા. |
| મધ્ય કોંગો | : | ૧,૬૦,૦૦૦ ,, |
| ઉબેન્ગી સારી | : | ૨,૩૦,૦૦૦ ,, |
| ચાડ | : | ૪,૮૧,૦૦૦ ,, |
| વસ્તી : ગેબૂન | : | ૪,૦૯,૦૦૦ |
| મધ્ય કોંગો | : | ૬,૮૪,૦૦૦ |
| ઉબેન્ગી સારી | : | ૧૦,૭૨,૦૦૦ |
| ચાડ | : | ૨૨,૪૧,૦૦૦ |
| ખંડ | : | આફ્રિકા |
| પાટનગર | : | બ્રેઝાવીલે ( ૮૪,૦૯૦ ) |

ઈ. સ. ૧૮૩૯માં ફ્રાંસે આ વિસ્તારમાં વસવાટની શરૂઆત કરી. મૂળ તો ગુલામો મેળવવા માટેનું આ કેંદ્ર હતું. એમાં ગેબૂન,

મધ્ય કૉંગો, ઉબેન્ગી સારી અને ચાડના પ્રદેશોનો સમાવેશ થાય છે. આ બધા ફ્રાંસના કબજા હેઠળના પ્રદેશો છે. ચૂંટાયેલી ગ્રાન્ડ કાઉન્સિલ હાઈ કમિશનરને વહીવટ ચલાવવામાં સહાય કરે છે. દરેક પ્રદેશના વહીવટ માટે ગવર્નર, કારોબારી સમિતિ અને ચૂંટાયેલી પ્રાદેશિક સમિતિ છે.

દેશની મુખ્ય કૃષિ ઉત્પન્નોમાં રૂ, કોફી, કોકો, વગેરેનો સમાવેશ થાય છે. ખનીજોમાં સોનું, હીરા, સીસું અને આયર્ન ઓર મળે છે. જંગલ સંપત્તિ સારી છે. ઇમારતી લાકડું, રબર, મીણ મળે છે.

## ૭૬. ફ્રેંચ પશ્ચિમ આફ્રિકા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૧૭,૯૯,૨૫૯ ચો. મા. |
| વસ્તી | : | ૧,૬૦,૦૦,૦૦૦ |
| ખંડ | : | આફ્રિકા |
| ભાષા | : | ફ્રેંચ, સ્થાનિક બોલીઓ |
| પાટનગર | : | ડાકર (૨,૨૯,૨૦૦) |

ફ્રેંચ પશ્ચિમ આફ્રિકામાં સેનેગલ, મોરીટેનિયા, ફ્રેંચ ગીની, આઈવરી કોસ્ટ, ડેહોમે, ફ્રેંચ સુદાન, હોસ્ટેવોલ્ટા અને નાઇજરનો સમાવેશ થાય છે.

આ બધા ફ્રેંચ વિસ્તારોનો વહીવટ હાઇ કમિશનરને હસ્તક છે અને ગ્રાન્ડ કાઉન્સિલ એનો વહીવટ ચલાવવામાં સહાય કરે છે. દરેક

પ્રદેશનો વહીવટ ગવર્નર, કારોબારી સમિતિ અને ચૂંટાયેલી ધારાસભાને હસ્તક છે.

આ પ્રદેશમાં ભોંયશીંગ, કોકો, ચોખા, મકાઈ, કેળાં વગેરેનો મુખ્ય પાક થાય છે. સોનું હીરા, આયર્ન ઓર અને બીજાં ખનીજો મળે છે. જંગલ સંપત્તિ પણ સારી છે.

દેશના લોકો એનીમિસ્ટ, ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મો પાળે છે.



## ૭૭. ફ્રેંચ સોમાલીલેન્ડ

વિસ્તાર : ૯,૦૦૦ ચો. મા.
વસ્તી : ૬૨,૦૦૦
ખંડ : આફ્રિકા
પાટનગર : જીબુટી (૩૧,૯૫૬)

૧૮૮૩ થી ૧૮૮૭ વચ્ચે ફ્રાંસે ફ્રેંચ સોમાલીલેન્ડ પર કબજો મેળવ્યો હતો. જીબુટીના બંદરને લીધે આ પ્રદેશનું ખાસ મહત્ત્વ છે. આ વિસ્તાર ફ્રાંસનો દરિયાપારનો પ્રદેશ છે.

વિસ્તારનો વહીવટ ફ્રેંચ સરકારને જવાબદાર ગવર્નર પ્રતિનિધિ, કાઉન્સિલની સહાયથી ચલાવે છે.

## ૭૮. બર્મા

વિસ્તાર : ૨,૬૧,૭૫૭ ચો. મા.
વસ્તી : ૧,૯૮,૫૬,૦૦૦
ખંડ : એશિયા
ભાષા : બર્મીઝ
પાટનગર : રંગૂન (૭,૧૧,૫૨૦)

ભારત અને પૂર્વ પાકિસ્તાનની વચ્ચે આવેલા બર્માનો વિસ્તાર ૧૧–૧૨મી સદીમાં ઘણો મોટો હતો. પણ કુબ્લાઈ ખાનના આક્રમણ બાદ એમાં ઘટાડો થઈ ગયો. પાછળથી બ્રિટિશ હકૂમત નીચે એ ભારતના એક ભાગરૂપે હતું. ૧૯૩૭માં બર્માને આર્થિક સ્વતંત્રતા આપવામાં આવી પણ બીજા વિશ્વયુદ્ધમાં ૧૯૪૧ ની આસપાસ જાપાની લશ્કર બર્મામાં આવી ગયું હતું. છેવટે બીજા વિશ્વયુદ્ધ બાદ ૧૯૪૮માં બર્મા તદ્દન સ્વતંત્ર રાજ્ય બન્યું. બ્રિટિશ રાષ્ટ્રસમૂહ સાથેનો સંબંધ પણ એણે તોડી નાખ્યો. બર્મામાં શાન અને કારેન રાજ્યોનો પણ સમાવેશ થાય છે. કારેનો અને સામ્યવાદીઓ અવાર-નવાર દેશમાં અશાન્તિ જગાવે છે.

### રાજ્યતંત્ર

૧૯૪૭માં પસાર થયેલા બંધારણ મુજબ બર્મા પ્રજાસત્તાક રાજ્ય છે. એનું વહીવટી તંત્ર પ્રમુખ, પ્રધાનમંડળ અને બે ધારાગૃહોની બનેલી પાર્લામેન્ટને હસ્તક છે. પાર્લામેન્ટના બંને ગૃહો પ્રમુખને

ચૂંટી કાઢે છે. બે ધારાગૃહોમાંથી એકનું નામ ચેમ્બર ઑફ નેશનાલીટીસ છે. પ્રધાનમંડળ ચેમ્બર ઑફ ડેપ્યુટીને જવાબદાર હોય છે.

૧૯૫૬માં થયેલી ચૂંટણીઓમાં ચેમ્બર ઑફ ડેપ્યુટીમાં એન્ટી ફાસિસ્ટ પીપલ્સ ફ્રીડમ લીગને ૨૫૦ માંથી ૧૬૯ બેઠકો મળી હતી જ્યારે બર્મા યુનાઈટેડ ફ્રન્ટને ૪૯ બેઠકો મળી હતી. બર્માના પ્રમુખનું નામ યુ–વીન–મોંગ છે અને વડા પ્રધાન યુ–નુ છે.

બર્મા વિશ્વસંસ્થાનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

બર્મા ખેતીપ્રધાન દેશ છે અને મુખ્ય પાક ચોખાનો છે. આ ઉપરાંત મિલેટ, રૂ, તમાકુ, રબ્બો અને ધાન્ય થાય છે.

મુખ્ય ઉદ્યોગોમાં રેશમનું વણાટકામ, છાપકામ, તેલશુદ્ધિ વગેરેનાં કારખાનાંનો સમાવેશ થાય છે. દેશની ખનીજ સંપત્તિમાં પેટ્રોલિયમ સારા પ્રમાણમાં મળે છે. આ સિવાય સીસું, ચાંદી, ઝિન્ક, નિકલ, કોબાલ્ટ, તાંબું, સોનું, આયર્ન ઓર, યુરેનિયમ વગેરે છે.

બર્માની મુખ્ય નિકાસ ચોખા અને ધાતુઓની છે.

## શિક્ષણ અને ધર્મ

એશિયાના દેશોની સરખામણીમાં બર્મામાં નિરક્ષરતાનું પ્રમાણ ઓછું છે. સરકાર સમગ્ર શિક્ષણ તંત્રની નવી રચના કરવાના પગલાં લઈ રહેલ છે

બર્માની ૯૦ ટકા વસ્તી બૌદ્ધ ધર્મ પાળે છે. આ સિવાય ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મો પાળનારા લોકોની વસ્તી પણ છે.

## ૭૯. બ્રિટિશ ગીની

વિસ્તાર : ૮૩,૦૦૦ ચો. મા.
વસ્તી : ૪,૭૦,૦૦૦
ખંડ : દ. અમેરિકા
ભાષા : અંગ્રેજી
પાટનગર : જ્યોર્જ ટાઉન

દક્ષિણ અમેરિકાના ઈશાન કિનારા પર આવેલું આ રાજ્ય બ્રિટિશ સંસ્થાન છે. ૧૭૯૬માં ડચ લોકો પાસેથી તે લઈ લેવામાં આવ્યું હતું.

૧૯૫૩માં સંસ્થાનમાં નવું બંધારણ અમલમાં આવ્યું છે. આ બંધારણ મુજબ ધારાકીય સત્તા બે ધારાગૃહોવાળી ધારાસભાને હસ્તક છે. આમાંથી નીચલા ગૃહના મોટા ભાગના સભ્યો ચૂંટાયેલા છે. ગવર્નર અને પ્રધાનમંડળની સલાહથી સંસ્થાનનો વહીવટ ચલાવે છે. સામ્યવાદી ઘૂસણખોરોના ભયને લીધે ૧૯૫૩માં બંધારણનો અમલ એક વાર મોકૂફ રાખવામાં આવ્યો હતો.

દેશની વસ્તીમાં હબસીઓ, ઇંડિયનો, અમેરીન્ડિયન, પોર્ટુગીઝ, બીજા યુરોપિયનો અને ચીનાઓનો સમાવેશ થાય છે.

જંગલ સંપત્તિ વિપુલ છે પણ વિકાસ થયો નથી. ઇમારતી લાકડું વિપુલ પ્રમાણમાં મળે તેમ છે. ખેતી ઉત્પન્નોમાં શેરડી, ચોખા, કોફી અને ફળોનો સમાવેશ થાય છે. બોક્સાઈટ, સોનું, હીરા એટલાં ખનીજો મળે છે. દેશ બોક્સાઈટ અને ચોખાની નિકાસ કરે છે.

## ૮૦. બ્રિટિશ વેસ્ટ ઇંડિઝ

વેસ્ટ ઇંડિઝમાં આવેલા બ્રિટિશ સંસ્થાનોને બ્રિટિશ વેસ્ટ ઇંડિઝ એવા નામે ઓળખવામાં આવે છે. આ સંસ્થાનોમાં ફ્લોરિડાની અગ્નિ દિશામાં આવેલ બહામાસ, ગ્રેટ ઍંટીલસમાં આવેલ જમૈકા, અને લેસર ઍંટીલસમાં આવેલ બાર્બેડોસ, લીવર્ડ તેમ જ ત્રિનિદાદ અને વિન્ડવર્ડ ટાપુઓનો સમાવેશ થાય છે.

વેસ્ટ ઇંડિઝનો સમગ્ર પ્રદેશ એક લાખ ચો. મા. નો છે. એમાંથી ૭૨,૦૦૦ ચો. મા. સ્વતંત્ર છે, ૧૨,૩૦૦ ચો. મા. બ્રિટિશ કબજામાં છે, ૩,૮૯૦ ચો. મા. અમેરિકાના, ૧,૩૫૦ ચો. મા. ફ્રાન્સના, ૪૩૦ ચો. મા. નેધરલૅન્ડના અને ૯૦ ચો. મા. વેનેઝુએલાના અમલ નીચે છે.

બાહામાસના બ્રિટિશ સંસ્થાનની ૮૫ ટકા વસ્તી હબસીઓની છે. એની રાજધાની નાસ ( ૩૬,૨૪૬ ) છે. મુખ્ય પાક ટામેટાં, ફળો અને સિસલનો છે. મત્સ્યવ્યવસાય ચાલે છે. પ્રવાસીઓમાંથી થતી આવક પર અર્થતંત્રનો આધાર છે. સંસ્થાનનો વહીવટ ગવર્નર, કારોબારી સમિતિ અને બે ધારાગૃહોવાળી ધારાસભાને હસ્તક છે.

બાર્બેડોસ ૧૬૨૭ની સાલથી બ્રિટિશ કબજા હેઠળ છે. સંસ્થાનનો વહીવટ ગવર્નર, વડા પ્રધાન, પ્રધાનમંડળ અને બે ધારાગૃહોની બનેલી ધારાસભાને હસ્તક છે. સંસ્થાનનો મુખ્ય પાક શેરડી, રૂ, મકાઈનો છે. દારૂ, ખાંડ વગેરેનું ઉત્પાદન થાય છે. સંસ્થાન ખાંડ અને દારૂની નિકાસ કરે છે.

## લીવર્ડ ટાપુઓ

લીવર્ડ ટાપુઓમાં ચાર સંસ્થાનોના-એન્ટીગુઆ (૧૭૧ ચો. મા), વર્જીન ટાપુઓ (૬૭ ચો. મા.), સેંટ કીટસ (૬૮ ચો. મા.) અને નેવીસ (૮૪ ચો. મા.) તેમ જ મોન્ટસેરટ (૩૮ ચો. મા.)-જૂથનો સમાવેશ થાય છે. આ બધાના ગવર્નર એક જ હોય છે પણ એ સિવાય સરકારી તંત્રો જુદાં છે. શેરડી, રૂ, નાળિયેર, ફળો અને તંમાકુનો આ સંસ્થાનોમાં પાક થાય. છે. ખાંડની નિકાસ કરવામાં આવે છે. ગવર્નરનું વહીવટી કેંદ્ર સેંટ જોન્સ (૧૧,૦૦૦) માં છે.

ત્રિનિદાદ અને ટોબેગો નામના ટાપુઓ ૧૭૯૭ સુધી સ્પેનના કબજામાં હતા. એ બાદ એના પર બ્રિટનનો કબજો આવ્યો. આ પ્રદેશ બ્રિટિશ સંસ્થાન છે. વહીવટી તંત્ર ગવર્નર, પ્રધાનમંડળ અને ધારાસભાને હસ્તક છે. આ પ્રદેશમાં અમેરિકન લશ્કરી મથક છે. સંસ્થાનોનો મુખ્ય પાક શેરડી, કોકો, નાળિયેર અને ફળોનો છે. ખનીજોમાં પેટ્રોલિયમ, આસ્ફાલ્ટનો સમાવેશ થાય છે. સંસ્થાન પેટ્રોલિયમની નિકાસ કરે છે. પાટનગર પોર્ટ ઓફ સ્પેન (૧,૨૦,૦૦૦) છે.

## વિન્ડવર્ડ ટાપુઓ

વિન્ડવર્ડ ટાપુઓમાં ચાર ટાપુઓનો સમાવેશ થાય છે. સંસ્થાનોનો કુલ વિસ્તાર ૮૨૦ ચો. મા. નો છે. આ બધા ટાપુઓ માટે એક જ ગવર્નર છે પણ વહીવટી તંત્ર અલગ છે. મોટા ભાગની વસ્તી હબસીઓની છે. સંસ્થાનનો મુખ્ય વ્યવસાય ખેતી છે. કોકો અને બીજો પાક થાય છે. ગવર્નરનું વહીવટી મથક સેંટ જ્યોર્જિસ (૫,૭૭૫) માં છે.

# ૮૧. બ્રિટિશ સોમાલીલૅન્ડ

વિસ્તાર : ૬૮,૦૦૦ ચો. મા.
વસ્તી : ૬,૦૦,૦૦૦
ખંડ : આફ્રિકા
પાટનગર : હારગેસા (૨૦,૦૦૦)

એડનના અખાત પર પૂર્વ આફ્રિકામાં બ્રિટનના રક્ષણ નીચે આવેલા સોમાલીલૅન્ડના પ્રદેશમાં મુખ્યત્વે સોમાલી નામની ભટકતી જાતિ વસે છે. તેઓ સુન્ની મુસ્લીમ પંથના છે. ૧૮૮૪માં ઇજિપ્તે સોમાલીનો કિનારો છોડી દીધા પછી આ લોકોએ સ્વેચ્છાએ બ્રિટિશ શરણ સ્વીકાર્યું અને બીજી કોઈ સરકારને પોતાની ભૂમિ નહિ સોંપવાની ખાતરી આપી. સોમાલીલૅન્ડનો અમુક ભાગ ફ્રાંસના કબજામાં છે, જે ફ્રેંચ સોમાલિલૅન્ડ તરીકે ઓળખાય છે. બ્રિટિશ સોમાલીલૅન્ડ અને કેનિયા વચ્ચે વાલીપણા નીચેનો રક્ષિત વિસ્તાર છે જે સોમાલિયા તરીકે ઓળખાય છે. સોમાલી લોકોના પ્રતિનિધિઓની આશા છે કે એક દિવસ આ ત્રણે પ્રદેશો એક થશે. અત્યારે તો ૧૯૬૦માં સોમાલિયા અને બ્રિટિશ સોમાલીલૅન્ડને સ્વતંત્રતા આપવાનું જાહેર થયું છે.

ગવર્નરને હસ્તક આ પ્રદેશની વહીવટી અને ધારાકીય સત્તા છે.

લોકોનો મુખ્ય વ્યવસાય પશુઉછેર છે. ઊંટ, ઘેટાં, બકરાં વગેરે પશુઓને તેઓ ઉછેરે છે. ચામડાંની નિકાસ થાય છે. અનાજનો થોડો પાક થાય છે.

## ૮૨. બ્રિટિશ હૉન્ડુરાસ

વિસ્તાર : ૮,૮૬૭ ચો. મા.
વસ્તી : ૫૯,૨૨૦
ખંડ : મધ્ય અમેરિકા
પાટનગર : બેલીઝે

બ્રિટિશ હોન્ડુરાસ મધ્ય અમેરિકામાં આવેલું બ્રિટિશ સંસ્થાન છે. ૧૬૬૨ ની સાલમાં એની સ્થાપના કરાઈ હતી. અમુક વખત સ્થાનિક તંત્ર વ્યવસ્થા ચાલ્યા પછી ૧૮૭૦માં એ બ્રિટિશ સંસ્થાન બન્યું.

ગવર્નરને વહીવટી તંત્ર ચલાવવામાં કારોબારી સમિતિ અને અંશતઃ ચુંટાયેલી ધારાસભા સહાય કરે છે. ધારાસભામાં નવ ચુંટાયેલા, ૩ નિમાયેલા અને ૩ સરકારી સભ્યો છે.

દેશના અર્થતંત્રનો આધાર ઇમારતી લાકડાં અને જંગલ સંપત્તિની નિકાસ પર છે. ઔદ્યોગિક વિકાસ બહુ થયો નથી. મુખ્ય પાક શેરડી, નાળિયેર, ફળો, મકાઈ, ચોખાનો છે.

સંસ્થાનની વસ્તીમાં હબસીઓ, અમેરીન્ડીઅન, યુરોપિયનો વગેરેનો સમાવેશ થાય છે.

## ૮૩. બર્મ્યુડા

વિસ્તાર : ૨૦૫૮ ચો. મા.
વસ્તી : ૪૦,૪૫૫
ખંડ : મધ્ય અમેરિકા
પાટનગર : હેમિલ્ટન (૩,૫૦૦)

આટલાંટિક સમુદ્રની પશ્ચિમે આવેલા સો નાના ટાપુઓના જૂથને બર્મુડા કહેવામાં આવે છે. આ બ્રિટિશ પ્રદેશોનો વહીવટ ગવર્નરને હસ્તક છે. એને સલાહ આપવા માટે સાત સભ્યોની કારોબારી સમિતિ છે. ૩૬ સભ્યોની ધારાસભા છે. બ્રિટિશ અને અમેરિકન નૌકામથકો આ ટાપુઓ પર છે.

સંસ્થાનની આવકનો આધાર પ્રવાસીઓમાંથી થતી આવક પર છે. આ પ્રદેશમાં ખેતીની પેદાશ બહુ થતી નથી અને અનાજ માટે આયાત પર આધાર રાખવો પડે છે. બટેટા, શાકભાજી વગેરેનો થોડો પાક થાય છે.



## ૮૪. બલ્ગેરિયા

વિસ્તાર : ૪૨,૭૯૬ ચો. મા.
વસ્તી : ૭૬,૨૯,૨૫૪
ખંડ : યુરોપ
ભાષા : બલ્ગેરિયન, ટર્કિશ
પાટનગર : સોફિયા ( ૬,૦૦,૦૦૦ )

બલ્ગેરિયા મૂળ તો તુર્કી સામ્રાજ્યનો એક ભાગ હતું. પણ ૧૮૭૮ માં બર્લિનની સંધિથી એને તુર્કીના સાર્વભૌમત્વ હેઠળ મર્યાદિત સ્વતંત્રતા મળી. છેવટે ૧૯૦૮ માં એ સંપૂર્ણ સ્વતંત્ર થયું. પ્રથમ વિશ્વયુદ્ધમાં બલ્ગેરિયાએ જર્મનોનો પક્ષ કર્યો અને પરિણામે એના પ્રદેશનો કેટલોક ભાગ એને ગુમાવવો પડ્યો.

મુસ્લીમ છે. ઉપરાંત અંગ્રેજો, ભારતીય અને અમેરિકન લોકો પણ સારા પ્રમાણમાં છે.

બહેરિનમાં સુલતાનનું રાજ્ય છે. રાજ્યકર્તા કુંટુબ અલ ખલીફા મૂળ કુવાઈતમાંથી બહેરિનમાં આવ્યું છે. ૧૭૮૨ માં આ કુટુંબ આવ્યું ત્યારે એ પ્રદેશ ઇરાનના હાથમાં હતો.

બહેરિનના વીસમા ભાગ પર ખેતી થાય છે. ખજૂર, લિંબુ, ફળો એ મુખ્ય પાક છે. બહેરિન પ્રખ્યાત પર્લ ફીશીંગનું કેંદ્ર છે. ૧૯૩૨ માં આ પ્રદેશમાં તેલ મળી આવ્યું. અમેરિકન માલિકીની કંપનીને હસ્તક તેલક્ષેત્રો છે. રાજ્યની આવકમાં તેલના નફામાંથી મળતા હિસ્સાનો ફાળો સારો એવો હોય છે. બહેરિનમાં દુનિયાની મોટામાં મોટી પાંચમા નંબરની રિફાઈનરી છે. આ ઉપરાંત દેશમાં હોડીઓ બાંધવાનો, સફેદ કાપડ બનાવવાનો અને સાદડીઓ બનાવવાનો વ્યવસાય ચાલે છે.

બહેરિન ખાદ્ય પદાર્થો, કાપડ, ઇમારતી લાકડું, બાંધકામના સાધનો, વાહનો, મશીનરી અને તૈયાર માલની આયાત કરે છે જ્યારે પેટ્રોલિયમ અને એની ઉત્પન્નોની નિકાસ કરે છે. બહેરિન આંતરરાષ્ટ્રીય હવાઈ માર્ગ માટે અગત્યનું મથક છે, ઇરાનના અખાતમાં તથા સાઉદી અરેબિયાના મધ્ય ભાગમાં વેપાર માટેનું અગત્યનું કેંદ્ર પણ છે.

## શિક્ષણ અને ધર્મ

બહેરિનની પ્રજા મુખ્યત્વે ઇસ્લામ ધર્મ પાળે છે. શિક્ષણનું પ્રમાણ વધી રહ્યું છે.

## ૮૬. બાસુટોલૅન્ડ

વિસ્તાર : ૧૧,૭૧૬ ચો.મા.
વસ્તી : ૫,૬૩,૮૫૪
ખંડ : આફ્રિકા
પાટનગર : મેસરુ

દક્ષિણ આફ્રિકાના સ્વીટ્ઝરલૅન્ડ તરીકે ઓળખાતો બાસુટોલૅન્ડનો પ્રદેશ બ્રિટિશ સંસ્થાન છે. ૧૮૪૩ માં આફ્રિકન જાતિના મુખી સાથે સંધિ કરીને આ પ્રદેશને બ્રિટિશ રક્ષણ નીચે લેવામાં આવ્યો હતો.

બાસુટોલૅન્ડમાં ગોરાઓની વસ્તી બે હજાર માણસો જેટલી છે. મોટે ભાગે અધિકારી વર્ગ છે. ૧૮૭૧ માં કેપ સંસ્થાન સાથે બાસુટોલૅન્ડને જોડવામાં આવ્યું હતું પણ ૧૮૮૪ માં એને અલગ સંસ્થાનનો દરજ્જો આપવામાં આવ્યો.

બાસુટોલૅન્ડનો વહીવટ રેસીડન્ટ કમિશનરને હસ્તક છે. સો સભ્યોની કાઉન્સિલ એને સલાહ આપે છે. સોમાંથી ૯૫ સભ્યો વિવિધ જાતિઓના મુખીઓએ નીમેલા પ્રતિનિધિઓ હોય છે.

ઘેટાં ઉછેરવાનો વ્યવસાય ખૂબ જ વિકસ્યો છે. આ ઉપરાંત ઘઉં અને બીજું અનાજ પણ ઉત્પન્ન થાય છે. ઊન, ચામડું અને બીજી વસ્તુઓની નિકાસ થાય છે.

## ૮૭. બેચુઆનાલૅન્ડ

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૨,૭૫,૦૦૦ ચો. મા. |
| વસ્તી | : | ૨,૯૩,૯૬૪ |
| ખંડ | : | આફ્રિકા |
| વહીવટી મથક | : | મેફકિંગ (૪,૬૬૬) |

બેચુઆનાલૅન્ડ મધ્ય દક્ષિણ આફ્રિકામાં આવેલું છે. ૧૮૮૫ ની સાલમાં આ વિસ્તારને બ્રિટિશ રક્ષણ નીચે મૂકવામાં આવ્યો હતો. દેશની મોટા ભાગની વસ્તી બાંટુ જાતિના લોકોની છે. ૨,૩૨૫ જેટલા યુરોપિયનોની વસ્તી છે. દેશનો વહીવટ રેસિડન્ટ કમિશનરને હસ્તક છે.

દેશમાં પશુ ઉછેર અને ડેરી વ્યવસાય સારા પ્રમાણમાં ચાલે છે. મકાઈ અને મિલેટનો પાક થાય છે. ચામડાં અને માખણનું ઉત્પાદન થાય છે. ખાણોમાં સોનું અને ચાંદી મળે છે.

ખેતી, તબીબી સેવા, શિક્ષણ, વાહન અને સંદેશા વ્યવહારની સુધારણા માટે પગલાં લેવાઈ રહ્યાં છે.

## ૮૮. બેલ્જિયમ

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૧૧,૭૭૯ ચો. મા. |
| વસ્તી | : | ૯૯,૫૧,૪૪૩ |
| ખંડ | : | યુરોપ |
| ભાષા | : | ફ્લેમીશ અને ફ્રેંચ |
| પાટનગર | : | બ્રસેલ્સ (૯,૮૫,૭૯૩) |

પશ્ચિમ યુરોપમાં આવેલા બેલ્જિયમનો પ્રથમ ઉલ્લેખ ઈ. સ. પૂર્વે ૫૭–૫૦ની સાલમાં મળે છે કે જ્યારે રોમનોએ એના પર વર્ચસ્વ જમાવ્યું હતું. ૧૭૧૩ માં બેલ્જિયમ ઓસ્ટ્રીઆને મળ્યું. આમ છતાંયે દેશ આંતરિક વહીવટમાં સ્વતંત્ર હતો. ૧૭૯૨ થી ૧૮૧૫ સુધી એ ફ્રાન્સના વર્ચસ્વ નીચે હતું. ૧૮૧૫માં નેધરલેંડ સાથે જોડાયું. પણ ૧૮૩૦ માં બેલ્જિયનોએ બળવો કર્યો અને સ્વતંત્રતા પ્રાપ્ત કરી અને રાજા લીઓપોલ્ડ પહેલા ગાદી પર આવ્યા. આ રીતે બેલ્જિયમમાં રાજાશાહીની સ્થાપના થઈ. પહેલા અને બીજા વિશ્વયુદ્ધ દરમિયાન જર્મનીએ એના પર કબજો મેળવ્યો હતો અને દેશને બંને યુદ્ધોમાં ઘણું સહન કરવું પડ્યું હતું. ૧૮૩૧ ની સાલથી જ રાજા દેશના બંધારણની મર્યાદામાં રહીને રાજ્ય અમલ ચલાવે છે. ૧૯૫૧ માં રાજા લીઓપોલ્ડ ત્રીજાએ સારા એવા ઉહાપોહ બાદ એમના પુત્રની તરફેણમાં ગાદીત્યાગ કર્યો અને એમના પુત્ર રાજા બદુર્ઈન પ્રથમ તરીકે ગાદી પર આવ્યા.

બેલ્જિયમમાં બે સદંતર ભિન્ન એવી જાતિઓની વસ્તી છે.

એક તો મૂળ જર્મન જાતિમાંથી ઊતરી આવેલી ફ્લેમીશ જાતિ અને બીજી લેટિન જાતિમાંથી ઊતરી આવેલી વેલૂન્સ જાતિ.

## રાજ્યતંત્ર

બેલ્જિયમમાં બંધારણીય રાજાશાહીનો અમલ છે. વહીવટી તંત્ર પ્રધાનમંડળને હસ્તક છે, જે પાર્લામેન્ટને જવાબદાર છે. દેશમાં બે ધારાગૃહો છે. ૨૧૨ સભ્યોની ચેમ્બર ઑફ ડેપ્યુટીની સીધા મતદાનથી ચૂંટણી થાય છે જ્યારે સેનેટના ૧૭૫માંથી ૧૦૬ સભ્યો સીધા મતદાનથી ચૂંટાય છે.

૧૯૫૪ માં થયેલી ચૂંટણી પછી સમાજવાદી અને વિનીત પક્ષની મિશ્ર સરકાર રચવામાં આવી છે. મુખ્ય રાજકીય પક્ષો ક્રિશ્ચિયન સોશિયાલિસ્ટ, સમાજવાદી, ઉદારમતવાદી અને સામ્યવાદી પક્ષ છે.

બેલ્જિયમના અત્યારના રાજા બદુઈન પ્રથમ અને વડા પ્રધાન આચીલી વાન એકર છે.

બેલ્જિયમ વિશ્વસંસ્થા અને ઉત્તર આટલાંટિક કરાર સંસ્થા (નાટો)નું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

બેલ્જિયમની ૬૦ ટકા જમીન પર ખેતી થાય છે. મુખ્ય પાક ઘઉં, ઓટ, જવ, રાઈ, બટેટા છે. ઘાસચારો અને ફળો પણ થાય છે. ડેરી વ્યવસાય સારા પ્રમાણમાં વિકસેલો છે.

બેલ્જિયમ યુરોપમાં સૌથી વધુ પ્રમાણમાં ઔદ્યોગીકરણ પામેલો એક દેશ છે. આનું કારણ દેશમાંથી કોલસાનો વિપુલ જથ્થો મળે છે તે છે. દેશમાં પોલાદ અને ધાતુની ઉત્પન્નો, કાપડ, કાચ, ભારે રસાયણો, ખાંડ વગેરે ઉદ્યોગો છે. દેશમાં જહાજો બાંધવાનો અને રેલવેનાં સાધનો બનાવવાનો ઉદ્યોગ પણ વિકસેલો છે.

બેલ્જિયમ લોખંડ, પોલાદ અને એની ઉત્પન્નો, કાપડ, કોલસો, પેટ્રોલિયમ અને એની ઉત્પન્નો વગેરેની નિકાસ કરે છે.

દેશની મુખ્ય ખનીજ સંપત્તિ કોલસો છે.

દેશના ૧૯૫૭ના અંદાજપત્ર મુજબ બેલ્જિયમની વાર્ષિક આવક ૮૯.૯ અબજ ફ્રાંક (દેશનું ચલણ) છે ત્યારે ખર્ચ ૧૦૨.૪ અબજ ફ્રાંકનો છે.

## શિક્ષણ અને ધર્મ

બેલ્જિયમમાં ૬ થી ૧૪ વર્ષના વિદ્યાર્થીઓને મફત શિક્ષણ આપવામાં આવે છે. પ્રાથમિક, માધ્યમિક અને અધિ-માધ્યમિક શાળાન્ત સુધીનું શિક્ષણ રાજ્યના અંકુશ હેઠળ છે. દેશમાં ચાર વિદ્યાપીઠો છે. ત્રણ ટકા વસ્તી નિરક્ષર છે.

દેશની મોટા ભાગની વસ્તી રોમન કેથોલિક ધર્મ પાળે છે.

## બેલ્જિયન કોંગો

| | |
|---|---|
| વિસ્તાર | : ૯,૦૪,૯૯૧ |
| વસ્તી | : ૧,૨૯,૫૬,૯૫૦ |
| ખંડ | : આફ્રિકા |
| ભાષા | : મિશ્ર બાંટુ બોલી |
| પાટનગર | : લીઓપોલ્ડ વીલે |

બેલ્જિયન કોંગો બેલ્જિયમનું મધ્ય આફ્રિકામાં આવેલું સંસ્થાન છે એનો વિસ્તાર બેલ્જિયમ કરતાં આઠ ગણો છે. ૧૯૦૮ માં એ બેલ્જિયમનું સંસ્થાન બન્યું.

વહીવટી સત્તા ગવર્નર જનરલને હસ્તક છે, જે બેલ્જિયમના સંસ્થાનો માટેના પ્રધાનને જવાબદાર છે. ૧૯૫૬ માં દેશી વસ્તીને ચૂંટણીના મર્યાદિત અધિકારો મળ્યા છે.

આ સંસ્થાનની ખનીજ સંપત્તિ વિપુલ છે. દુનિયામાં હીરાનુ જેટલું ઉત્પાદન થાય છે એમાંથી ૭૦ ટકા આ પ્રદેશમાંથી મળે છે બિન-સામ્યવાદી જગતમાં જેટલું યુરેનિયમ મળે છે. એમાંથી અર્ધ ભાગનું આ વિસ્તારમાંથી મળે છે. દેશમાં કોફી અને રનું પણ સારુ ઉત્પાદન થાય છે. બીજાં ખનીજોમાં તાંબું, કાસું ઝિન્ક, કોલસો, મેંગેનિઝ ઓર, રેડિયમ, સોનાનો સમાવેશ થાય છે.

બેલ્જિયન કોંગોમાંથી કોફી અને ૨ તેમ જ તાંબું, ટીન, હીરા કોબાલ્ટ, ઝિન્ક અને યુરેનિયમની નિકાસ કરવામાં આવે છે.

'દેશી લોકો માટેની શાળાઓના સંચાલનમાં ખ્રિસ્તી દેવળો સારો ફાળો આપે છે. સરકાર એમને આર્થિક સહાય આપે છે. નિરક્ષરતાનું પ્રમાણ ઘણું વધારે છે.

રૅાન્ડા-યુરુન્ડી

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૨૦,૭૪૨ |
| વસ્તી | : | ૪૪,૦૨,૫૭૭ |
| ખંડ | : | આફ્રિકા |
| પાટનગર | : | યુસુમ્બરા |

રૅાન્ડા-યુરુન્ડી મૂળ તો જર્મન પૂર્વ આફ્રિકાનો એક ભાગ હતો. પ્રથમ વિશ્વયુદ્ધ બાદ લીગ ઑફ નેશન્સે એને બેલ્જિયમના મેન્ડેટ નીચે મૂક્યો. ૧૯૪૬ માં આ પ્રદેશને વિશ્વસંસ્થાના વાલીપણા નીચે મૂકવામાં આવ્યો છે. બેલ્જિયન કોંગોના ગવર્નર જનરલની સૂચના મુજબ વાઇસ ગવર્નર જનરલ આ પ્રદેશનો વહીવટ ચલાવે છે.

આ પ્રદેશમાં મુખ્ય પાક કોફી અને રનો છે. સોનું અને ટીન તેમ જ બીજાં ખનીજો પણ મળે છે.

## ૮૯. બોલીવિયા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૪,૨૪,૧૬૨ ચો. મા. |
| વસ્તી | : | ૩૧,૯૮,૧૩૯ |
| ખંડ | : | અમેરિકા |
| ભાષા | : | સ્પેનિશ |
| પાટનગર | : | રોમન કેથોલિક સુક્ર |

સોળમી સદીમાં બોલીવિયા સ્પેનના અમલ નીચે હતું અને એની ઇંડિયનોની વસ્તીને સાવ ગુલામ દશામાં મુકાઈ જવું પડ્યું હતું. સ્પેન સામે ઘણાં બળવા થયાં અને બોલીવિયાએ સ્વતંત્ર થવા ઘણી લડતો કરી. દેશને ૧૮૨૫માં છેવટે સ્વતંત્રતા પ્રાપ્ત થઈ. દક્ષિણ અમેરિકાના મુક્તિદાતા સાઈમન બોલિવરના નામ પરથી દેશને બોલીવિયા નામ આપવામાં આવ્યું છે.

સ્વતંત્રતા પ્રાપ્તિ પછીનો બોલીવિયાનો ઇતિહાસ ખૂબ જ તોફાની છે. ૧૮૨૫ની સાલથી અત્યાર સુધીમા દેશમા લગભગ ૬૦ ક્રાંતિઓ થઈ છે અને ૭૦ પ્રમુખો સત્તા પર આવ્યા છે આ ઉપરાંત ૧૧ બંધારણો ઘડવામાં આવ્યાં છે. એકે પ્રમુખ એના હોદ્દાના પૂરા સમય સુધી સત્તા પર રહ્યો નથી.

### રાજ્યતંત્ર

૧૯૩૮ના બંધારણ મુજબ બોલીવિયા પ્રજાસત્તાક રાજ્ય છે. પ્રમુખની ચૂંટણી સીધા મતદાનથી દર ચાર વર્ષે થાય છે. ૧૮ સભ્યોની સેનેટ દર છ વર્ષે અને ૬૮ સભ્યોની ચેમ્બર ઓફ ડેપ્યુટી દર ચાર-

વર્ષે ચૂંટાય છે. પ્રમુખ પોતાનું પ્રધાનમંડળ નીમે છે. ૧૯૫૨ સુધી આદિવાસી ઈંડિયનોને મતદાનનો અધિકાર નહોતો.

૧૯૫૨ માં થયેલી ક્રાંતિમાં રાષ્ટ્રીય ક્રાંતિકારી અદિાલને સત્તા હાથમાં લીધી. ૧૯૫૬ ની ચૂંટણીમાં પણ આ પક્ષનો વિજય થયો છે. સરકારની નીતિ ઔદ્યોગિકરણ અને રાષ્ટ્રીયકરણ કરવાની છે. ઇન્ડિયનોને સામાન્ય પ્રજામાં ભેળવી દેવાનાં સરકાર પગલાં લઈ રહેલ છે.

અર્થતંત્ર અને ઉત્પાદન

બોલીવિયાની મુખ્ય ખેતી ઉપજો ઘઉં, ચોખા, ખાંડ, બટેટા, કોકો, જવ, મકાઈ, તમાકુ અને રૂ છે. આમ છતાં યે ઘઉં અને ચોખાની દેશને આયાત કરવી પડે છે.

દુનિયામાં મલાયા પછી સૌથી વધુ ટીન બોલીવિયામાંથી મળે છે. આ સિવાય ચાંદી, તાંબું, ઝિન્ક, એન્ટીમની, સોનું, સીસું, મેંગેનિઝ ઓર, ટંગ્સ્ટન અને પારો એટલાં ખનીજો મળે છે. યુરેનિયમ મળે એવી શક્યતા પણ છે. દક્ષિણ બોલીવિયામાં તેલનાં સમૃદ્ધ ક્ષેત્રો છે પણ હજુ સાધનોના અભાવે જોઈએ એટલું તેલ મેળવી શકાતું નથી.

શિક્ષણ અને ધર્મ

બોલીવિયામાં ૬૯ ટકા વસ્તી નિરક્ષર છે. પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત છે. માધ્યમિક શિક્ષણની શાળાઓ મોટે ભાગે શહેરી વિસ્તારોમાં છે. દેશમાં પાંચ વિદ્યાપીઠો છે.

બોલીવિયાની મોટા ભાગની વસ્તી રોમન કૅથોલિક ધર્મ પાળે છે. ૫૨-૯ ટકા વસ્તી આદિવાસી ઈંડિયનોની છે.

# ૯૦. બ્રાઝિલ

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૩૨,૮૭,૧૯૫ |
| વસ્તી | : | ૬,૦૦,૮૦,૩૪૧ |
| ખંડ | : | દ. અમેરિકા |
| ભાષા | : | પોર્ટુગીઝ |
| પાટનગર | : | રિયોડી જાનેરો (૨૭,૨૫,૨૭૪) |

બ્રાઝિલ લેટિન અમેરિકાનો એક જ એવો દેશ છે કે જેની સંસ્કૃતિ અને ભાષાનો આધાર પોર્ટુગલ છે. દક્ષિણ અમેરિકાનો સૌથી વધુ વિસ્તાર અને વસ્તી ધરાવતો આ દેશ ૧૫૮૦ ની સાલમાં પોર્ટુગીઝ નૌકાદળના એક સેનાપતિએ શોધી કાઢયો હતો. ૧૫૩૨માં બ્રાઝિલ પોર્ટુગલનું સંસ્થાન બન્યું. ૧૮૨૦ માં બ્રાઝિલમાં બળવો થયો અને દેશે પોતાની સ્વતંત્રતાની જાહેરાત કરી. પ્રારંભમાં રાજાશાહીનો અમલ રહ્યો પણ ૧૮૮૯ માં રાજા સામેના બળવા બાદ બ્રાઝિલ પ્રજાસત્તાક રાજ્ય બન્યું.

## રાજયતંત્ર

બ્રાઝિલ પ્રજાસત્તાક રાજ્ય છે અને ૧૯૪૬ ના બંધારણ મુજબ એ વીસ રાજ્યો, પાંચ પ્રદેશો અને એક ફેડરલ જિલ્લાનો બનેલો સંઘ છે. પ્રમુખની ચૂંટણી સીધા મતદાનથી દર ચાર વર્ષે થાય છે. કોંગ્રેસ બે ધારાગૃહોની બનેલી છે. સેનેટના સભ્યો દર વર્ષે ચૂંટાય છે. ત્યારે ચેમ્બર ઓફ ડેપ્યુટીના સભ્યો ચાર વર્ષ માટે ચૂંટાય છે. કોંગ્રેસના સભ્યોની ચૂંટણી સમાન, સીધા અને ફરજિયાત મતાધિકારથી થાય છે

પ્રથમ વિશ્વયુદ્ધ બાદ મહાત્મા ગાંધીજીની આગેવાની નીચે ૧૯મી સદીના છેવટના ભાગમાં સ્થાપાયેલ કોંગ્રેસે આઝાદીની અને સ્વરાજ્યની માગણી કરવા માંડી. અહિંસા અને સત્યના સિદ્ધાન્તોને વળગી રહીને એમણે પોતાનાં આઝાદીનાં આંદોલનો ચલાવ્યાં. લોકોમાં અજબ જાગૃતિ આવી અને છેવટે ૧૯૪૭માં ભારતને આઝાદી મળી. કોંગ્રેસ જ્યારે આઝાદીની લડતો લડતી હતી ત્યારે જ. મહમદઅલી ઝીણાની આગેવાની નીચે મુસ્લિમ લીગ મુસ્લિમો માટે અલગ રાજ્યની માગણી કરતી હતી. આ માગણીના ઝનૂને કોમી વિખવાદો અને તોફાનો જગાવ્યાં. દેશમાં ઠેર ઠેર રક્તપાત થયા અને છેવટે પાકિસ્તાનના અલગ રાજ્યની માગણી સ્વીકારવામાં આવી. ભારતના મુસ્લિમ બહુમતીવાળા વિસ્તારોને ભારતથી અલગ કરીને પાકિસ્તાનના નવા રાજ્યની સ્થાપના થઈ. એ સાથે ભારત પરના વિદેશી શાસનનો અંત આવ્યો અને ૧૯૪૭ની તા. ૧૫મી ઑગસ્ટે ભારત આઝાદ થયું.

ભારતના સ્વતંત્ર રાજ્યના બંધારણની રચના માટે બંધારણ-સભાએ કામ આરંભી દીધું અને ૧૯૫૦ના જાન્યુઆરીની ૨૬મી તારીખે નવું બંધારણ અમલમાં આવ્યું અને ભારતને પ્રજાસત્તાકનો દરજ્જો મળ્યો. આમ છતાં યે ભારત બ્રિટિશ રાષ્ટ્રસમૂહના સભ્ય તરીકે ચાલુ રહ્યું છે.

ભારત વિશ્વસંસ્થા અને રાષ્ટ્રસમૂહનું સભ્ય છે.

ભારતની જમીનની સરહદ ૮,૨૦૦ માઈલ છે, સાગર કિનારો લગભગ ૩,૫૦૦ માઈલ છે. પૂર્વ-પશ્ચિમની લંબાઈ ૧,૭૦૦ માઈલ અને દક્ષિણ-પશ્ચિમની લંબાઈ ૨,૦૦૦ માઈલ છે. વિસ્તારની દષ્ટિએ જગતના દેશોની સરખામણીમાં ભારતનું સ્થાન સાતમું છે. દુનિયાની કુલ વસ્તીના લગભગ ૧૬ ટકા માનવીઓ ભારતમાં વસે છે. ભારત કરતાં વધુ વસ્તી ધરાવતો દેશ એક માત્ર ચીન જ છે. ભારતમાં ૩,૦૧૮ શહેરો અને ૫,૫૮,૦૮૯ ગામડાં છે. ૩૬ કરોડની વસ્તીમાંથી લગભગ

૩૦ કરોડ માણસોની વસ્તી ગામડાંમાં વસે છે. કુલ વસ્તીમાંથી ૧૮ કરોડ ૩૩ લાખ પુરુષો અને ૧૭ કરોડ ૩૫ લાખ સ્ત્રીઓ છે. દર એક હજાર પુરુષોએ સ્ત્રીઓનું પ્રમાણ ૯૪૭નું છે. ભારતમાં અનેક ભાષાઓ અને બોલીઓ છે પણ સત્તાવાર રીતે આસામી, બંગાળી, ગુજરાતી, હિન્દી, કાનડી, કાશ્મીરી, મલાયલમ, મરાઠી, ઉડિયા, પંજાબી, સંસ્કૃત, તામિલ, તેલુગુ, ઉર્દૂ એમ ચૌદ ભાષાઓ મુખ્ય ઠરાવાઈ છે.

## રાજ્યતંત્ર

ભારતના બંધારણ મુજબ રાષ્ટ્રપતિ ભારત સંઘના વહીવટી વડા છે અને સંરક્ષણ દળોની સર્વોપરિ સત્તા પણ એમની પાસે છે. પ્રમુખની ચૂંટણી દર પાંચ વર્ષે થાય છે. સંઘ પાર્લમેન્ટનાં બે ધારાગૃહો છે. રાજ્યસભા અને લોકસભા. લોકસભાની પુખ્ત મતાધિકારના ધોરણે ચૂંટણી થાય છે. લોકસભામાં જે પક્ષને બહુમતી મળી હોય એ પક્ષના નેતાને રાષ્ટ્રપતિ વડા પ્રધાન તરીકે પસંદ કરીને એમને પ્રધાન મંડળ રચવાનું કહે છે. આ રીતે આ દેશનો ખરો વહીવટ પ્રધાનમંડળને હસ્તક છે. આ સિવાય ભારતના બંધારણમાં ઉપરાષ્ટ્રપતિના હોદ્દા માટે પણ જોગવાઈ છે. ૧૯૫૧-૫૨ અને ૧૯૫૭માં થયેલી સામાન્ય ચૂંટણીઓમાં કોંગ્રેસના ઉમેદવારો મોટી બહુમતીથી ચૂંટાઈ આવ્યા છે. માત્ર કેરળ રાજ્યમાં પ્રથમ સામ્યવાદી સરકારની રચના થઈ છે.

કોંગ્રેસ અને સામ્યવાદી પક્ષ ઉપરાંત પ્રજા-સમાજવાદી પક્ષ, રામરાજ્ય પરિષદ, પછાત વર્ગ મહામંડળ, હિંદુ મહાસભા વગેરે અન્ય પક્ષો છે.

ભારત સંઘને કેટલાંક રાજ્યો અને પ્રદેશોમાં વહેંચી નાખવામાં આવ્યો છે. રાજ્યોમાં પુખ્ત મતાધિકારના ધોરણે ચૂંટાયેલી ધારાસભાઓ છે. ઘણાં રાજ્યોમાં ધારાસભાનાં બે ગૃહો છે. આ સિવાય ગવર્નર

૧૯૫૫ ની ચૂંટણીમાં સોશિયલ ડેમોક્રેટિક પક્ષના જુસેલીનો કુબીસ ચેક ડી ઓલીવેરા બ્રાઝિલના પ્રમુખ તરીકે ચૂંટાયા છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

બ્રાઝિલના અર્થતંત્રનો આધાર ખેતી પર છે. પણ દેશની માત્ર ચાર ટકા જમીન પર જ ખેતી થાય છે. બ્રાઝિલમાં કૉફીનું સૌથી વધુ ઉત્પાદન થાય છે જ્યારે કોકોના ઉત્પાદનમાં દુનિયામાં એનું બીજું સ્થાન છે. કૉફી અને કોકોનું ઉત્પાદન અને નિકાસ બંને સરકાર હસ્તક છે. આ સિવાય ચોખા, ઘઉં, મકાઈ, તમાકુ, રૂ, શેરડી, ફળો અને નાળિયેરનો પાક પણ દેશમાં લેવામાં આવે છે.

દેશ ઔદ્યોગિક ક્ષેત્રે બહુ આગળ વધેલો નથી પણ ઝડપથી વિકાસ સધાઈ રહ્યો છે. દેશમાં સિમેન્ટ, પોલાદ, તથા પિગ આયર્નનું ઉત્પાદન થાય છે. દુનિયાની એક મોટામાં મોટી નદી એમેઝોન આ પ્રદેશમાંથી વહેતી હોવાથી વિદ્યુત શક્તિ સારા પ્રમાણમાં મળી શકે તેમ છે.

બ્રાઝિલ કૉફી, રૂ અને કોકોની નિકાસ કરે છે જ્યારે યંત્રો, ઘઉં, વાહનો અને પેટ્રોલિયમની આયાત કરે છે.

૧૯૫૭ ના અંદાજપત્ર મુજબ દેશની વાર્ષિક આવક ૯૩ અબજ ક્રુઝેરો (દેશનું ચલણ) છે. અને ખર્ચ ૧૧૧ અબજ ક્રુઝેરોનું છે.

દેશમાં કોલસો, આયર્ન ઓર, સોનું, મેંગેનિઝ ઓર, પેટ્રોલિયમ, હીરા, બોક્સાઈટ, ગ્રેફાઈટ, ટીટેનિયમ, યુરેનિયમ વગેરે ખનીજો મળે છે.

## શિક્ષણ અને ધર્મ

દેશમાં શિક્ષણ મફત અને ફરજિયાત છે તેમ જ પોર્ટુગીઝ ભાષામાં આપવામાં આવે છે. ૪૯.૬ ટકા વસ્તીને લખતાં-વાંચતાં આવડે છે.

દેશની ૯૫ ટકા વસ્તી રોમન કેથોલિક ધર્મ પાળે છે.

## ૯૧. ભારત

વિસ્તાર : ૧૩,૬૯,૬૪૦ ચો. મા.
વસ્તી : (૧૯૫૫–અંદાજ) ૩૮,૧૬,૯૦,૦૦૦
ખંડ : એશિયા
ભાષા : હિંદી (સત્તાવાર), અંગ્રેજી (૧૯૬૫ સુધી)
પાટનગર : દિલ્હી

ભારત દુનિયાનો એક ખૂબ જ વિશાળ, સમૃદ્ધ અને મોટી વસ્તીવાળો દેશ છે. ઈ. સ. પૂર્વે ૨૪૦૦ અને ૧૫૦૦ દરમિયાન આર્યોએ ભારત પર આક્રમણ કર્યું ત્યારે આ ઉપખંડમાં સંસ્કૃતિનો સારો વિકાસ થયો હતો. ઈ. સ પૂર્વે છઠ્ઠી સદીમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર થવા લાગ્યો. ભારતી ઇતિહાસની પ્રથમ ચોક્કસ તારીખ ઈ. પૂર્વે ૩૨૭ની છે કે જ્યારે મહાન એલેકઝાન્ડરે ભારત પર આક્રમણ કર્યું હતું. આ દરમિયાન ભારત જુદાંજુદા રાજ્યોમાં વિભક્ત હતું.

૧૫૨૬માં મુસલમાનોએ દેશમાં મહાન મોગલ સામ્રાજ્યની સ્થાપના કરી જે ૧૬૫૭ સુધી અસ્તિત્વમાં રહ્યું. ૧૪૯૮માં વાસ્કો ડી ગામાએ ભારતની મુલાકાત લીધી અને એ પછી સો વર્ષ સુધી પોર્ટુગીઝોએ ભારત સાથેના વેપારનો ઇજારો જાળવ્યો. દરમિયાનમાં અંગ્રેજોએ ઈસ્ટ ઇંડિયા કંપનીની સ્થાપના કરી અને ભારતમા કોઠીઓ નાખી પોતાની લાગવગ વધારવા માંડી. અંગ્રેજોએ હિન્દી રાજાઓ, ફ્રેંચ, ડચ અને પોર્ટુગીઝ વેપારીઓ સાથે લડાઈઓ કરવા માંડી એમ કરતાં કરતાં છેવટે ૧૮૫૭ના બળવા બાદ સમગ્ર ભારત પર બ્રિટિશ અમલ નિશ્ચિત બની ગયો.

તેમ જ પ્રધાનમંડળ મળીને રાજ્યનું વહીવટી માળખું બને છે. ૧લી નવેમ્બર ૧૯૫૬થી થયેલી નવી રાજ્યરચના મુજબ દેશ ૧૪ રાજ્યો અને ૬ પ્રદેશોમાં વહેંચાયો છે જે નીચે મુજબ છે :

**રાજ્યો**

આંધ્ર પ્રદેશ, આસામ, બિહાર, મુંબઈ, કેરળ, મધ્ય પ્રદેશ, મદ્રાસ, મહિસુર, ઓરિસ્સા, પંજાબ, રાજસ્થાન, ઉત્તર પ્રદેશ, પશ્ચિમ બંગાળ, જમ્મુ અને કાશ્મીર. કેંદ્રશાસિત પ્રદેશો : દિલ્હી, હિમાચલ પ્રદેશ, મણિપુર, ત્રિપુરા, આંદામાન અને નિકોબાર, લેકડીવ, મિનિકોય અને અમીનદીવ ટાપુઓ.

ભારતની પ્રથમ પંચવર્ષીય યોજના જે ૨,૦૬૯ કરોડ રૂપિયાની હતી એ પૂરી થઈ છે અને હવે બીજી પંચવર્ષીય યોજનાનો અમલ થઈ રહ્યો છે. બીજી યોજનાનાં પાંચ વર્ષ દરમિયાન ૪,૮૦૦ કરોડ રૂપિયાનો ખર્ચ થશે. બીજી યોજનામાં ભારે ઉદ્યોગોના વિકાસ પર ભાર મૂકવામાં આવ્યો છે પણ કૃષિ વિકાસને પણ સારું એવું મહત્ત્વ અપાયું છે.

**અર્થતંત્ર અને ઉત્પાદન**

ભારત ખેતીપ્રધાન દેશ છે અને એની મુખ્ય ખેતી ઉત્પન્નોમાં ચોખા, ઘઉં, શણ, કઠોળ, ભોંયશીંગ, રૂ, કોફી, ચા, શેરડી, તમાકુ, રબર વગેરેનો સમાવેશ થાય છે. દેશમાં લોખંડ, કોલસો, અબરખ, તાંબું, સોનું, બોક્સાઈટ, ક્રોમાઈટ વગેરે ખનીજો મળે છે. ભારતમા કાપડ અને શણની મિલો તથા પોલાદના કારખાનાં ઉપરાત કાપડ ઉદ્યોગનાં યંત્રો, વીજળી પંપ, રેડિયો, સાયકલ, સિમેન્ટ, કાગળ, દીવાસળી, રેલવે એન્જિનો, મોટરકાર, સીવવાના સંચા વગેરે ઉદ્યોગો છે. એ ઉપરાંત ઔદ્યોગિક વિકાસ ઝડપભેર સધાઇ રહ્યો છે. ગ્રામોદ્યોગો અને ગૃહઉદ્યોગો પણ સરકારની સહાયથી વિકસી રહ્યા છે

દેશ ચા, શણ, કાપડ, આયર્ન ઓર, બીજાં ખનીજો વગેરેની નિકાસ કરે છે જ્યારે આયાતમાં પેટ્રોલિયમ, યંત્રો, રૂ, ચોખા અને અન્ય ધાન્યોનો સમાવેશ થાય છે.

**શિક્ષણ અને ધર્મ**

દેશમાં શિક્ષણના વિકાસ માટે વિવિધ પગલાં લેવાઈ રહ્યાં છે. ટેકનિકલ શિક્ષણ પર વધુ ભાર મૂકવામાં આવે છે. લગભગ ૮૩ ટકા વસ્તી નિરક્ષર છે.

દેશની ૮૫ ટકા વસ્તી હિંદુઓની, દસ ટકા વસ્તી મુસ્લિમોની, ૨.૪ ટકા વસ્તી ખ્રિસ્તીઓની, ૧.૭ ટકા શીખ અને બાકીની બીજી વસ્તી છે.



## ૯૨. ભૂતાન

વિસ્તાર : ૧૯,૩૦૫ ચો. મા.
વસ્તી : ૬,૨૩,૦૦૦
ખંડ : એશિયા
ભાષા : તિબેટન બોલી
પાટનગર : થુનાખા

ભૂતાન આંશિક સ્વતંત્રતા ભોગવતો દેશ છે. ૧૯૪૯માં ભારત સાથે થયેલી સંધિ મુજબ ભૂતાનની વિદેશી બાબતો ભારતના અંકુશમાં છે. ભારત ભૂતાનને આર્થિક સહાય આપે છે. ભૂતાન હિમાલયની દક્ષિણે આવ્યું છે. દેશ પર નવમી સદીમાં તિબેટના કેનિરાજે

હુમલો કર્યો હતો અને પછી તેઓ ત્યાં જ વસી ગયા હતા, એમ કહેવાય છે. ૧૮૬૫માં ભારતમાંના બ્રિટિશ સૈનિકોએ એના પર આક્રમણ કર્યું હતું અને એ વખતે ભૂતાને સંધિ કરી હતી. જે મુજબ એણે સારા વર્તાવની ખાતરી આપી હતી. આના બદલામાં એને આર્થિક સહાય આપવાનું નક્કી થયું હતું.

ભૂતાનમાં રાજાશાહીનો અમલ છે. અત્યારના રાજા મહારાજા ઝીગમે દોરજી વાંગચુક છે.

દેશનો મુખ્ય પાક ચોખા, મિલેટ અને બીજાં ધાન્યોનો છે. ધાતુકામ, વણાટકામ વગેરે ગૃહઉદ્યોગો ચાલે છે.

દેશની વસ્તી બૌદ્ધ ધર્મ પાળે છે.

## ૯૩. મલાયાનું સમવાયતંત્ર

વિસ્તાર : ૫૦,૬૯૦ ચો. મા.
વસ્તી : ૬૦,૫૮,૩૧૭
ખંડ : એશિયા
ભાષા : અંગ્રેજી, મેલે, ચીની અને તામિલ.
પાટનગર : કવાલાલમ્પુર (૧,૭૫,૯૬૧)

મલાયાના સમવાયતંત્રમાં ૯ રાજ્યો અને પિનાંગ તથા મલાક્કાની બે બ્રિટિશ વસાહતોનો સમાવેશ થાય છે. ૧૯ અને ૨૦મી સદીના આરંભમાં રાજકીય અને વેપારી શોષણની ક્રિયા–પ્રક્રિયા દ્વારા આ બધા વિસ્તારોને બ્રિટનના અંકુશ નીચે લાવવામાં આવ્યા હતા. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન જાપાનનાં દળોએ આ પ્રદેશ પર કબજો

જમાવ્યો હતો. ૧૯૪૫ સુધી એ જાપાની કબજામાં રહ્યો. ૧૯૪૮માં સમવાયતંત્રની સ્થાપના કરવામાં આવી. આ પછીનાં કેટલાંક વર્ષો દરમિયાન સામ્યવાદીઓએ ગેરીલા પ્રવૃત્તિ ચલાવી અને બ્રિટિશ સરકારને એની સામે પગલાં લેવાં પડયાં. ૧૯૫૬–૫૭ દરમિયાન મલાયા અને બ્રિટિશ સરકાર વચ્ચે થયેલી સમજૂતી મુજબ સમવાયતંત્રને રાષ્ટ્ર-સમૂહની અંદર સંપૂર્ણ સ્વતંત્રતા મળી છે.

### રાજ્યતંત્ર

મલાયામાં બંધારણીય રાજાશાહીનો અમલ છે. સમવાયતંત્રમાં વડા પ્રધાન અને પ્રધાનમંડળ એમને સહાય કરે છે. બે ધારાગૃહોવાળી પાર્લામેન્ટને હસ્તક ધારાકીય સત્તા છે. ૧૯૫૯માં નવા બંધારણ મુજબ પાર્લામેન્ટની પ્રથમ ચૂંટણી થશે. એ દરમિયાન ધારાકીય સત્તા અત્યારની ધારાસભાને હસ્તક છે. દરેક રાજ્યમાં બંધારણીય સરકાર છે. મલાક્કા અને પિનાંગ સિવાય બધાં રાજ્યોમાં રાજાશાહી છે.

મલાયા વિશ્વસંસ્થાનું સભ્ય છે.

### અર્થતંત્ર અને ઉત્પાદન

મલાયાની ખેતી હેઠળની કુલ જમીનની ૬૫ ટકા જમીન પર રબરનો પાક લેવામાં આવે છે. આ સિવાય નાળિયેર, કોપરેલ તેલ, ચા, ચોખાનો પાક થાય છે. મલાયા રબર અને ટીનની નિકાસ કરે છે. દેશમાં ટીન, આયર્ન ઓર, કોલસો, મેંગેનીઝ ઓર વગેરે ખનીજો મળે છે.

### શિક્ષણ અને ધર્મ

મલાયામાં શિક્ષણનો વિકાસ સાધવા પ્રયાસ થઈ રહ્યા છે. એની વસ્તીમાં ૨૧ લાખ જેટલા ચીનાઓ, ૨૭ લાખ જેટલા મલાયનો ને બાકીના વિવિધ જાતિના લોકો છે.

દેશના લોકો મુખ્યત્વે ઈસ્લામ, ખ્રિસ્તી અને બૌદ્ધ ધર્મ પાળે છે

## ૪. મસ્કત અને ઓમાન

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૮૨,૦૦૦ ચો. મા. |
| વસ્તી | : | ૫,૫૦,૦૦૦ |
| ખંડ | : | એશિયા |
| ભાષા | : | અરેબિક |
| પાટનગર | : | મસ્કત (૫,૫૦૦) |

મસ્કત અને ઓમાન અરેબિયાના પૂર્વ ખૂણે આવેલાં છે. મોટા ભાગની વસ્તી આરબોની છે મસ્કત અને માતરાહ ગામોમાં ભારતીઓની વસ્તી પણ ઠીકઠીક છે. મસ્કત અને ઓમાન ૧૯ મી સદીથી બ્રિટિશ રક્ષણ હેઠળ છે. ૧૯૫૧ની સાલમાં જ બંને દેશો વચ્ચે પંદર વર્ષના વેપારી અને મૈત્રી કરારો થયા છે.

મસ્કત અને ઓમાનમાં સુલતાનનું રાજ્ય છે. અત્યારના સુલતાન સૈયદ સૈદ બીન તૈમુર છે.

દેશમાં મુખ્ય પેદાશ ખજૂરની છે. શેરડીનો થોડો પાક થાય છે અને પશુઉછેર પણ થાય છે. આ પ્રદેશના ઊંટ દુનિયામાં સૌથી સરસ ગણાય છે. બુરેમી નજીક તેલક્ષેત્રો મળે એવી શક્યતાને લીધે આ વિસ્તારનું મહત્ત્વ વધ્યું છે. ઉદ્યોગો ખાસ નથી.

મુખ્ય વેપાર ભારત અને પાકિસ્તાન સાથે છે. દેશમાં ધાન્ય, ચા, સિગારેટ, દીવાસળી, ખાંડ, કાપડની આયાત થાય છે અને ખજૂર, સુકવેલી માછલીની નિકાસ થાય છે.

## ૯૫. માડાગાસ્કર

| | |
|---|---|
| વિસ્તાર | ૨,૨૮,૦૦૦ ચો મા |
| વસ્તી | ૪૩,૬૯,૦૦૦ |
| ખંડ | આફ્રિકા |
| પાટનગર · | ટેનેનેરીવ |

માડાગાસ્કર દુનિયાનો ચોથા નંબરનો સૌથી મોટો ટાપુ છે. એ ૯૯૫ માઈલ લાંબો અને ૨૫૦ માઈલ પહોળો છે ૧૮૮૫ સુધી આ ટાપુ સ્વતંત્ર હતો પણ ફ્રેંચ રક્ષણ નીચે આવ્યા પછી એ ફ્રેંચ સંસ્થાન બન્યો

ટાપુનો વહીવટ ફ્રેંચ હાઈ કમિશનરને હસ્તક છે જે કારોબારી સમિતિ અને પ્રતિનિધિસભાની સહાયથી વહીવટ ચલાવે છે.

લોકોનો મુખ્ય વ્યવસાય ખેતી અને પશુઉછેરનો છે મુખ્ય પાક કોફી, ચોખા, તમાકુ, શેરડી, કેળાં, મકાઈ, નાળિયેરનો છે. ગ્રેફાઈટ, લાખ, ફોસ્ફેટ, સોનું વગેરે ખનીજો મળે છે જંગલ સંપત્તિ પણ સારી છે

યુરોપા, જોન ડાનોવા, બેસાર દ ઇંડિયા, ગ્લોરીઅસેસ વગેરે પ્રદેશો માડાગાસ્કર સાથે જોડાયેલા છે કોમોરો ટાપુઓ પણ પહેલાં માડાગાસ્કર સાથે હતા પણ ૧૯૪૭ થી એ સ્વશાસન ભોગવતો ફ્રેંચ પ્રદેશ બનેલ છે.

## ૯૬. માલ્ટા

વિસ્તાર : ૧૨૧.૮ ચો. મા.
વસ્તી : ૩,૧૫,૯૫૨
ખંડ : યુરોપ
ભાષા : માલ્ટીઝ
પાટનગર : વેલેટા (૧૮,૮૦૧)

ઈ. સ. ૧૮૦૦ની સાલમાં બ્રિટને ફ્રાંસ પાસેથી માલ્ટા કબજે કર્યું. ૧૮૧૪માં એને બ્રિટિશ સંસ્થાનનો દરજ્જો મળ્યો. માલ્ટા મહત્ત્વનું બ્રિટિશ નૌકામથક છે. બીજા વિશ્વયુદ્ધમાં એણે ખૂબ જ વીરતા બતાવી હતી અને એ માટે એને જ્યોર્જ ક્રોસ એનાયત કરવામાં આવ્યો હતો.

૧૯૪૭ના બંધારણ મુજબ માલ્ટાને અમુક પ્રમાણમાં સ્વશાસન મળ્યું છે. પુખ્ત મતાધિકારના ધોરણે ચુંટાયેલી ૪૦ સભ્યોની ધારાસભાનો આંતરિક બાબતો પર સંપૂર્ણ અંકુશ છે. પણ સંરક્ષણ, ચલણ, વિદેશી બાબતો વગેરે ગવર્નરના અનામત વિષયો છે. માલ્ટાનો એક વર્ગ બ્રિટનના એક ભાગ તરીકેનો માલ્ટાને માટે દરજ્જો માગે છે ત્યારે બીજો પક્ષ સાંસ્થાનિક સ્વતંત્રતા માગે છે. ૧૯૫૬માં લેવાયેલા લોકમતમાં ૭૫ ટકા મતદારોએ માલ્ટાને બ્રિટન સાથે જોડવાની દરખાસ્તની તરફેણ કરી હતી. લોકમતમાં ૬૦ ટકા મતદારોએ મતદાન કર્યું હતું.

સંસ્થાનના અંદાજપત્રને સમતોલ બનાવવા માટે બ્રિટન આર્થિક સહાય આપે છે. ખેતીના પાકમાં બટેટા, ધાન્ય અને ફળોનો સમાવેશ થાય છે.

●

## ૯૭. મેક્સિકો

વિસ્તાર : ૭,૬૦,૩૭૩ ચો. મા.
વસ્તી : ૩,૦૫,૩૮,૦૦૦
ખંડ : ઉત્તર અમેરિકા
ભાષા : સ્પેનિશ
પાટનગર : મેક્સિકો (૨૨,૩૪,૭૯૫)

સોળમી સદીથી ૧૮૨૧ સુધી મેક્સિકો પર સ્પેનનો કબજો હતો. ૧૮૬૭ની સાલમાં અમેરિકા, ઑસ્ટ્રીઆ અને ફ્રાંસ સાથે થયેલી કેટલીક લડાઈઓ બાદ મેક્સિકોના પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના થઈ. બંધારણ મુજબ મેક્સિકો ૨૯ રાજ્યો, ૨ પ્રદેશો અને મેક્સિકો શહેરનું બનેલું સમવાયતંત્ર છે.

### રાજ્યતંત્ર

મેક્સિકો પ્રજાસત્તાક રાજ્ય છે. એના પ્રમુખની ચૂંટણી દર ૭ વર્ષે થાય છે. વહીવટી સત્તા પ્રમુખ અને પ્રધાનમંડળને હસ્તક છે. દેશની ધારાકીય સત્તા બે ધારાગૃહોની બનેલી કોંગ્રેસને હસ્તક છે. ૧૬૨ સભ્યોની ચેમ્બર ઓફ ડેપ્યુટીની ચૂંટણી દર ત્રણ વર્ષે થાય છે. ૬૦ સભ્યોની સેનેટની ચૂંટણી દર ૭ વર્ષે થાય છે ૧૯૫૩ ની સાલથી સ્ત્રીઓને મતાધિકાર મળ્યો છે.

મેક્સિકો વિશ્વસંસ્થાનુ સભ્ય છે.

### અર્થતંત્ર અને ઉત્પાદન

મેક્સિકોની જમીન ફળદ્રુપ છે પણ એમ છતાં યે એને અનાજની આયાત કરવી પડે છે. મુખ્ય પાક મકાઈ, જવ, રૂ, ઘઉં ને

દેશમાં ગંધકનો પણ વિપુલ જથ્થો છે અને તેલક્ષેત્રો પણ સારા પ્રમાણમાં છે. આ ઉપરાંત યુરેનિયમ, સીસું, સોનું, ચાંદી, તાંબું, જસત, ઝિન્ક એટલાં ખનીજો મળે છે અને નિકાસ થાય છે. કોફી પણ થાય છે. દેશનું ઔદ્યોગિક ઉત્પાદન વધારવા માટે વિકાસની બીજી યોજનાઓ કરવામાં આવી છે. ૧૯૫૧ થી ૧૯૫૬ સુધીમાં ઔદ્યોગિક ઉત્પાદન બમણું થયું છે.

મેક્સિકો રૂ, કોફી, તાંબું, સીસું અને ઝિન્કની નિકાસ કરે છે જ્યારે યંત્રો, વાહનો અને લોખંડ તેમ જ પોલાદની બનાવટો આયાત કરે છે.

### શિક્ષણ અને ધર્મ

દેશમાં ૬ થી ૧૬ વર્ષના વિદ્યાર્થીઓને મફત, ફરજિયાત શિક્ષણ આપવામાં આવે છે. દેશની ૩૮ ટકા વસ્તી નિરક્ષર છે.

મેક્સિકોની મોટા ભાગની વસ્તી રોમન કૅથોલિક ધર્મ પાળે છે.

## ૯૮. મૉનેકો

વિસ્તાર : ૫૯ ચો. મા. (૩૭૫ એકર)
વસ્તી : ૨૦,૪૨૨
ખંડ : યુરોપ
ભાષા : ફ્રેન્ચ
પાટનગર : મૉનેકો (૧,૮૬૦)

ભૂમધ્ય સમુદ્રના કિનારા પર આવેલો આ પ્રદેશ પ્રારંભમાં ૮૦૦ વર્ષ સુધી સ્વતંત્ર હતો પણ એ પછી મોનેકોનો કબજો ફ્રાંસે લઈ લીધો હતો. ૧૮૧૫ માં તેને સાર્ડિનિયાના રક્ષણ નીચે મૂકવામાં આવ્યું હતું પણ ૧૮૬૧ માં એણે પુન: ફ્રાંસનું સાર્વભૌમત્વ સ્વીકાર્યું પણ એ સાથે એણે એની આંતરિક સ્વતંત્રતા જાળવી રાખી.

મોનેકો રાજાશાહી પ્રદેશ છે. ૧૯૧૧ ના બંધારણ મુજબ વહીવટી સત્તા રાજા અને પ્રધાનમંડળને હસ્તક છે. ૧૮ સભ્યોની ધારાસભા દર ચાર વર્ષે સીધા મતદાનથી ચૂંટાય છે. અત્યારના રાજા પ્રિન્સ રેઈનર ત્રીજા છે.

પ્રદેશની આવકનો સૌથી મોટો આધાર પ્રવાસીઓમાંથી થતી આવક પર છે; દર વર્ષે લગભગ ૧૫ લાખ સહેલાણીઓ મોનેકોમાં આવે છે.



## ૯૯. મોરીશિયસ

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૮૦૫ ચો. મા. |
| વસ્તી | : | ૫,૫૫,૫૩૬ |
| ખંડ | : | આફ્રિકા |
| પાટનગર | : | પોર્ટ લૂઈ (૭૪,૯૫૦) |

ઈ. સ. ૧૫૧૧માં પોર્ટુગીઝોએ મોરીશિયસનો ટાપુ શોધી કાઢ્યો

હતો. એ પછી ૧૬૩૮માં હોલેન્ડે ત્યાં વસાહત સ્થાપી. પણ ૧૭૧૦માં એણે આ ટાપુ છોડી દીધો અને ૧૭૧૫માં ફ્રાન્સે એનો કબજો લીધો. ૧૮૧૦માં બ્રિટને ફ્રાંસ પાસેથી મોરીશિયસ જીતી લીધું. હજુ યે આ વિસ્તારમાં ફ્રેંચ ભાષા અને ફ્રેંચ કાયદા ચાલે છે.

વહીવટ ગવર્નર અને કારોબારી સમિતિને હસ્તક છે.

મકાઈ, ચા, ચોખા, તમાકુ, શેરડી એ આ પ્રદેશનો મુખ્ય પાક છે. મોરીશિયસ ખાંડની નિકાસ કરે છે.

## ૧૦૦. મોરોક્કો

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૧,૭૪,૫૫૩ ચો. મા. |
| વસ્તી | : | ૯૭,૦૦,૦૦૦ |
| ખંડ | : | આફ્રિકા |
| ભાષા | : | અરેબિક, ફ્રેંચ, સ્પેનિશ |
| પાટનગર | : | રબાત (૧,૫૬,૨૦૯) |

મધ્ય યુગથી મોરોક્કોના સુલતાનનો અમલ મોરોક્કો પર રહ્યો છે. ૧૭મી અને ૧૮મી સદીમાં પણ દેશ યુરોપ સાથે વેપાર સંબંધ રાખતો હતો. ૧૯મી સદીમાં ફ્રેંચ અને સ્પેનિશ લોકો સાથેની અથડામણ વધી ગઈ. છેવટે ૧૯૦૪માં ફ્રાંસ અને સ્પેને મોરોક્કોને બે ભાગમાં વહેંચીને ત્યાં પોતાની સત્તા જમાવી. ૧૯૧૨માં એને રક્ષિત વિસ્તારોનો દરજ્જો મળ્યો. ફ્રેંચ મોરોક્કો પર જર્મનીએ

કબ્જો મેળવવા ઘણા પ્રયાસ કર્યો હતા પણ છેવટે જર્મનીએ મોરોક્કો પરના ફ્રાંસના અધિકારનો સ્વીકાર કર્યો હતો. વર્ષો સુધી મોરોક્કોમાં ચાલેલી અશાન્તિ બાદ ફ્રેંચ સરકારે ૧૯૫૬ માં મોરોક્કોને સ્વતંત્રતા આપી. એ પછી સ્પેનિશ સરકારે પણ પોતાના કબ્જા હેઠળના મોરોક્કોને સ્વતંત્ર બનાવ્યું અને એના પરનો કબ્જો છોડી દીધો.

## રાજ્યતંત્ર

દેશનું નવું બંધારણ હજુ તૈયાર થયું નથી. એ દરમિયાન અત્યારે તો મોરોક્કોમાં સુલતાનનો રાજ્ય અમલ ચાલે છે. વડા પ્રધાન અને પ્રધાનમંડળ એને વહીવટમાં સલાહ આપે છે અને મદદ કરે છે.

મોરોક્કો વિશ્વસંસ્થાનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

મોરોક્કો ખેતીપ્રધાન દેશ છે. મુખ્ય પાક ઘઉં, જવ, ફળો, ખજૂર, ઓલિવનો છે. ઘેટાં વગેરે પશુઉછેરનો વ્યવસાય પણ ચાલે છે.

રસાયણો, ચામડાં, દારૂ અને કાપડ બનાવવાના ઉદ્યોગો ચાલે છે.

મોરોક્કો ફોસ્ફેટ, જવ અને ઓલિવ તેલ, આયર્ન ઓરની નિકાસ કરે છે અને ખાંડ, વાહનો, પેટ્રોલિયમ, કાપડ, ચાની આયાત કરે છે.

ખનીજ સંપત્તિમાં ફોસ્ફેટ, કોલસો, કોબાલ્ટ, આયર્ન ઓર, મેંગેનીઝ ઓર વગેરેનો સમાવેશ થાય છે.

## શિક્ષણ અને ધર્મ

મોટા ભાગની દેશી વસ્તી નિરક્ષર છે. યુરોપિયનો માટે શિક્ષણની વ્યવસ્થા છે. દેશી વસ્તીમાં મોટો ભાગ બર્બર જાતિના લોકોનો છે.

દેશની મોટા ભાગની વસ્તી ઇસ્લામ ધર્મ પાળે છે.

## ૧૦૧. યુગાન્ડા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૯૩,૯૮૧ ચો. મા. |
| વસ્તી | : | ૫૩,૪૩,૦૦૦ |
| ખંડ | . | આફ્રિકા |
| ભાષા | : | બાન્ટુ જાતિની બોલીઓ |
| પાટનગર | : | એન્ટેબ (૭,૯૪૨) |

૧૮૯૦ ની સાલમાં યુગાન્ડા બ્રિટિશ રક્ષણ નીચે આવ્યું, ત્યારથી એના પર બ્રિટનનો જ અમલ રહ્યો છે. એની કુલ વસ્તીમાં ૪૯,૧૪,૨૧૧ આફ્રિકનો, ૩૩,૭૬૭ હિન્દીઓ, ૬,૬૦૦ યુરોપિયનોનો સમાવેશ થાય છે. ૧૯૫૫માં યુગાન્ડામાં દાખલ કરાયેલા રાજકીય સુધારાઓ મુજબ એની ધારાસભામાં આફ્રિકનો અને બિન-આફ્રિકનો દરેકને ૩૦-૩૦ બેઠકો આપવામાં આવી છે. સાત સભ્યોની કારોબારી સમિતિ છે, જેમાં પાંચ આફ્રિકનો હોય છે. કારોબારીની સમિતિમાંથી પાંચ સભ્યોને પ્રધાનોનો દરજ્જો છે, જેમાં ત્રણ આફ્રિકનો હોય છે.

ખેતીનો વ્યવસાય મહદ્ અંશે આફ્રિકનોને હસ્તક છે મુખ્ય પાક રૂ, કૉફી, મકાઈ, ભોંયશીંગ, ખાંડ, ચા વગેરે છે આ વિસ્તારના ઔદ્યોગિક વિકાસની યોજનાઓ પણ કરવામાં આવી છે. સિમેન્ટનું કારખાનું, સુતરાઉ કાપડની મિલો અને રસાયણોનાં કારખાનાં નખાઈ રહ્યાં છે. તાંબું, લોખંડ, લાઈમસ્ટોન વગેરે ખનીજો પણ છે.

# ૧૦૨. યુગોસ્લેવિયા

વિસ્તાર : ૯૯,૭૦૦ ચો. મા.
વસ્તી : ૧,૭૭,૯૯,૦૦૦
ખંડ : યુરોપ
ભાષા : સેબો-ક્રોટ, સ્લોવેન, મેસીડોનિયન
પાટનગર : બેલગ્રેડ (૪,૬૯,૯૮૮)

યુગોસ્લેવિયામાં સર્બિયા, ક્રોસિયા, સ્લોવેનિયા, મોન્ટીનીગ્રો, બોસનિયા, હર્ઝગોવિના અને મેસીડોનિયાના પ્રદેશોનો સમાવેશ થાય છે. ૧૯૫૪માં ટ્રિયસ્ટેનો કેટલોક પ્રદેશ એમાં ભળ્યો છે.

મધ્ય યુરોપથી તે બાલ્કન સુધી વિસ્તરેલા યુગોસ્લેવિયાના જુદા જુદા ભાગો અનેકવિધ જુદીજુદી અસર નીચે આવેલા છે. ૧૯૧૮માં યુગોસ્લેવિયાના અલગ રાજ્યની સ્થાપના થઈ અને દક્ષિણના સ્લાવ વિસ્તારોનું એક એકમ રચાયું. પ્રારંભમાં, યુગોસ્લેવિયામાં રાજાશાહી હતી. બીજા વિશ્વયુદ્ધમાં જર્મનીએ યુગોસ્લેવિયા કબજે કર્યાં બાદ બે પક્ષો જર્મનીનો સામનો કરતા હતા. એમાંથી છેવટે માર્શલ ટીટોની આગેવાની નીચેનો રાષ્ટ્રીય મુક્તિ મોરચા નામનો પક્ષ જ જર્મનીનો છેવટ સુધી સખત સામનો કરતો રહ્યો. ૧૯૪૪માં બેલગ્રેડ મુક્ત થયું અને રાજા પિટરે ગાદીત્યાગ કર્યો. યુગોસ્લેવિયાને પ્રજાસત્તાક બનાવવામાં આવ્યું. ૧૯૪૫માં થયેલી ચૂંટણીમાં માર્શલ ટીટોના પક્ષને બહુમતી મળી અને એ રીતે યુગોસ્લેવિયામાં સામ્યવાદી તંત્રનો પ્રારંભ થયો. માર્શલ ટીટો યુગોસ્લેવિયાના પ્રમુખ બન્યા. ૧૯૪૬ થી

૧૯૪૮ સુધી માર્શલ ટીટોએ સ્વતંત્ર સામ્યવાદી નીતિ અપનાવીને પશ્ચિમના દેશોનો વિરોધ વહોરી લીધો. એમ છતાં, એણે મોસ્કોનું વર્ચસ્વ સ્વીકારવાનો પણ ઇનકાર કર્યો. પરિણામે રશિયાનો એને વિરોધ સહન કરવો પડ્યો. પશ્ચિમની સત્તાઓ સાથે યુગોસ્લેવિયાને સમાધાન થયું. એને અમેરિકા તેમ જ આંતરરાષ્ટ્રીય બૅંકની આર્થિક સહાય મળી. દેશે ૧૯૫૬ થી રશિયા સાથે પુનઃ સંબંધો શરૂ કર્યા છે, પણ યુરોપમાં યુગોસ્લેવિયા જ એક એવું સામ્યવાદી રાજ્ય છે કે જે રશિયા સાથેના લશ્કરી જોડાણમાં ભળ્યું નથી.

## રાજ્યતંત્ર

યુગોસ્લેવિયા સમવાયી પ્રજાસત્તાક છે. એમાં છ પ્રજાસત્તાકોનો સમાવેશ થાય છે. પ્રજાસત્તાકના વડા તરીકે પ્રમુખ છે, જે દર ચાર વર્ષે ચૂંટાય છે. સમવાયી કાઉન્સિલમાંથી કારોબારી સમિતિ ચૂંટવામાં આવે છે, જેના અધ્યક્ષ પ્રમુખ હોય છે, આ સમિતિ પ્રમુખને વહીવટ ચલાવવામાં સહાય કરે છે.

સમવાયી પ્રજાકીય ધારાસભા એ ગૃહોની બનેલી છે. એક સમવાયી કાઉન્સિલ પુખ્ત મતાધિકારના ધોરણે દર ચાર વર્ષે ચૂંટવામાં આવે છે. બીજી, ઉત્પાદકોની સમિતિના સભ્યો, ૭૦,૦૦૦ સહિત કામદારોએ એક સભ્ય, એ હિસાબે દર ચાર વર્ષે ચૂંટાય છે.

યુગોસ્લેવિયા સાથે જોડાયેલાં છ પ્રજાસત્તાકોની પોતાની પ્રજાકીય ધારાસભાઓ છે.

અત્યારે યુગોસ્લેવિયાના પ્રમુખ તરીકે માર્શલ ટીટો છે, જેની પાસે લગભગ સરમુખત્યારી સત્તા છે.

યુગોસ્લેવિયામાં એક જ પક્ષ છે અને તે યુગોસ્લેવિયાના કામદારોનો સમાજવાદી સંઘ—જે વાસ્તવમાં સામ્યવાદીઓનો પક્ષ છે.

યુગોસ્લેવિયા વિશ્વસંસ્થાનું સભ્ય છે. .

## અર્થતંત્ર અને ઉત્પાદન

યુગોસ્લેવિયાના અર્થતંત્રનો આધાર ખેતી પર છે. મુખ્ય પાક મકાઈ અને ઘઉંનો છે. આ સિવાય બટેટા, દ્રાક્ષ, ઓટ, જવ, રાઈ, તમાકુ, રૂ, ઓલિવ, ચોખા, ફળો વગેરેનો પાક પણ થાય છે. પશુ-ધનમાં ૫૧ ટકા ઘેટાં છે.

દેશનું ઔદ્યોગિકરણ કરવા ઝડપી પગલાં લેવાઈ રહ્યાં છે. ખેતી વિકાસના ભોગે ઔદ્યોગિકરણ પર ધ્યાન આપવામાં આવે છે. આમ છતાં યે અર્થતંત્રના આધાર તરીકે તો ખેતીને જ ગણવામાં આવે છે. ૧૯૫૫માં યુગોસ્લેવિયાએ રશિયા સાથે વેપારી, આર્થિક અને ટેકનિકલ સહકાર માટે કરારો કર્યા હતા. અમેરિકા પણ એને સહાય કરે છે. જંગલ સંપત્તિ પણ મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

ઉદ્યોગોમાં ઇમારતી લાકડાંની મિલો, કાગળની મિલો, લોખંડ અને પોલાદનાં, સિમેન્ટ, મશીનરી, વાહનો, રાસાયણિક ખાતર, કાચ, વીજળીનો સામાન અને જહાજ બાંધકામનાં કારખાનાં છે.

યુગોસ્લેવિયાની મુખ્ય નિકાસ વનસ્પતિની ઉત્પન્નો, ધાતુઓ અને એની ઉત્પન્નો, ઇમારતી લાકડું વગેરેની છે. આ સિવાય ખાદ્ય પદાર્થો, તમાકુ, રસાયણો અને કાપડની નિકાસ પણ થાય છે. જ્યારે મશીનરી, બળતણ, વીજળીનાં યંત્રો, વાહનો, તેલ, રસાયણોની એ આયાત કરે છે.

ખનીજ સંપત્તિમાં લિગ્નાઇટ, કોલસો, તાંબું, આયર્ન ઓર, સીસું, ઝિન્ક, બોક્સાઈટ, મેંગેનિઝ, મીઠું અને પારાનો સમાવેશ થાય છે.

## શિક્ષણ અને ધર્મ

પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત છે. ૧૯૫૩માં નિરક્ષરતાન

પ્રમાણ ૧૦ ટકા જેટલું હતું. કૉલેજો અને વિદ્યાપીઠોમાં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યા ૬૦ હજાર જેટલી છે.

યુગોસ્લેવિયાની ૪૨ ટકા વસ્તી સર્બિયન ઑર્થોડોક્સ ધર્મ, ૩૨ ટકા વસ્તી રોમન કેથોલિક, ૧૨ ટકા વસ્તી ઇસ્લામ ધર્મ અને બાકીની વસ્તી અન્ય ધર્મો પાળે છે



## ૧૦૩. ગ્રેટ બ્રિટન અને ઉત્તર આયરલૅન્ડનું સંયુક્ત રાજ્ય

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૯૩,૫૯૯ ચો. મા. |
| વસ્તી | : | ૫,૧૨,૦૯,૦૦૦ |
| ખંડ | : | યુરોપ |
| ભાષા | : | અંગ્રેજી, વેલ્સ, ગાલિક |
| પાટનગર | : | લંડન (૮૩,૪૬,૧૩૭) |

ગ્રેટ બ્રિટન પર પહેલી સદીમાં રોમનોએ હુમલા કર્યા હતા. ચોથી સદીમાં રોમન સત્તાનો અંત આવ્યા પછી વિવિધ લોકોએ એના પર હુમલા કર્યા. છેવટે ૧૧ મી સદીમાં દેશ ડેનિશ હકૂમત નીચે સંગઠિત થયો. ગ્રેટ બ્રિટનમાં સદીઓ થયા રાજાશાહી છે પણ આપખુદ રાજાશાહીમાંથી ધીરે ધીરે એનું બંધારણીય રાજાશાહીમાં રૂપાન્તર થયું છે. ૧૨૫૪ માં મેગ્ના કાર્ટાની અરજી દ્વારા બ્રિટિશ લોકોએ સૌ પ્રથમ પોતાના અધિકારો આગ્રહપૂર્વક આગળ કર્યા. આ બાદ

પણ લોકોએ રાજાના આપખુદ વર્તન સામે ઘણી વાર માથું ઊંચક્યું છે આમ છતાં યે બ્રિટિશ લોકોને પોતાના રાજા–રાણી પ્રત્યે ઘણા ઊંડા આદરની લાગણી છે

ગ્રેટ બ્રિટનના પ્રદેશમાં ઇંગ્લાંડ, સ્કૉટલૅન્ડ, વેલ્સ અને ઉત્તર આયરલૅન્ડ એટલા વિસ્તારોનો સમાવેશ થાય છે ઉત્તર આયરલૅન્ડ સિવાય કોઈ પણ પ્રદેશને આંતરિક સ્વશાસન નથી બ્રિટન ખૂબ જ આગળ વધેલો દેશ છે લોકો સુખી અને સમૃદ્ધ છે અને સામાજિક સેવાઓ અને જનકલ્યાણના ઘણા કાર્યક્રમો અમલમાં આવ્યા છે

રાજ્યતંત્ર

ગ્રેટ બ્રિટનમાં બંધારણીય રાજાશાહીનો અમલ છે લેખિત બંધારણ નથી પરંપરા, રૂઢિ અને છેલ્લે થયેલા કેટલાક ધારાઓને અનુરૂપ એનું તંત્ર ચાલે છે દેશમાં ધારાકીય સત્તા બે ધારાગૃહોવાળી પાર્લામેન્ટને હસ્તક છે આમની સભાના સભ્યો પુખ્ત મતાધિકારના ધોરણે દર પાંચ વર્ષે ચૂંટવામાં આવે છે ઉમરાવસભાના સભ્યો તરીકે ઉમરાવો હોય છે જે એમને મળેલી પદવીઓના આધારે સભ્યો બને છે એની ચૂંટણી થતી નથી હમણાં જ ઉમરાવસભામાં સ્ત્રીઓને પણ સ્થાન મળી શકે એવો ધારો કરવામાં આવ્યો છે

કારોબારી સત્તા રાજા અને પ્રધાનમંડળને હસ્તક છે પણ મોટે ભાગે વહીવટ વડા પ્રધાન અને પ્રધાનમંડળને હસ્તક છે, જે પાર્લામેન્ટને જવાબદાર રહે છે આમની સભામાં જે પક્ષને બહુમતી મળી હોય એના નેતાને પ્રધાનમંડળ રચવાનું કહેવામાં આવે છે

અત્યારે ગ્રેટ બ્રિટનમાં રૂઢિચુસ્ત પક્ષ સત્તા પર છે રાણી એલિઝાબેથ બીજી અત્યારે રાજગાદી પર છે જ્યારે વડા પ્રધાન તરીકે હેરોલ્ડ મૅકમિલન છે

મુખ્ય રાજકીય પક્ષો રૂઢિચુસ્ત અને કામદાર પક્ષ છે બીજા

પક્ષોમાં વિનીત, આઈરિશ રાષ્ટ્રવાદી, આઈરિશ કામદાર અને સામ્યવાદી પક્ષનો સમાવેશ થાય છે.

ગ્રેટ બ્રિટન બ્રિટિશ રાષ્ટ્રસમૂહ, વિશ્વસંસ્થા, ઉત્તર આટલાંટિક કરાર સંસ્થા, અગ્નિ એશિયા કરાર સંસ્થા અને બગદાદ કરારનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

ગ્રેટ બ્રિટન ઉદ્યોગપ્રધાન દેશ છે. ૪૦ ટકા વસ્તી ઉદ્યોગોમાં કામ કરે છે. દુનિયામાં જહાજોના બાંધકામમાં આ દેશનું સ્થાન પ્રથમ છે. દેશમાં સુતરાઉ કાપડની મિલો, લોખંડ અને પોલાદનાં કારખાનાં, જહાજ બાંધકામનાં કારખાનાં, વાહનો અને વિમાનો બનાવવાનાં, યંત્રો બનાવવાનાં, રસાયણો, કાગળ અને છાપખારી કાગળ, પ્રોસેસ કરેલા ખાદ્યપદાર્થો, તેલશુદ્ધિનાં વગેરે અનેક પ્રકારની વસ્તુઓ ઉત્પન્ન કરતાં કારખાનાં અને મિલો છે.

ખેતી, જંગલ અને મત્સ્ય વ્યવસાયમાં પાંચ ટકા વસ્તી રોકાયેલી છે. મુખ્ય પાક ઘઉં, ઓટ, જવ, બટેટા, શેરડી વગેરેનો છે. આ સિવાય શાકભાજી, ફળો વગેરે પણ થાય છે. પશુધનમાં ૫૮ ટકા ઘેટાં છે.

ગ્રેટ બ્રિટનમાં કોલસાનું ઉત્પાદન ઘણું મોટું છે. ખનીજોમાં કોલસા ઉપરાંત આયર્ન ઓર, લાઈમસ્ટોન, મીઠું, ઝિન્ક, ટીન, સીસું અને બીજાં ખનીજો મળે છે.

દેશ યંત્રો, વાહનો, વિમાનો, કાપડ, લોખંડ અને પોલાદ, પેટ્રોલિયમ, કોલસો, ઊન, તમાકુ અને દારૂની નિકાસ કરે છે. જ્યારે કાચો માલ, ખાદ્ય પદાર્થો, ધાન્ય, ચા અને કેટલીક ઔદ્યોગિક ઉત્પન્નોની આયાત કરે છે.

## શિક્ષણ અને ધર્મ

૧૯૪૪માં શિક્ષણ ધારો પસાર થયા બાદ બ્રિટનની શિક્ષણ પદ્ધતિમાં સારો ફેરફાર થયો છે. પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ દેશમાં મફત આપવામાં આવે છે. દેશમાં ૧૯ જેટલી વિદ્યાપીઠો છે. ટેકનિકલ, વૈજ્ઞાનિક અને વ્યાવસાયિક તાલીમની પણ સારી વ્યવસ્થા છે. શિક્ષણનું ધોરણ ઘણું ઊંચું છે.

દેશની વસ્તી ઈંગ્લાંડ, સ્કોટલૅન્ડ, વેલ્સ અને આયરલૅન્ડના દેવળોનો, રોમન કૅથોલિક અને અન્ય ધર્મો પાળે છે. દેશની વસ્તીમાં ઇંગ્લિશ, સ્કોટિશ, વેલ્સ અને આઇરિશ લોકોનો સમાવેશ થાય છે.

બ્રિટિશ રાષ્ટ્રસમૂહમાં એવા દેશોનો સમાવેશ થાય છે કે જેને સંસ્થાનિક સ્વતંત્રતા પ્રાપ્ત થઈ છે. ભારત અને પાકિસ્તાન પ્રજાસત્તાક રાજ્યો હોવા છતાં યે રાષ્ટ્રસમૂહના સભ્યો છે. બ્રિટિશ રાષ્ટ્રસમૂહના દેશો, બ્રિટિશ સંસ્થાનો અને રક્ષિત વિસ્તારો આ પ્રમાણે છે:

| યુરોપ | વિસ્તાર ચો. મા. | વસ્તી |
| --- | --- | --- |
| યુનાઇટેડ કિંગ્ડમ | ૯૩,૫૯૯ | ૫,૧૨,૦૯,૦૦૦ |
| ચૅનલ ટાપુઓ | ૭૫ | ૧,૦૨,૭૭૦ |
| આઇલ્સ ઑફ મૅન | ૨૨૧ | ૫૫,૨૧૩ |
| જિબ્રાલ્ટર | ૨ | ૨૪,૦૦૦ |
| માલ્ટા | ૧૨૨ | ૩,૧૩,૯૫૫ |
| **આફ્રિકા** | | |
| બાસુટોલૅન્ડ | ૧૧,૭૧૬ | ૫,૯૦,૦૦૯ |
| બેચુઆનાલૅન્ડ | ૨,૭૫,૦૦૦ | ૨,૯૬,૦૯૦ |
| ગેમ્બીઆ | ૪,૦૦૩ | ૨,૮૫,૦૦૦ |
| ઘાના | ૯૧,૪૮૩ | ૪૬,૯૧,૦૦૦ |
| કેનિયા | ૨,૨૩,૪૭૮ | ૬૧,૫૦,૦૦૦ |

| દેશ | વિસ્તાર ચો મા. | વસ્તી |
|---|---|---|
| મોરીશિયસ | ૮૦૫ | ૫,૭૯,૧૨૩ |
| નાઈજિરિયા | ૩,૭૩,૨૫૦ | ૩,૨૭,૮૦,૦૦૦ |
| ઉત્તર રૂહોડેશિયા | ૨,૯૦,૩૨૩ | ૨૧,૮૩,૧૦૦ |
| ન્યાસાલૅન્ડ | ૪૯,૧૭૭ | ૨૫,૯૬,૬૦૦ |
| દક્ષિણ રૂહોડેશિયા | ૧,૫૦,૩૫૪ | ૨૪,૮૧,૨૦૦ |
| સેંટ હેલિના | ૧૧૯ | ૫,૩૫૫ |
| સેશિલ્સ | ૧૫૬ | ૪૦,૪૧૭ |
| સેરાલીઓન | ૨૭,૯૨૬ | ૨૦,૫૦,૦૦૦ |
| સોમાલીલૅન્ડ | ૬૭,૯૯૭ | ૬,૪૦,૦૦૦ |
| નૈઋત્ય આફ્રિકા | ૩,૧૭,૭૨૫ | ૪,૫૮,૦૦૦ |
| સ્વાઝીલૅન્ડ | ૬,૭૦૫ | ૨,૧૭,૦૦૦ |
| ટાંગાનિકા | ૩,૬૨,૬૮૮ | ૮૪,૫૬,૦૦૦ |
| યુગાન્ડા | ૯૩,૯૮૧ | ૫૫,૯૩,૦૦૦ |
| દક્ષિણ આફ્રિકા | ૪,૭૨,૭૩૩ | ૧,૪૧,૬૭,૦૦૦ |
| ઝાંઝીબાર અને પેમ્બા | ૧,૦૨૦ | ૨,૭૮,૦૦૦ |
| અમેરિકા | | |
| બહામાસ | ૪,૪૦૪ | ૧,૧૬,૫૩૦ |
| બાર્બેડોસ | ૧૬૬ | ૨,૨૯,૫૬૯ |
| બર્મ્યુડા | ૨૧ | ૪૧,૯૯૨ |
| બ્રિટિશ ગિયાના | ૮૨,૯૯૭ | ૫,૦૮,૦૦૦ |
| બ્રિટિશ હોન્ડુરાસ | ૮,૮૬૭ | ૮૨,૩૩૩ |
| કૅનેડા | ૩૬,૧૯,૬૧૬ | ૧,૬૪,૨૦,૦૦૦ |
| ફૉકલૅન્ડ ટાપુઓ | ૪,૬૧૮ | ૨,૨૨૦ |
| જમૈકા | ૪,૭૦૮ | ૧૫,૫૦,૦૦૦ |
| લીવર્ડ ટાપુઓ | ૪૨૨ | ૧,૨૬,૭૮૦ |
| ત્રિનિદાદ અને ટોબેગો | ૧,૯૮૦ | ૭,૪૨,૫૦૦ |

| દેશ | વિસ્તાર ચો. મા. | વસ્તી |
|---|---|---|
| વિન્ડવર્ડ ટાપુઓ | ૮૨૧ | ૩,૧૩,૪૦૦ |
| એશિયા | | |
| એડન સંસ્થાન | ૧૦૮ | ૧,૩૮,૪૪૧ |
| એડન રક્ષિત વિસ્તાર | ૧,૧૨,૦૦૦ | ૮,૦૦,૦૦૦ |
| બહેરિન ટાપુઓ | ૨૩૧ | ૧,૨૦,૦૦૦ |
| બોર્નિયો | ૨૯,૩૮૮ | ૩,૮૯,૧૨૨ |
| બ્રુનેઈ | ૨,૨૨૬ | ૫૫,૦૦૦ |
| સાર્વાક | ૪૭,૦૬૯ | ૬,૨૬,૨૨૩ |
| સિલોન | ૨૫,૩૩૨ | ૮૯,૨૯,૦૦૦ |
| સાયપ્રસ | ૩,૫૭૨ | ૫,૩૧,૦૦૦ |
| હોંગકોંગ | ૩૯૧ | ૨૪,૪૦,૦૦૦ |
| ભારત | ૧૨,૬૯,૬૪૦ | ૩૮,૧૬,૯૦,૦૦૦ |
| મલાયા અને સીંગાપોર | ૨૮૭ | ૧૨,૧૨,૫૮૮ |
| પાકિસ્તાન | ૩,૬૪,૭૩૭ | ૮,૩૬,૦૩,૦૦૦ |
| ઓસિયાના | | |
| ઓસ્ટ્રેલિયા | ૨૯,૭૪,૫૮૧ | ૯૪,૨૭,૫૫૮ |
| ફીજી | ૭,૦૪૦ | ૩,૩૫,૧૬૪ |
| ગિલ્બર્ટ અને એલિક ટાપુઓ | ૩૬૯ | ૪૦,૦૦૦ |
| નૌરુ | ૮ | ૩,૪૦૪ |
| ન્યૂ હેબ્રીડસ | ૫,૭૦૦ | ૫૩,૦૦૦ |
| ન્યૂ ઝીલેન્ડ | ૧,૦૩,૭૪૦ | ૨૨,૨૧,૧૬૯ |
| નોર્ફોક ટાપુઓ | ૧૩ | ૧,૧૭૬ |
| ન્યૂ ગિયાના | ૧,૮૩,૫૯૦ | ૧૭,૦૧,૪૫૮ |
| સોલોમન ટાપુઓ | ૧૧,૫૦૦ | ૧,૦૩,૦૦૦ |
| ટોન્ગા | ૨૭૦ | ૫૬,૮૩૮ |
| પશ્ચિમ સેમો | [illegible] | [illegible] |

## ૧૦૪. રશિયા

વિસ્તાર : ૮૬,૦૨,૭૦૦ ચો. મા.
વસ્તી : ૨૦,૦૨,૦૦,૦૦૦
ખંડ : યુરોપ અને રશિયા
ભાષા : રશિયન
પાટનગર : મૉસ્કો (૪૩,૮૯,૦૦૦)

સોવિયેટ સમાજવાદી પ્રજાસત્તાક સંઘ–રશિયામાં ૧૫ પ્રજાસત્તાક રાજ્યો જોડાયાં છે. જેનાં નામ આ પ્રમાણે છે : રશિયન એસ. એફ. એસ. આર., યુક્રેન, કઝકસ્તાન, આઇલો રશિયા, ઉઝબેકિસ્તાન, જ્યોર્જિયા, આઝરબૈજાન, લિથુએનિયા, માલદેવિયા, લેટવિયા, કિરધીઝિયા, તદ્ઝીકીસ્તાન, આર્મેનિયા, તુર્કમેનિસ્તાન, ઇસ્ટોનિયા.

ઈ. સ. ૧૫૩૩ ની સાલમાં રશિયામાં ઇવાન ચોથાએ મોગોલોનું વર્ચસ્વ ફગાવી દીધું અને ઝારની પદવી ધારણ કરીને રાજ્ય અમલ ચલાવવા માંડ્યો. એણે હરીફ રાજવીઓ અને જાગીરદારોને દબાવી દીધા પણ આમ છતાં યે સત્તરમી સદીના પ્રારંભમાં મહાન પીટરના અમલ સુધી હજુ એ મધ્યયુગ જેવી સ્થિતિમાંથી બહાર નહોતું નીકળ્યું. એણે ઘણા સુધારા દાખલ કર્યા અને રશિયાની સરહદો પણ વિસ્તારી. રશિયાએ ૧૮૧૨–૧૩ ની સાલમાં નેપોલિયનને પણ પરાજય આપ્યો હતો. નેપોલિયન સાથેના યુદ્ધથી માંડીને તે પ્રથમ વિશ્વયુદ્ધ સુધી રશિયામાં બહુ સુધારા થયા નહિ. ઝારની આપખુદ સત્તા બરાબર ચાલુ રહી. આ દરમિયાન રશિયાને યુરોપ અને એશિયામાં વધુ પ્રદેશ

મળ્યા. જાપાન સાથેના યુદ્ધમાં રશિયાને પરાજય મળ્યો. એ પછી દેશમાં અસંતોષ વ્યાપ્યો અને ઘણી હડતાલો પડી.

પ્રથમ વિશ્વયુદ્ધમાં ઝારનો અમલ કેટલો સડેલો અને કુશળતા વિનાનો હતો એ સ્પષ્ટ થયું. ઝારના આપખુદ અમલથી પ્રજા પણ કંટાળી હતી. લશ્કર અને સામાન્ય લોકોમાં ભારે અસતોષ હતો. પરિણામે ક્રાંતિ થઈ. ૧૯૧૭ ના માર્ચમાં ઝાર નિકોલસને રાજગાદી છોડવી પડી. રુઢિચુસ્ત અને ઉદ્દામવાદી તત્ત્વોએ મળીને સરકાર રચી પણ એથી કંઈ સ્થિરતા આવી નહિ. ૧૯૧૭ ના નવેમ્બરમાં 'બીજી' ક્રાંતિ થઈ એમાં લેનિનની આગેવાની નીચેનો બોલ્શેવિક પક્ષ જેને છેવટે સામ્યવાદી પક્ષનું સ્વરૂપ મળ્યું, એના હાથમાં સત્તા આવી. સરકાર કોંગ્રેસ ઑફ સોવિયેટસને સુપરત કરવામાં આવી. લેનિન વડા પ્રધાન થયા. ૧૯૨૪ માં એકાએક લેનિનનું અવસાન થયું અને સ્ટેલિન સત્તા પર આવ્યા. એણે સામ્યવાદી પક્ષની સત્તાને રશિયામાં એકચક્રી બનાવી. બીજા વિશ્વયુદ્ધમાં રશિયાએ પ્રથમ જર્મની સાથે સમાધાન કર્યું. પણ જર્મનીએ એના પર પણ છેવટે આક્રમણ કરતાં અમેરિકા, બ્રિટન વગેરે સાથે એને જોડાવું પડ્યું.

રાજ્યતંત્ર

૧૯૩૬ ના બંધારણ મુજબ સોવિયેટ સંઘ એ કામદારો અને કિસાનોનું સમાજવાદી રાજ્ય છે. ધારાકીય સત્તા સર્વોચ્ચ સોવિયેટને હસ્તક છે. સર્વોચ્ચ સોવિયેટ બે ધારાગૃહોની બનેલી છે. કાઉન્સિલ ઑફ નેશનાલિટીસમાં કુલ ૬૩૯ સભ્યો હોય છે જેમાં સંઘમાં જોડાયેલાં પ્રજાસત્તાકોના પ્રતિનિધિઓ હોય છે કાઉન્સિલ ઑફ યુનિયનની, ત્રણ લાખ માણસોની વસ્તીએ એક સભ્ય એ પ્રમાણમાં સભ્ય-સંખ્યા નક્કી થાય છે અને રાષ્ટ્રવ્યાપી ધોરણે એની ચૂંટણી ચાર વર્ષે માટે થાય છે. સામ્યવાદી પક્ષે નક્કી કરેલ ઉમેદવારોની

એક જ નામાવલિને મત આપવાના હોય છે. હજુ હમણાં જ આ વર્ષે સર્વોચ્ચ સોવિયેટની ચૂંટણી થઈ છે

સર્વોચ્ચ સોવિયેટની બેઠક ન મળતી હોય ત્યારે એણે ચૂંટેલ અધ્યક્ષમંડળ વહીવટને લગતા આદેશો આપે છે. પ્રમુખ, ઉપ-પ્રમુખો, એક મંત્રી અને ૧૫ સભ્યોનું આ અધ્યક્ષમંડળ બનેલું હોય છે. વહીવટી સત્તા વડા પ્રધાન અને પ્રધાનમંડળને હસ્તક છે. સર્વોચ્ચ સોવિયેટ એમની નિમણૂક કરે છે.

અત્યારે દેશના પ્રમુખ તરીકે કલેમેન્ટી વોરોશીલોફ અને વડા પ્રધાન તરીકે નિકિતા ક્રુશ્ચેવ છે.

રશિયા વિશ્વસંસ્થા અને વોર્સો કરાર સંસ્થાનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

૧૯૧૭ પહેલાં રશિયા મુખ્યત્વે ખેતીપ્રધાન દેશ હતો પણ સામ્યવાદી તંત્ર સ્થપાયા પછી દુનિયાનો એ એક આગળ પડતો ઔદ્યોગિક વિકાસ પામેલો દેશ બની ગયો છે. ખેતીના ક્ષેત્રમાં પણ ઘણી પ્રગતિ થઈ છે. મુખ્ય પાક ઘઉં, જવ, મકાઈ, રૂ, દ્રાક્ષ, તમાકુનો છે. એના વિવિધ પ્રદેશોમાં અનેકવિધ પાકો લેવામાં આવે છે.

રશિયામાં લગભગ બધા જ ઉદ્યોગો ઓછેવત્તે અંશે છે. લોખંડ અને પોલાદ, એન્જીનિયરીંગ, સિમેન્ટ, સુતરાઉ કાપડ, વાહનો, ટ્રેકટરો, વીજળીનો સામાન વગેરેને લગતા ઘણા ઉદ્યોગો ચાલે છે. રશિયાએ દેશના સર્વાંગી વિકાસ માટે અત્યાર સુધીમાં કેટલીક પંચ-વર્ષીય યોજનાઓ સફળતાથી પૂરી કરી છે. અણુશક્તિ અને અણુશસ્ત્રોના વિકાસમાં રશિયાનું સ્થાન ઘણું આગળ પડતું છે. પ્રથમ કૃત્રિમ ઉપગ્રહ છોડીને એણે અવકાશને સર કરવાનો પ્રયત્ન પણ કર્યો છે.

રશિયામાં પશુઉછેરનો વ્યવસાય સારો ચાલે છે. ઢોર, ઘેટાં બકરાં વગેરેનો ઉછેર થાય છે.

રશિયા યંત્રો, ધાતુઓ, રૂ, અનાજ, પેટ્રોલિયમની નિકાસ કરે છે જ્યારે યંત્રો, કાચો માલ, ધાતુઓ અને માંસની આયાત કરે છે.

ખનીજની દૃષ્ટિએ રશિયા ખૂબ જ સમૃદ્ધ છે. લગભગ બધાં જ ખનીજો રશિયામાં મળે છે. મુખ્ય ખનીજો કોલસા, ક્રોમાઇટ, આયર્ન ઓર, પેટ્રોલિયમ, સોનું, તાંબું, એલ્યુમિનિયમ, ચાંદી વગેરે છે. યુરેનિયમ પણ મળે તેમ છે.

મત્સ્ય વ્યવસાયની પણ સારી સગવડો છે.

૧૯૫૭ના અંદાજપત્ર મુજબ રશિયાની વાર્ષિક આવક ૬૧૪૦૮ અબજ રૂબલ (દેશનું ચલણ) છે જ્યારે ખર્ચ ૬૦૩૦૮ અબજ રૂબલ છે.

## શિક્ષણ અને ધર્મ

રશિયાની બધી શાળાઓ રાજ્યના અંકુશ નીચે છે. એક જ પ્રકારનાં પાઠ્યપુસ્તકો ચાલે છે. સહશિક્ષણનું પ્રમાણ ઘટી રહ્યું છે અને છોકરા-છોકરીઓ માટે અલગ શાળાઓ સ્થપાઈ રહી છે. રશિયાની ૯૦ ટકા વસ્તીને લખતાં વાંચતાં આવડે છે. હુન્નરી અને વ્યવસાયને લગતી તાલીમની સરસ સગવડો છે. લશ્કરી તાલીમ પર ખાસ ભાર મૂકવામાં આવે છે.

રશિયાની વસ્તી રશિયન ઓર્થોડોક્સ, ઇસ્લામ, રોમન કેથોલિક, યહૂદી અને લ્યુથેરન ધર્મો પાળે છે.

## ૨૦૫. રહોડેશિયા અને ન્યાસાલૅન્ડનું સમવાયતંત્ર

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૪,૭૫,૩૪૭ ચો. મા. |
| વસ્તી | : | ૭૦,૭૧,૬૦૦ |
| ખંડ | : | આફ્રિકા |
| પાટનગર | : | સૅલિસબરી |

મધ્ય આફ્રિકામાં આવેલા રહોડેશિયા અને ન્યાસાલૅન્ડ બ્રિટિશ પ્રદેશો છે પણ ઠીક ઠીક પ્રમાણમાં સ્વશાસન ભોગવે છે. વસ્તીમાં અઢી લાખ જેટલા યુરોપિયનોનો સમાવેશ થાય છે.

૧૮૦૦ની સાલમાં દક્ષિણ રહોડેશિયા પર બ્રિટને કબજો મેળવ્યો. એ પછી ૧૮૮૯ માં ન્યાસાલૅન્ડ પણ એના કબજામાં આવ્યું. ૧૮૮૯ ની સાલમાં ઉત્તર રહોડેશિયા બ્રિટિશ લાગવગ નીચે આવ્યું અને ૧૯૨૪માં બ્રિટિશ સરકારના સીધા અંકુશ નીચે એ આવ્યું.

૧૯૫૩ની સાલમાં રહોડેશિયા અને ન્યાસાલૅન્ડના સમવાયતંત્રની રચના કરવામાં આવી. સરકારના વડા તરીકે બ્રિટિશ તાજે નીમેલા ગવર્નર જનરલ છે. વડા પ્રધાન અને પ્રધાનમંડળ એમને વહીવટમાં સહાય કરે છે. ધારાકીય સત્તા ૩૫ સભ્યોની ધારાસભાને હસ્તક છે. એમાં ૨૭ ચૂંટાયેલા યુરોપિયન સભ્યો, ૨ નિમાયેલા યુરોપિયન સભ્યો અને ૬ આફ્રિકન સભ્યોનો સમાવેશ થાય છે. યુરોપિયનો આફ્રિકનોને વધુ તક મળે એનો વિરોધ કરી રહ્યા છે. ધારાસભાની પ્રથમ ચૂંટણી ૧૯૫૩માં થઈ હતી.

મુખ્ય પાક તમાકુ, રૂ અને ચા, ઘઉં વગેરે છે. તાંબું, કોબાલ્ટ, સીસું, ઝિન્ક, એસ્બેસ્ટોસ, સોનું, કોલસો એટલાં ખનીજો મળે છે. ઉદ્યોગો બહુ વિકસેલા નથી પણ વિકાસની શકયતા સારી એવી છે. દેશમાંથી તાંબું, તમાકુ અને એસ્બેસ્ટોસની નિકાસ થાય છે.

# ૧૦૬. રુમાનિયા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૯૧,૬૫૪ ચો. મા. |
| વસ્તી | : | ૧,૭૩,૮૯,૭૯૪ |
| ખંડ | : | યુરોપ |
| ભાષા | : | રુમાનિયન, હંગેરિયન વગેરે |
| પાટનગર | : | બુખારેસ્ટ ( ૧૨,૩૬,૯૦૬ ) |

૧૮૭૮માં બર્લિન સંધિથી રુમાનિયાને સ્વતંત્રતા મળી અને એમાં ડેન્યૂબનો કેટલોક પ્રદેશ, દક્ષિણ બેસેરેબિયા અનેઉત્તર દોબ્રુજાના પ્રદેશો ભેળવવામાં આવ્યા. ૧૮૮૧માં રુમાનિયામાં રાજાશાહીની સ્થાપના થઈ. પ્રથમ વિશ્વયુદ્ધ બાદ રુમાનિયાને બેસેરેબિયાનો અમુક પ્રદેશ, ટ્રાન્સિલ્વેનિયા, બુકોવિના તેમ જ દક્ષિણ દોબ્રુજાના પ્રદેશો મળ્યા. ૧૯૧૯ થી ૧૯૩૯ સુધી દેશમાં સારી એવી રાજકીય અશાન્તિ રહી. ૧૯૪૦ માં રશિયાએ બેસેરેબિયા અને બુકોવિનાના પ્રદેશો લઈ લીધા.

૧૯૪૬ માં સામ્યવાદીઓ અને બીજા રાજકીય પક્ષોની મિશ્ર સરકારની રચના થઈ. એ વખતના રાજા માઈકલને ગાદીત્યાગ કરવો પડ્યો અને રુમાનિયાને પ્રજાસત્તાક જાહેર કરાવ્યું. ૧૯૪૭માં સામ્યવાદી અને બીજા પક્ષોએ મળીને લોકશાહી મોરચાની સ્થાપના કરી અને પાર્લામેન્ટની ચૂંટણીમાં એને ઘણી મોટી બહુમતી મળી. આ બાદ છેવટે દેશ પર સંપૂર્ણ સામ્યવાદી અંકુશ આવી ગયો.

**રાજ્યતંત્ર**

રુમાનિયા લોકશાહી પ્રજાસત્તાક રાજ્ય છે. સર્વોચ્ચ સત્તા ૪૩૭

સભ્યોની રાષ્ટ્રીય ધારાસભાને હસ્તક છે જેની દર ચાર વર્ષે ચૂંટણી થાય છે. પાર્લામેન્ટની બેઠક ચાલુ ન હોય ત્યારે એણે ચૂંટેલા અધ્યક્ષ-મંડળને હસ્તક સત્તા હોય છે. વહીવટી સત્તા વડા પ્રધાન અને પ્રધાન મંડળને હસ્તક છે.

રુમાનિયા વિશ્વસંસ્થા અને વૉર્સૉ કરારનું સભ્ય છે.

**અર્થતંત્ર અને ઉત્પાદન**

રુમાનિયા ખેતીપ્રધાન દેશ છે. ૮૦ ટકા વસ્તીનો આધાર ખેતી છે. મુખ્ય પાક ઘઉં, બીજું ધાન્ય, ફળો, બટેટા, તમાકુ, દ્રાક્ષનો છે. પશુઉછેરનો વ્યવસાય સારા પ્રમાણમાં ચાલે છે. ૧૯૪૫માં થયેલા જમીન સુધારા મુજબ ૧૨૫ એકરથી વધુ જમીનવાળાં ખેતરોની જમીનની પુનઃ વહેંચણી કરવામાં આવી છે.

દેશના ઔદ્યોગિકરણ માટે પંચવર્ષીય યોજના કરવામાં આવી છે. લોખંડ અને પોલાદ, યંત્રો તેમ જ ભારે ઉદ્યોગોના વિકાસ પર ભાર મૂકવામાં આવ્યો છે. દારૂ બનાવવાનો, પ્રોસેસ કરેલા ખાદ્ય પદાર્થોનો, કાપડ, રસાયણ, કાગળ વગેરે ઉદ્યોગો ચાલે છે. ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ કરવામાં આવ્યું છે.

રુમાનિયામાં તેલક્ષેત્રો છે. આ સિવાય કુદરતી ગૅસ મળે છે. ખનીજોમાં આયર્ન ઓર, લિગ્નાઈટ, તાંબું, સોનું, ચાંદીનો સમાવેશ થાય છે. યુરેનિયમ મળે એવી સંભાવના છે.

**શિક્ષણ અને ધર્મ**

દેશમાં શિક્ષણ મફત અને ફરજિયાત છે. ૨૩.૧ ટકા વસ્તી નિરક્ષર છે. દેશમાં પાંચ વિદ્યાપીઠો છે.

દેશની ૮૧ ટકા વસ્તી ઈસ્ટર્ન ઑર્થોડૉક્સ ધર્મ અને બાકીની વસ્તી બીજા ધર્મો પાળે છે.

## ૧૦૭. રે યુનિયન ( ઑબૅર્ગિન )

રે યુનિયન નામના આફ્રિકામાં આવેલા ફ્રેંચ કબજા હેઠળના ટાપુને સોળમી સદીમાં શોધી કાઢવામાં આવ્યો હતો. ટાપુ પર યુરોપિયનો, હબસીઓ, ભારતીઓ અને બીજા એશિયાવાસીઓની વસ્તી છે. ટાપુનું પાટનગર સેંટ ડેનીસ છે. ટાપુ ફ્રેંચ સંઘના એક ભાગરૂપ છે. મુખ્ય પાક કૅાફી, મકાઈ, શેરડી વગેરેનો છે.



## ૧૦૮. લક્સમ્બર્ગ

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૯૯૯ ચો. મા. |
| વસ્તી | : | ૩,૧૨,૫૦૦ |
| ખંડ | : | યુરોપ |
| ભાષા | : | ફ્રેંચ, જર્મન |
| પાટનગર | : | લક્સમ્બર્ગ ( ૬૬,૪૮૨ ) |

લક્સમ્બર્ગ જર્મની, બેલ્જિયમ અને ફ્રાંસની વચ્ચે આવેલું છે. ૧૫ થી ૧૮ મી સ[illegible]

ચારાફરતી હતું. ૧૮૧૫માં વિયેના કોંગ્રેસે એને ગ્રાન્ડ ડચીનો દરજ્જો આપ્યો અને નેધરલેન્ડના રાજાને હસ્તક એને મૂકવામાં આવ્યું. ૧૮૩૯ માં એક સંધિથી લક્સમ્બર્ગનો પશ્ચિમ પ્રદેશ બેલ્જિયમને સોંપવામાં આવ્યો.

નાઝીઓના હુમલા બાદ ૧૯૪૦માં સરકાર દેશ છોડી ગઈ હતી. પણ ૧૯૪૪માં સાથી દળોએ એને મુક્ત કર્યાં બાદ પુનઃ સરકારે સત્તાના સૂત્રો સંભાળી લીધાં હતાં.

## રાજ્યતંત્ર

લક્સમ્બર્ગમાં બંધારણીય રાજાશાહીનો અમલ છે. ધારાકીય સત્તા ૫૨ સભ્યોની ચેમ્બર ઑફ ડેપ્યુટીના હસ્તક છે, જે દર ચાર વર્ષે પુખ્ત મતાધિકારના ધોરણે ચૂંટાય છે. પંદર સભ્યોની રાજ્યસભા પણ છે જેને રાજા જિંદગીપર્યંત નીમે છે. વહીવટ રાજાએ નીમેલા વડા પ્રધાન અને પ્રધાનોને હસ્તક છે.

અત્યારે ગ્રાન્ડ ડચેસ શાર્લોટીનો અમલ ચાલે છે. વડા પ્રધાન જોસેફ બેક છે.

લક્સમ્બર્ગ વિશ્વસંસ્થા અને ઉત્તર આટલાંટિક કરાર સંસ્થા (નાટો)નું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

લક્સમ્બર્ગમાં ખેતીનો મુખ્ય પાક બટેટા, ઓટ, ઘઉં, રાઈ અને દ્રાક્ષનો છે. 'દારૂનું ઉત્પાદન સારું' એવું છે. લક્સમ્બર્ગમાં આખી દુનિયામાં વ્યક્તિ દીઠ લોખંડનું સૌથી વધુ ઉત્પાદન થાય છે. દર વર્ષે ૩૦–૩૫ લાખ ટન જેટલું લોખંડ ઉત્પન્ન થાય છે. ચામડું, સિમેન્ટ અને કાપડ એ દેશના બીજા ઉદ્યોગો છે. લક્સમ્બર્ગ લોખંડ અને પોલાદની વસ્તુઓની નિકાસ કરે છે.

શિક્ષણ અને ધર્મ

દેશમાં ૬ થી ૧૩ વર્ષનાં બાળકો માટે શિક્ષણ ફરજિયાત છે. લોકોમાં નિરક્ષરતાનું પ્રમાણ નહિવત્ છે.

વસ્તીનો મોટો ભાગ રોમન કૅથોલિક ધર્મ પાળે છે.

## ૧૦૯. લાઇબેરિયા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૪૩,૦૦૦ ચો. મા. |
| વસ્તી | : | ૧૨,૫૦,૦૦૦ |
| ખંડ | : | આફ્રિકા |
| ભાષા | : | અંગ્રેજી, દેશી બોલીઓ |
| પાટનગર | : | મોન્રોવિયા (૪૧,૮૨૯) |

આફ્રિકાનું પ્રથમ પ્રજાસત્તાક લાઇબેરિયા ૧૮૨૦ માં મૂળ અમેરિકાના મુક્ત થયેલા ગુલામો માટે વસાવવામાં આવ્યું હતું. ૧૮૪૭ માં એ સ્વતંત્ર પ્રજાસત્તાક બન્યું. ૧૯ અને ૨૦ મી સદીમાં બ્રિટન અને ફ્રાંસની ઘૂસણખોરી સામે અમેરિકા લાઇબેરિયાનું રક્ષણ કરતું હતું. ૧૯૦૯ માં લાઇબેરિયાની આર્થિક બાબતો અમેરિકાને હસ્તક મૂકવામાં આવી. ૧૯૨૦ પછી દેશની સારી પ્રગતિ સધાઈ છે પણ ત્યાં સંસ્કારી કહી શકાય એવા એક લાખ માણસોની જ વસ્તી છે. ૧૯૪૪ માં થયેલી સમજૂતીથી લાઇબેરિયામાં અમેરિકાએ એનાં લશ્કરી અને નૌકા મથકો સ્થા[illegible]

## રાજ્યતંત્ર

લાઇબેરિયા સ્વતંત્ર પ્રજાસત્તાક રાજ્ય છે. એના પ્રમુખ અને ઉપપ્રમુખની ચૂંટણી દર આઠ વર્ષે થાય છે. ૩૧ સભ્યોના પ્રતિનિધિ-ગૃહની ચૂંટણી દર ચાર વર્ષે અને દસ સભ્યોની સેનેટ દર છ વર્ષે ચૂંટાય છે. જેઓ ૨૧ વર્ષના હોય, જમીનમાલિક હોય અને જેમનામાં હબસી લોહી હોય એમને જ મતાધિકાર છે. મુખ્ય રાજકીય પક્ષો ટ્રૂ વ્હીગ્ઝ અને ઇન્ડીપેન્ડન્ટ ટ્રૂ વ્હીગ્ઝ છે.

અત્યારે લાઇબેરિયાના પ્રમુખ વિલિયમ ટબમેન છે.

લાઇબેરિયા વિશ્વસંસ્થાનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

અર્થતંત્રનો આધાર ખેતી પર છે. મુખ્ય પાક કૉફી, ચોખા, શેરડીનો છે. સ્થાનિક ઉદ્યોગો ચાલે છે પણ ઔદ્યોગિક વિકાસ ખાસ થયેલો નથી. દસ લાખ એકર જમીન પર રબરના બગીચાઓ છે. આયર્ન ઓર સારા પ્રમાણમાં મળે છે. સોનું અને પામ તેલની નિકાસ થાય છે. બીજી નિકાસમા આયર્ન ઓર, રબર અને હીરાનો સમાવેશ થાય છે.

## શિક્ષણ અને ધર્મ

શિક્ષણ ફરજિયાત છે. ૯૫ ટકા લોકો નિરક્ષર છે.

દેશની વસ્તી પ્રોટેસ્ટન્ટ ક્રિશ્ચિયન, ઇસ્લામ, કૅથોલિક અને પેગન ધર્મો પાળે છે.

## ૧૧૦. લાઓસ

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૯૧,૫૦૦ ચો. મા. |
| વસ્તી | : | ૧૪,૨૫,૦૦૦ |
| ખંડ | : | એશિયા |
| ભાષા | : | લોશિયન |
| પાટનગર | : | લોંગ પ્રેબંગ (૧૫,૦૦૦<br>વિયેન્ટીએન (૨૦,૦૦૦) |

હિન્દી ચીનની વાયવ્ય દિશામાં આવેલું લાઓસનું સ્વતંત્ર રાજ્ય એક વાર ફ્રાંસના કબજામાં હતું અને ફ્રેંચ સંઘનો એક ભાગ હતું. ૧૮૨૭ માં એ સિયામના કબજામાં હતું. ૧૮૯૩ માં એ ફ્રાંસની સત્તા નીચે આવ્યું. ૧૯૫૪ ની જીનિવા સમજૂતીથી એની સ્વતંત્રતા સ્વીકારવામાં આવી.

### રાજ્યતંત્ર

લાઓસમાં બંધારણીય રાજાશાહીનો અમલ છે. વડા પ્રધાન અને પ્રધાનમંડળ દ્વારા રાજા વહીવટી સત્તા ભોગવે છે. ધારાકીય સત્તા પુખ્ત મતાધિકારના ધોરણે આડકતરી રીતે ચુંટાતી રાષ્ટ્રીય ધારાસભાને હસ્તક છે. ધારાસભા દર ચાર વર્ષે ચુંટાય છે.

રાષ્ટ્રીય પ્રગતિગામી પક્ષ, સ્વતંત્ર પક્ષ, ડેમોક્રેટિક પક્ષ અને લાઓસ રાષ્ટ્રીય પક્ષ એટલા મુખ્ય રાજકીય પક્ષો છે.

લાઓસ વિશ્વસંસ્થાનું સભ્ય છે.

### અર્થતંત્ર અને ઉત્પાદન

લાઓસ ખેતીપ્રધાન દેશ છે ૯૫ ટકા વસ્તીનો આધાર ખેતી છે. મુખ્ય પાક ચોખાનો છે. આ ઉપરાંત મકાઈ, શાકભાજી, રૂ, કૉફી, તમાકુનો પાક થાય છે. મુખ્ય નિકાસ કૉફી, અફીણ, લાખ, ઢોર અને લાકડાંની છે. લાઓસનો ઔદ્યોગિક વિકાસ ખાસ થયો નથી. ટીન એ મુખ્ય ખનીજ છે. જંગલોમાંથી ઇમારતી લાકડું મળે છે

### શિક્ષણ અને ધર્મ

શિક્ષણપ્રચાર બહુ થયો નથી. દેશની વસ્તી બૌદ્ધ ધર્મ પાળે છે.



## ૧૧૧. લિબિયા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૬,૭૯,૩૫૮ ચો. મા. |
| વસ્તી | : | ૧૦,૯૧,૮૩૦ |
| ખંડ | : | આફ્રિકા |
| ભાષા | : | અરેબિક, ઇટાલિયન |
| પાટનગર | : | ત્રિપોલી ( ૧,૩૦,૨૩૮ ) |
| | | બેન્ગાઝી ( ૭૦,૫૩૩ ) |

આફ્રિકાના ભૂમધ્ય સમુદ્રના કિનારે આવેલા લિબિયાના રાજ્યની વસ્તી મોટે ભાગે આરબોની છે. બર્બરો, આફ્રિકન હબસીઓ,

યહૂદીઓ અને ઈટાલિયનોની પણ થોડી વસ્તી છે. લિબિયાનો ઘણો મોટો વિસ્તાર રણપ્રદેશ છે એના વિસ્તારમાં સિરેનેકા, ફિઝાન અને ત્રિપોલીટેનિયાના પ્રાન્તોનો સમાવેશ થાય છે.

સોળમી સદીથી લિબિયા પર તુર્કીનો અમલ ચાલતો હતો પણ ૧૯૧૨ માં ઇટાલીએ લિબિયા પર કબજો જમાવ્યો બીજા વિશ્વયુદ્ધમાં સાથી રાષ્ટ્રોએ આ વિસ્તાર કબજે કર્યો. યુદ્ધ બાદ એના દરજ્જા વિશે મહારાષ્ટ્રોમાં સારો એવો વિખવાદ જાગેલો. પણ છેવટે વિશ્વ-સંસ્થાએ લિબિયાને સ્વતંત્ર રાજ્ય બનાવવાનો નિર્ણય લીધો અને પરિણામે લિબિયાના સ્વતંત્ર રાજ્યનો જન્મ થયો. લિબિયા સાથે બ્રિટન અને અમેરિકાને થયેલી સંધિ મુજબ બંને દેશોને લશ્કરી મથકો સ્થાપવાની ત્યાં છૂટ મળી છે. લિબિયાને બ્રિટન, અમેરિકા, ફ્રાંસ અને ઇટાલી તરફથી આર્થિક સહાય મળે છે. વિશ્વસંસ્થા પણ એને સહાય કરે છે.

**રાજ્યતંત્ર**

લિબિયા રાજાશાહી રાજ્ય છે. એની સરકારનું સ્વરૂપ સમવાયી છે. બે ધારાગૃહોવાળી પાર્લામેન્ટ છે. સેનેટના ૨૪ સભ્યોમાંથી અર્ધા સભ્યોની નિમણૂક રાજા કરે છે અને બાકીના સભ્યો પ્રાન્તોની ધારાસભાઓ સરખે હિસ્સે પસંદ કરે છે. પ્રતિનિધિગૃહના ૫૫ સભ્યોની ચૂંટણી થાય છે. દર ચાર વર્ષે ચૂંટણીઓ યોજાય છે. વડા પ્રધાન અને પ્રધાનમંડળ પાર્લામેન્ટને જવાબદાર છે.

અત્યારના રાજાનું નામ રાજા ઇદરીસ પહેલા છે.

લિબિયા વિશ્વસંસ્થાનું સભ્ય છે.

**અર્થતંત્ર અને ઉત્પાદન**

લિબિયાનો મુખ્ય વ્યવસાય પશુઉછેરનો છે. ભૂમધ્યના કિનારાના પ્રદેશ પર જ ખેતી થઈ શકે છે. ત્યાં ખજૂર, ઓલીવ, લિંબુ, ઘઉં અને જવનો પાક થાય છે. લિબિયા ખાદ્યપદાર્થો, બીજી ઉપયોગની વસ્તુઓ અને બાંધકામનાં સાધનોની આયાત કરે છે.

મુજબ રાજ્યમાં પંદર સભ્યોની ધારાસભા છે, જે પુખ્ત મતાધિકારના ધોરણે ચૂંટાય છે.

### અર્થતંત્ર અને ઉત્પાદન

રાજ્યમાં યંત્રસામગ્રી બનાવવાનો, કાપડનો, માટીની વસ્તુઓ, કૃત્રિમ દાંત, ચામડાનો સામાન વગેરેના ઉદ્યોગો ચાલે છે. મુખ્ય ઉત્પન્નો સૂતર, સુતરાઉ કાપડ, રૂ, સોપ, વેક્યૂમ પમ્પ, ગણતરી માટેનાં યંત્રો, કૅમેરા, સ્ટવ, વીજળીની મોટરો વગેરે છે. ઘઉં, ફળો અને દારૂનું ઉત્પાદન પણ થાય છે. રાજ્યમાં સ્વીસ ચલણ ચાલે છે.

### શિક્ષણ અને ધર્મ

૧૯૫૬માં રાજ્યમાં ૧૮ પ્રાથમિક શાળાઓ અને માધ્યમિક શાળાઓ હતી અને ૨,૫૯૧ વિદ્યાર્થીઓ હતા.

વસ્તી મોટે ભાગે જર્મનોની છે, જે રોમન કૅથોલિક ધર્મ પાળે છે.



## ૧૧૩. લેબેનોન

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૪,૦૧૫ ચો. મા. |
| વસ્તી | : | ૧૪,૫૦,૦૦૦ |
| ખંડ | : | એશિયા |
| ભાષા | : | અરેબિક, ફ્રેંચ |
| પાટનગર | : | બેરુત ( ૩,૭૫,૦૦૦ ) |

લેબેનોન ભૂમધ્ય સમુદ્રના પૂર્વ છેડે સીરિયા અને ઇઝરાયેલ વચ્ચે આવેલું છે. લેબેનોન એક વાર ઑટોમન સામ્રાજ્યનો ભાગ હતું. ૧૯૧૪ સુધી ખ્રિસ્તી લશ્કરી સરકારનો એના પર અમલ હતો. તુર્કીનું એના પર નામનું આધિપત્ય હતું. પ્રથમ વિશ્વયુદ્ધ બાદ લીગ ઑફ નેશન્સના મેન્ડેટથી લેબેનોન અને સીરિયા ફ્રાંસના અમલ નીચે મુકાયા. ૧૯૨૦માં ફ્રાંસે લેબેનોનની સરહદ નક્કી કરી અને ૧૯૨૬ માં પોતાના અંકુશ નીચે ફ્રાંસે લેબેનોનમા પ્રજાસત્તાક રાજ્યની સ્થાપનાની ઘોષણા કરી. બીજા વિશ્વયુદ્ધમાં પ્રથમ ફ્રાંસનો કબજો એના પર જળવાઈ રહ્યો હતો પણ ૧૯૪૧માં એ સાથી દળોના કબજા હેઠળ આવ્યું હતું. ૧૯૪૧ માં સીરિયાના વિરોધને ગણકાર્યા વિના ફ્રાંસે લેબેનોનને સંપૂર્ણ સ્વતંત્રતા બક્ષી.

## રાજ્યતંત્ર

લેબેનોન પ્રજાસત્તાક રાજ્ય છે વહીવટી સત્તા પ્રમુખ અને પ્રધાનમંડળને હસ્તક છે. પ્રમુખની ચૂંટણી દર ૭ વર્ષે થાય છે. પ્રમુખ પ્રધાનમંડળની નિમણૂક કરે છે પણ એ પાર્લામેન્ટને જવાબદાર હોય છે. પાર્લામેન્ટ ૬૬ સભ્યોની બનેલી છે.

લેબેનોન વિશ્વસંસ્થા અને આરબ લીગનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

લેબેનોનનો મુખ્ય પાક તમાકુ, રૂ, ઑલીવ, દ્રાક્ષ અને બીજાં ફળો અને ઘઉંનો છે બૈરુત અને ત્રિપોલીમાં રેશમનો વ્યવસાય વિકસેલો છે. ૧૯૫૦મા ત્રિપોલીમાં તેલશુદ્ધિ કારખાનું સ્થાપવામા આવ્યું છે. લેબેનોન ઊન, ફળો, જવ અને રૂની નિકાસ કરે છે.

લેબેનોનમાં આયર્ન ઓર, બાંધકામ માટેના પથ્થરો અને આરસ સારા પ્રમાણમાં મળે છે.

### શિક્ષણ અને ધર્મ

લેબેનોનમાં ૧૯૫૫માં ૧,૭૭૫ પ્રાથમિક શાળાઓ, ૨૬૨ ઉચ્ચ-પ્રાથમિક શાળાઓ, ૯૨ માધ્યમિક શાળાઓ અને ત્રણ વિદ્યાપીઠો હતી.

લેબેનોનમાં ૫૪ ટકા વસ્તી ખ્રિસ્તી ધર્મ પાળનારાની, ૪૪ ટકા વસ્તી ઇસ્લામ ધર્મ પાળનારાઓની અને બાકીની વસ્તી બીજા ધર્મો પાળનારાઓની છે.



## ૧૧૪. વિયેટનામ

એશિયા ખંડમાં આવેલા વિયેટનામના ૧૯૫૪ના જુલાઈમાં જીનિવા પરિષદમાં બે ભાગ પડી ગયા. ઉત્તર અને દક્ષિણ વિયેટનામ. બંને પ્રદેશોમાં બે વર્ષમાં સંયુક્ત ચૂંટણીઓ યોજીને દેશનું પુનઃ એકીકરણ સાધવાનું નક્કી થયેલું. પરન્તુ હજુ એ આશા ફળી નથી.

બીજા વિશ્વયુદ્ધ બાદ વિયેટનામના પ્રજાસત્તાકનો હિંદી ચીનના સમવાયતંત્ર અને ફ્રેંચ સંઘની અંદર એક સ્વતંત્ર રાજ્ય તરીકે ફ્રાંસે સ્વીકાર કર્યો હતો. એ વખતે વિયેટનામના પ્રજાસત્તાકમાં ટોંગકીંગ અને ઉત્તર અનામનો સમાવેશ થતો હતો. સામ્યવાદી નેતા ડૉ. હો-ચી-મિન્હની આગેવાની હેઠળના વિયેટનામ નેતાઓ કોચીન-ચીનને પણ નવા રાજ્યમાં ભેળવવું જોઈએ એવી માગણી કરતા હતા. પણ આ માગણીનો અસ્વીકાર થતાં ડૉ. હો-ચી-મિન્હ અને એના અનુયાયીઓ તેમ ૯ ટેંગો [illegible]

૧૯૪૬ ના ડિસેમ્બરમાં શરૂ થયેલા આ સંઘર્ષની સાથેસાથ હિંદી ચીનના કાયદેસરના ભાવિ દરજ્જા વિશે ઘણી ચર્ચા ચાલી. ફ્રાંસે અનામના ભૂતપૂર્વ રાજા બાઓ–દાઈને ફ્રાંસનો ટેકો ધરાવતા વિયેટ-નામના વડા તરીકે નીમ્યા. ૧૯૪૯ માં કોચીન–ચીન આ પ્રદેશ સાથે જોડાયું. ૧૯૫૦ માં થયેલી સમજૂતી મુજબ વિયેટનામ, લાઓસ અને કમ્બોડિયાનો ફ્રેંચ સંઘની અંદરના સ્વતંત્ર રાજ્યો તરીકેનો દરજ્જો સ્વીકારાયો.

દરમિયાનમાં, હો–ચી–મિન્હનાં દળોએ કબજે કરેલા પ્રદેશને વિયેટ-નામના લોકશાહી પ્રજાસત્તાક તરીકે સંગઠિત કરવામાં આવ્યો. રશિયા, ચીન અને સોવિયેટ જૂથના બીજા દેશોએ એનો સ્વીકાર કર્યો.

## વિયેટનામનું પ્રજાસત્તાક (દ. વિયેટનામ)

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૬૫,૭૨૬ ચો. મા. |
| વસ્તી | : | ૧,૨૩,૬૬,૦૦૦ |
| ભાષા | : | અનામીઝ, ફ્રેંચ |
| પાટનગર | : | સાઇગોન (૧૭,૯૪,૩૬૦) |

વિયેટનામના પ્રજાસત્તાકમાં વિયેટનામના દક્ષિણ પ્રદેશનો સમાવેશ થાય છે. એમાં કોચીન–ચીનનો અગાઉનો સઘળો પ્રદેશ અને અનામનો દક્ષિણ પ્રદેશ આવી જાય છે. વિયેટનામના ભાગલા થયા બાદ દેશમાં સારા એવા મતભેદો રહ્યા. છેવટે ૧૯૫૫ માં લેવાયેલા લોકમતમાં ન્ગો–ડીન્હ–ડીમને રાજ્યના વડા તરીકે ચૂંટવામાં આવ્યા. ડીમ દેશના પ્રથમ પ્રમુખ બન્યા. બ્રિટન અને અમેરિકાએ વિયેટનામના પ્રજાસત્તાકને માન્યતા આપી છે.

### રાજ્યતંત્ર

૧૯૫૫ ના લોકમતમાં ડીમ, રાજ્યના પ્રથમ પ્રમુખ ચૂંટાયા છે. એ પછી ૧૯૫૬ માં થયેલી ધારાસભાની ચૂંટણીમાં એના ટેકેદારોને બહુમતી મળી છે.

### અર્થતંત્ર અને ઉત્પાદન

વિયેટનામના પ્રજાસત્તાકની ૯૦ ટકા વસ્તીનો આધાર ખેતી પર છે. મુખ્ય પાક ચોખા અને રબરનો છે. આ સિવાય ચા, કૉફી, મકાઈ, તમાકુ, મરીનો પાક પણ થાય છે.

કારખાનાં સાઇગોન અને એની આજુબાજુના વિસ્તારમાં આવેલાં છે. મોટે ભાગે દેશના વપરાશની ચીજો જ આ કારખાનાં તૈયાર કરે છે. ચોખાની મિલો અને લાકડાં વહેરવાનાં કારખાનાં છે.

ખનીજ સંપત્તિ બહુ નથી. થોડો કોલસો અને સોનું મળે છે.

### શિક્ષણ અને ધર્મ

નવી સરકારે લોકોને શિક્ષણ આપવાનો તેમ જ સમાજસુધારાનો કાર્યક્રમ અમલમાં મૂકવા માંડ્યો છે. લોકો બૌદ્ધ અને ખ્રિસ્તી ધર્મ પાળે છે.

## વિયેટનામનું લોકશાહી પ્રજાસત્તાક (ઉ. વિયેટનામ)

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૬૩,૩૬૦ ચો. મા. |
| વસ્તી | : | ૧,૨૫,૦૦,૦૦૦ |
| ખંડ | : | એશિયા |
| ભાષા | : | અનામીઝ, ચીની અને ફ્રેંચ |
| પાટનગર | : | હેનોઈ (૨,૯૭,૯૦૦) |

સત્તરમી સમાન્તર અક્ષાંશ રેખાની ઉત્તરે આવેલા વિયેટનામના આ પ્રદેશનો વહીવટ ૧૯૫૪ માં જીનિવામાં થયેલી સમજૂતી મુજબ ડૉ. હો–ચી–મિન્હ અને તેમના સાથીઓને સોંપવામાં આવ્યો છે. હો–ચી–મિન્હ વિયેટનામની મુક્તિ માટે ફ્રાંસ સામે લડી રહ્યા હતા. આ લડાઈ વર્ષો સુધી ચાલ્યા બાદ સમજૂતી થઈ હતી. ઉત્તર વિયેટનામના પ્રદેશમાં ટોંગકીંગનો પ્રદેશ અને અનામનો ઉત્તરનો ભાગ આવે છે. ઉ. વિયેટનામ હવે ફ્રેંચ સંઘનો ભાગ નથી.

રાજ્યતંત્ર

ઉત્તર વિયેટનામ લોકશાહી પ્રજાસત્તાક રાજ્ય છે અને એની સરકારની રચના સોવિયેટ સંઘની સરકારની પદ્ધતિ મુજબ થયેલી છે. હો-ચી-મિન્હ આ દેશના પ્રમુખ છે. રશિયા, ચીન અને સોવિયેટ જૂથના બીજા દેશોએ એને માન્યતા આપી છે.

અર્થતંત્ર અને ઉત્પાદન

આ દેશના અર્થતંત્રનો આધાર ખેતી અને ખનીજ સંપત્તિ પર છે. મુખ્ય પાક ચોખા છે. આ સિવાય મકાઈ, શેરડી, ચા, કોફી, તમાકુ વગેરેનો પાક થાય છે. ઉદ્યોગો ખાસ વિકસેલા નથી. ખનીજમાં કોલસો સારા પ્રમાણમાં મળે છે. ઉપરાંત ટીન, લાઇમસ્ટોન અને સોનું પણ મળે છે.

શિક્ષણ અને ધર્મ

લોકોમાં નિરક્ષરોનું પ્રમાણ ઘટાડવા પ્રયાસ થઈ રહ્યા છે. બૌદ્ધ અને ખ્રિસ્તી એ બે મુખ્ય ધર્મો લોકો પાળે છે.



## ૧૧૫. વેટિકન

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૧૦૮.૭ એકર |
| વસ્તી | : | ૯૪૭ |
| ખંડ | : | યુરોપ |
| ભાષા | : | લેટિન, ઇટાલિયન |

વેટિકનનું નગર રાજ્ય સાર્વભૌમ અને સ્વતંત્ર છે. રોમ નજીક ટાઈબર નદીના જમણા કિનારે વેટિકનની ટેકરી પર એ આવેલું છે. વેટિકન રોમન કૅથોલિક ધર્મનું મુખ્ય કેંદ્ર છે અને પોપ ત્યાંથી પોતાની ધાર્મિક સત્તા અને અધિકારનું સંચાલન કરે છે. ૧૯૨૯ની એક સંધિથી આ વિસ્તાર પર ઇટાલીએ પોપની સાર્વભૌમ સત્તાનો સ્વીકાર કર્યો છે. અત્યારના પોપ પાયસ બારમા છે. પોપને હસ્તક જ સઘળી વહીવટી અને ધારાકીય સત્તા છે.

વેટિકન પોતે જ વિદેશો સાથેના સંબંધો રાખે છે. ૧૯૫૬માં ૪૦ દેશો સાથે એના રાજદ્વારી સંબંધો હતા.



## ૧૧૬. વેનેઝુએલા

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૩,૫૨,૧૪૩ ચો. મા. |
| વસ્તી | : | ૬૦,૦૦,૦૦૦ |
| ખંડ | : | અમેરિકા |
| ભાષા | : | સ્પેનિશ |
| પાટનગર | : | કૅરેકસ ( ૭,૪૯,૩૦૩ ) |

સોળમી સદીથી ઓગણીસમી સદીના પ્રારંભ સુધી વેનેઝુએલા પર સ્પેનનો અમલ હતો. ૧૮૨૨માં એ કોલંબિયાના પ્રજાસત્તાકનો એક ભાગ બન્યું અને છેવટે ૧૮૩૦માં એને સ્વતંત્રતા મળી. ૧૮૪૬ની સાલથી દેશમાં ઘણી ક્રાંતિઓ થઈ અને એક પછી એક આપખુદ

તંત્રનો અમલ આવ્યો. ૧૯૫૩માં આખરે ધારાસભાએ નવા બંધારણની ઘોષણા કરી.

### રાજ્યતંત્ર

વેનેઝુએલા પ્રજાસત્તાક રાજ્ય છે. ધારાકીય સત્તા બે ધારાગૃહોની બનેલી કોંગ્રેસને હસ્તક છે. સેનેટના ૪૨ સભ્યો રાજ્યોની ધારાસભાના સભ્યોને ચૂંટે છે જ્યારે ૧૦૪ સભ્યોની ચેમ્બર ઓફ ડેપ્યુટીની સીધી ચૂંટણી કરવામા આવે છે. પ્રમુખની ચૂંટણી દર પાચ વર્ષે થાય છે.

વેનેઝુએલા વિશ્વસંસ્થાનું સભ્ય છે.

### અર્થતંત્ર અને ઉત્પાદન

મોટા ભાગની વસ્તી ખેતી કાર્યમાં રોકાયેલી છે પણ વસ્તીના વધારાને પહોંચી શકે એટલી ઝડપે અન્ન ઉત્પાદન વધતું નથી. મુખ્ય પાક કોફીનો છે. આ સિવાય કોકો, શેરડી, રૂ, ઘઉં, ફળોનો પાક થાય છે.

ઉદ્યોગો બહુ નથી. પણ જે છે એમાં સુતરાઉ કાપડની મિલો, લાકડા પરનું કામ, તમાકુની ઉત્પજોને લગતા વ્યવસાયોનો સમાવેશ થાય છે. અર્થતંત્રનો આધાર દેશમાં મળતા તેલ પર છે. નિકાસમાં ૯૫ ટકા હિસ્સો તેલનો છે.

વેનેઝુએલા ખાદ્ય પદાર્થો, યંત્રો, કાપડ, દારૂની આયાત કરે છે. જ્યારે આયર્ન ઓર, કોફી અને કોકોની નિકાસ કરે છે.

દેશમા મેંગેનિઝ, બોકસાઈટ, કોલસો, તાંબું, ટીન વગેરે ખનીજો મળે છે.

### શિક્ષણ અને ધર્મ

દેશમાં ૭ થી ૧૪ વર્ષનાં વિદ્યાર્થીઓ માટે શિક્ષણ ફરજિયાત છે. દેશની ૬૦ ટકા વસ્તી નિરક્ષર છે.

## ૧૬૭. સાઉદી અરેબિયા

વિસ્તાર : ૬,૧૭,૭૬૦ ચો. મા.
વસ્તી : ૭૦,૦૦,૦૦૦
ખંડ : એશિયા
ભાષા : અરેબિક
પાટનગર : રિયાધ (૮૦,૦૦૦)

સાઉદી અરેબિયાના પ્રદેશમાં હાજેઝ, નેજદ અને અસીરના વિસ્તારોનો સમાવેશ થાય છે. રાજા ઇબ્ન સાઉદે આ ત્રણે વિસ્તારોનું એકીકરણ કર્યું હતું. ૧૯૩૨ માં બ્રિટને સાઉદી અરેબિયાની સ્વતંત્રતાનો સ્વીકાર કર્યો. મૂળ તો સાઉદી અરેબિયાની મુખ્ય આવક મક્કા હજ કરવા જતા મુસ્લિમો પાસેથી લેવાતા કરની જ હતી પણ ૧૯૩૬ માં તેલ વિસ્તારો મળી આવતાં એના અર્થતંત્રમાં પલટો થઈ ગયો. અમેરિકન તેલ કંપનીને તેલ કાઢવાનો પરવાનો છે.

### રાજ્યતંત્ર

સાઉદી અરેબિયામાં વારસાગત રાજાશાહીનો અમલ છે. વહીવટી સત્તા સંપૂર્ણતઃ રાજાને હસ્તક છે. સરકારનાં વિવિધ ખાતાંઓ પર દેખરેખ રાખવા માટે એજન્ટ જનરલ હોય છે. પ્રધાનમંડળની નિમણૂક કરવામાં આવે છે, જે રાજાને વહીવટમા સલાહ આપે છે. રાજકીય પક્ષો નથી. અત્યારના રાજા સાઉદ ઇબ્ન અબ્દ અલ અઝીઝ અલ સાઉદ છે.

સાઉદી અરેબિયા વિશ્વસંસ્થા અને આરબ લીગનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

અર્થતંત્રમાં ૧૯૩૮ માં મળી આવેલાં તેલક્ષેત્રોનું મહત્ત્વનું સ્થાન છે. તેલક્ષેત્રો ચલાવતી કંપનીઓને થતા નફાનો અર્ધો હિસ્સો સરકારને મળે છે દેશમાં બહુ થોડી જમીન પર ખેતી થાય છે. મુખ્ય પાક ખજૂર, ઘઉં, જવ અને ફળોનો છે. પશુઉછેર મુખ્ય વ્યવસાય છે. વ્યવહારનું મુખ્ય સાધન ઊંટ છે. અનાજની સારા પ્રમાણમાં આયાત કરવી પડે છે.

## શિક્ષણ અને ધર્મ

સાઉદી અરેબિયામાં લોકોને શિક્ષણ આપવા પ્રયાસ થઈ રહ્યો છે પણ વસ્તીનો ઘણો ભાગ ભટકતી જાતિઓનો છે એટલે મુશ્કેલી છે. નિરક્ષરતાનું પ્રમાણ વધારે છે.

દેશની વસ્તી મોટે ભાગે ઇસ્લામ ધર્મ પાળે છે. મુસ્લીમોનું હજ કરવાનું સ્થળ મક્કા આ દેશમાં છે.

●

## ૧૧૮. સાત શેખાયતો (ટ્રુસિયલ રાજ્યો)

વિસ્તાર : ૩૦,૦૦૦ ચો. મા.
વસ્તી : ૮૦,૦૦૦
ખંડ : એશિયા
ભાષા : અરેબિક

ઈરાનના અને ઓમાનના અખાતના કાંઠા પર સાત શેખાયતના પ્રદેશો આવેલા છે. એનાં નામ આ પ્રમાણે છે: અબુધબી, અજમન, દુબાઈ, ફુજૈરાહ, રાસ અલખૈમાહ, શર્જાહ અને ઉમખલ કવૈવાન.

બ્રિટિશ રક્ષણ હેઠળનાં આ સ્વતંત્ર રાજ્યો છે. ૧૮૨૦ની સાલની સંધિથી બ્રિટન સાથેના એમના સંબંધો સ્થપાયેલા છે આ પ્રદેશો બ્રિટિશ સરકાર સાથે જ કોઈ સંધિ કે કરાર કરી શકે છે. ચાંચિયાગીરી અને અંદરઅંદરના સંઘર્ષ અટકાવવા માટે બ્રિટને આ શેખાયતો સાથે સંધિ કરી હતી–એટલે તહકૂબી જળવાઈ રહે. આથી એને ટ્રુસિયલ (તહકૂબી) રાજ્યો કહેવામાં આવે છે.

આ રાજ્યોમાં બ્રિટિશ રાજદ્વારી પ્રતિનિધિ રહે છે અને એના દ્વારા બહેરિન ખાતેના બ્રિટિશ રાજકીય અધિકારી આ પ્રદેશ માટે જવાબદાર છે.

આ વિસ્તારમાંથી તેલ કાઢવાનો અધિકાર બ્રિટિશ તેલ કંપનીને હસ્તક છે.

●

## ૧૧૯. સાન મૅરીનો

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૩૮ ચો. મા. |
| વસ્તી | : | ૧૪,૦૦૦ |
| ખંડ | : | યુરોપ |
| ભાષા | : | ઇટાલિયન |
| પાટનગર | : | સાન મેરીનો ( ૨,૦૦૦ ) |

સાન મેરીનો દુનિયાનું સૌથી પ્રાચીન અને નાનામાં નાનું પ્રજાસત્તાક છે. એની આસપાસ ઇટાલીનો પ્રદેશ આવેલો છે. ૩૫૦ની સાલમાં પ્રજાસત્તાકની સ્થાપના કરવામાં આવી હતી.

દેશની વહીવટી સત્તા રિજન્ટોના હાથમાં છે. આમાંથી બે રિજન્ટની ચૂંટણી દર ૭ મહિને ગ્રાન્ડ કાઉન્સિલ દ્વારા કરવામાં આવે છે.

ટપાલની ટિકિટોમાંથી પ્રજાસત્તાકને સારી આવક થાય છે. એટલા માટે ટપાલની ટિકિટો વખતોવખત બદલવામાં આવે છે. આ સિવાય આ પ્રજાસત્તાક જવ, દારૂ, અને ઢોરની નિકાસ કરે છે.

પ્રજાસત્તાકમાં ૧૮ પ્રાથમિક શાળાઓ અને ૩ માધ્યમિક શાળાઓ ૧૯૫૫માં હતી. આ પ્રદેશના લોકો રોમન કેથોલિક ધર્મ પાળે છે.



## ૧૨૦. સાયપ્રસ

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૩,૫૭૨ ચો. મા. |
| વસ્તી | : | ૫,૧૩,૭૦૦ |
| ખંડ | : | યુરોપ |
| પાટનગર | : | નિકોસિયા ( ૪૯,૦૦૦ ) |

પૂર્વ ભૂમધ્યમાં આવેલું, સાયપ્રસ બ્રિટિશ સંસ્થાન છે. એની ૮૦ ટકા વસ્તી ગ્રીક લોકોની છે અને ૧૭.૭ ટકા વસ્તી તુર્ક લોકોની છે.

સાયપ્રસ મૂળ તો બિઝેન્ટીન સામ્રાજ્યના એક ભાગરૂપ હતું. એ પછી ૧૫૭૧ થી ૧૮૭૮ સુધી એના પર તુર્કોનો કબજો હતો. ૧૮૭૮ માં બ્રિટને આ દેશમાં કેટલાક અધિકારો મેળવ્યા અને ૧૯૧૪માં આખા પ્રદેશનો કબજો લઈ લીધો. ૧૯૧૫માં ગ્રીસ સર્બિયાને ટેકો આપે તો સાયપ્રસ એને સોંપવાની બ્રિટને તૈયારી બતાવી પણ ગ્રીસે એનો અસ્વીકાર કર્યો. ૧૯૨૫માં સાયપ્રસને બ્રિટિશ સંસ્થાનનો દરજ્જો મળ્યો.

૧૯મી સદીમાં સાયપ્રસમાં રેવજે મુસ્લિમ વિરોધી આંદોલનમાં ભાગ લેવા માંડ્યો અને સાયપ્રસને ગ્રીસ સાથે જોડવાની માગણી કરવામાં આવી. અત્યારે આ માગણી ખૂબ જ જોરદાર બની છે અને ગ્રીસ સાથેના જોડાણની માગણી કરતા પક્ષની આગેવાની આર્ક બીશપ મકારીઓએ લીધી છે. બ્રિટને એમને એક વાર સાયપ્રસમાંથી હદપાર કરેલા. હજુ યે સાયપ્રસમાં આત્મનિર્ણયના અધિકાર માટે તેમ જ ગ્રીસ સાથેના જોડાણની માગણી માટે વારંવાર હિંસક તોફાનો થાય છે. બ્રિટિશ સરકારે કેટલાક સુધારા દાખલ કરવાનો પ્રયાસ કર્યો છે પણ એથી લોકોને પૂરો સંતોષ થયો નથી. સાયપ્રસ પર તુર્કી પણ કેટલાક સમયથી દાવો કરી રહ્યું છે.

સાયપ્રસ બહુ સાધનોવાળો દેશ નથી. એની આવકનો મોટો આધાર બ્રિટન દ્વારા ત્યાં થતા લશ્કરી ખર્ચ અને પ્રવાસીઓમાંથી થતી આવક પર છે. ખેતી ઉત્પન્નો ધાન્ય, દ્રાક્ષ, રૂ, ફળો, પનીર, બટેટા વગેરેની છે. તાંબું, લોખંડ અને બીજાં ખનીજો પણ મળે છે.

## ૧૨૧. સાર્વાક

વિસ્તાર : ૪૭,૦૦૦ ચો. મા.
વસ્તી : ૬,૧૩,૮૭૯
ખંડ : એશિયા
પાટનગર : કુચંગ (૬૦,૦૦૦)

સાર્વાક બોર્નિયોમાં આવેલું બ્રિટિશ સંસ્થાન છે. ૧૮૪૧ માં બ્રુનેઈના સુલતાને સર જેમ્સ બ્રુકને સરકારની સત્તાઓ સુપરત કરી ત્યારથી સો વર્ષ સુધી સાર્વાક પર બ્રુક કુટુંબનો અમલ રહ્યો—જેને ગોરા રાજાઓ કહેવામાં આવતા હતા. ૧૮૮૮ની સાલથી સાર્વાક બ્રિટિશ રક્ષણ નીચે આવ્યું અને અત્યારે એ બ્રિટિશ સંસ્થાન છે. સંસ્થાનનો વહીવટ ગવર્નરને હસ્તક છે.

સાર્વાકમાં મુખ્ય પાક રબર, મરી, ચોખાનો છે. ખૂબ જ મહત્ત્વનું ખનીજ પેટ્રોલિયમ છે. આ સિવાય સોનું, ચાંદી અને કોલસો મળે છે. પેટ્રોલિયમ, રબર અને મરીની નિકાસ થાય છે.



## ૧૨૨. સિલોન

વિસ્તાર : ૨૫,૩૩૨ ચો. મા.
વસ્તી : ૮૯,૨૯,૦૦૦
ખંડ : એશિયા
ભાષા : સિંહાલી, તામીલ, અંગ્રેજી
પાટનગર : કોલંબો (૪,૨૩,૪૮૧)

હિન્દી મહાસાગરમાં ભારતના દક્ષિણ કિનારા પાસે આવેલ સિલોન એક ટાપુ છે. ઈ. સ. પૂર્વે ૫૦૪ માં પ્રથમ સિંહાલી રાજા વિજયે ભારતમાંથી આ પ્રદેશ પર આક્રમણ કર્યું હતું. ઈ. સ. પૂર્વે ત્રીજી સદીમાં સિલોનમાં બૌદ્ધ ધર્મનો પ્રસાર થયો.

૧૫૦૫ માં ફિરંગીઓ સિલોનમાં આવ્યા હતા પણ ૧૭ મી સદીમાં ડચોએ તેમને હાંકી કાઢ્યા હતા ૧૮ મી સદીમાં બ્રિટિશરોએ ડચોને હાંકી કાઢ્યા અને ૧૭૯૬ માં એ બ્રિટિશ સંસ્થાન બન્યું. છેવટે સિલોનમાં ધીરે ધીરે રાજકીય સુધારા દાખલ કરવામાં આવ્યા અને બીજા વિશ્વયુદ્ધ બાદ ૧૯૪૮ ના ફેબ્રુઆરીમાં બ્રિટિશ પાર્લામેન્ટના ધારાથી એને સંપૂર્ણ સાંસ્થાનિક સ્વતંત્રતા મળી.

રાજ્યતંત્ર

૧૯૪૬ ના બંધારણ મુજબ વહીવટી સત્તા બ્રિટિશ તાજે નિમેલા ગવર્નર જનરલ અને વડા પ્રધાન તેમ જ પ્રધાનમંડળને હસ્તક છે. ધારાકીય સત્તા બે ધારાગૃહોવાળી પાર્લામેન્ટને હસ્તક છે. ૧૦૧ સભ્યોના પ્રતિનિધિગૃહમાંથી ૯૫ સભ્યોની પુખ્ત મતાધિકારના ધોરણે ચૂંટણી થાય છે અને ૩૦ સભ્યોની સેનેટમાં ૧૫ સભ્યો ચુંટાયેલા અને ૧૫ સભ્યો નિમાયેલા છે.

દેશના મુખ્ય રાજકીય પક્ષોમાં પ્રજાકીય સંયુક્ત પક્ષ, સમાજવાદી પક્ષ, ફેડરલિસ્ટ પક્ષ, યુનાઈટેડ નેશનાલિસ્ટ પક્ષ અને સામ્યવાદી પક્ષનો સમાવેશ થાય છે.

૧૯૫૬ ની ચૂંટણી પ્રજાકીય સંયુક્ત પક્ષને પ્રતિનિધિગૃહમાં બહુમતી મળી છે અને એના નેતા શ્રી. એસ. ડબલ્યુ. આર. ડી. બંડારનાયક વડા પ્રધાન છે

સિલોન વિશ્વસંસ્થા અને બ્રિટિશ રાષ્ટ્રસમૂહનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

સિલોનને અનાજ અને ખાસ કરીને એના મુખ્ય ખોરાક ચોખા માટે આયાત પર આધાર રાખવો પડે છે. દેશનો મુખ્ય પાક ચા, રબર અને નાળિયેરીનો છે. બીજા પાકમાં ચોખા, ફ્ળો વગેરેનો સમાવેશ થાય છે. દેશ ચા, રબર અને કોપરેલની નિકાસ કરે છે.

દેશની ખનીજ સંપત્તિમાં ગ્રેફાઇટ, લાખ, મેગનેસાઇટ અને વેનેડિયમનો સમાવેશ થાય છે યુરેનિયમ હોવાની સંભાવના પણ છે.

## શિક્ષણ અને ધર્મ

સાર્વજનિક શાળાઓમાં મફત શિક્ષણ આપવામાં આવે છે. ૩૪.૨ ટકા વસ્તી નિરક્ષર છે. સિંહાલીઝ અને તામિલ એમ બે પ્રકારની શાળાઓ હોય છે. સિંહાલી અને તામિલ ભાષાના ઉપયોગ સંબંધે દેશમાં મતભેદ છે.

દેશની ૬૨ ટકા વસ્તી બૌદ્ધ ધર્મ પાળે છે. ૨૨ ટકા વસ્તી હિંદુ, ૭ ટકા વસ્તી ઇસ્લામ, ૯ ટકા વસ્તી ખ્રિસ્તી અને બાકીની વસ્તી બીજા ધર્મો પાળે છે.

સિલોન અને ભારત વચ્ચે ભારતથી સિલોનમાં જઇને વસેલા લાખો ભારતીઓનો પ્રશ્ન મુશ્કેલ છે. એના ઉકેલ માટે પ્રયાસો થઈ રહ્યા છે પણ પ્રશ્ન જ એટલો ગૂંચવણભર્યો છે કે એનો ઉકેલ લાવવાનું સરળ નથી લાગતું.

## ૧૨૩. સીંગાપોર

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૨૧૭ ચો. મા. |
| વસ્તી | : | ૧૨,૩૬,૬૦૯ |
| ખંડ | : | એશિયા |
| પાટનગર | : | સીંગાપોર (૪,૪૧,૮૮૫) |

સીંગાપોરને ૧૯૪૬ માં અલગ બ્રિટિશ સંસ્થાનનો દરજ્જો મળ્યો છે. આ વર્ષે સીંગાપોરને સંપૂર્ણ આંતરિક સ્વશાસન મળશે.

૧૯૫૫ ના બંધારણ મુજબ સીંગાપોરમાં ૩૨ સભ્યોની ધારાસભા છે, આમાંથી ૨૫ ની સીધા મતદાનથી ચૂંટણી થાય છે. પ્રધાનમંડળ ધારાસભાને જવાબદાર હોય છે. ગવર્નર પાસે વિદેશી બાબતો, સંરક્ષણ અને આંતરિક સલામતીને લગતી અનામત સત્તા છે.

સીંગાપોર મુખ્યતઃ વેપારી કેંદ્ર છે. વ્યૂહની દૃષ્ટિએ પણ એનું મહત્ત્વ છે. સંસ્થાનમાં ટીન સ્મેલ્ટિંગ, લાકડાં વહેરવાની મિલો, રબરનો સામાન બનાવવાનાં કારખાનાં, બિસ્કિટ, સાબુ, રંગો, એલ્યુમિનિયમની બનાવટો વગેરેને લગતા ઉદ્યોગો ચાલે છે. સીંગાપોર દૂર પૂર્વનું મુખ્ય નૌકા મથક છે.

સંસ્થાનની ૭૮ ટકા વસ્તી ચીનાઓ અને ૧૨ ટકા વસ્તી મલાયનોની છે.

•

## ૧૨૪. સુદાન

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૯,૬૭,૫૦૦ |
| વસ્તી | : | ૧,૦૨,૦૯,૭૦૩ |
| ખંડ | : | આફ્રિકા |
| ભાષા | : | અરેબિક, અંગ્રેજી, સ્થાનિક બોલીઓ |
| પાટનગર | : | ખાર્ટુમ (૯૨,૮૨૯) |

ઈ. સ. ૧૮૯૯ થી ૧૯૫૬ ની ૧ જાન્યુઆરી સુધી સુદાન પર બ્રિટન અને ઇજિપ્તનો સંયુક્ત વહીવટ હતો. ૧૯૫૩ માં બંને દેશોએ સુદાનને સ્વશાસન આપવાનું નક્કી કર્યું. વહીવટી તંત્ર સુદાનના નાગરિકોને હસ્તક આવે એ પછી સુદાને સ્વતંત્ર થવું કે ઇજિપ્ત સાથે કોઈક પ્રકારનું જોડાણ કરવું એ નક્કી કરવાનો અધિકાર એને આપવામાં આવ્યો. આ મુજબ સુદાને સ્વતંત્ર થવાનું નક્કી કર્યું. ૧૯૫૬ ના જાન્યુઆરીમાં બ્રિટન અને ઇજિપ્તે સુદાનના નિર્ણયને માન્ય રાખ્યો અને ત્યારથી એ સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવે છે

### રાજ્યતંત્ર

સુદાન પ્રજાસત્તાક રાજ્ય છે. એની ધારાકીય સત્તા બે ધારાગૃહોવાળી ધારાસભાને હસ્તક છે. ૫૦ સભ્યોની સેનેટ છે અને ૯૭ ચૂંટાયેલા સભ્યોની પ્રતિનિધિસભા છે. વહીવટી તંત્ર વડા પ્રધાન અને પ્રધાનમંડળને હસ્તક છે.

સુદાન વિશ્વસંસ્થાનું સભ્ય છે.

**અર્થતંત્ર અને ઉત્પાદન**

નાઈલ નદીના પાણીનો ઉપયોગ કરીને સુદાન રૂનો વિપુલ પાક લે છે. આ પાક પર દેશના અર્થતંત્રનો અમુક અંશે આધાર છે. આ ઉપરાંત ધાન્ય અને તેલીબીયાંનો પાક લેવામાં આવે છે. ઘણા લોકો પશુઉછેરનો વ્યવસાય કરે છે. ઊંટ, ઢોર અને ઘેટાં સારી સંખ્યામાં છે.

સુદાનની મુખ્ય નિકાસ રૂની છે.

મીઠું, સોનું વગેરે સુદાનમાં મળે છે. જંગલ સંપત્તિ પણ ઠીક ઠીક છે.

**શિક્ષણ અને ધર્મ**

સુદાનમાં નિરક્ષરતાનું પ્રમાણ સારું એવું છે. લોકો ઇસ્લામ, પેગન અને ખ્રિસ્તી ધર્મ પાળે છે.



## ૧૨૫. સોમાલિયા

વિસ્તાર : ૨,૨૦,૦૦૦ ચો.
વસ્તી : ૧૨,૬૩,૫૦૦
ખંડ : આફ્રિકા
પાટનગર : મોગાડિશુ (૭૪,૦૦૦)

આફ્રિકાના પૂર્વ કિનારે આવેલું સોમાલિયા ઇટાલીના વહીવટ નીચેનો વાલીપણાનો પ્રદેશ છે. ૧૯૨૫મા બ્રિટને આ પ્રદેશ ઇટાલીને

સોંપ્યો હતો. બીજા વિશ્વયુદ્ધ પછી એનું ભાગ્ય નક્કી કરવાનું બ્રિટન, અમેરિકા, ફ્રાંસ અને રશિયા પર છોડવામાં આવ્યું હતું. પણ આ મહાસત્તાઓ કોઈ નિર્ણય પર ન આવી શકતાં વિશ્વસંસ્થાએ એને ઇટાલીના વાલીપણા નીચે મૂકેલ છે. ૧૯૬૦ માં એને સાર્વભૌમ સ્વતંત્ર રાજ્યનો દરજ્જો મળશે.

૧૯૫૬ માં થયેલી ચૂંટણીમાં ધારાસભાની ૬૦ માંથી ૪૨ બેઠકો લીગ ઓફ સોમાલી યૂથ નામના પક્ષને મળી છે. આ પક્ષ ફ્રેંચ સોમાલીલૅન્ડ, બ્રિટિશ સોમાલીલૅન્ડ અને સોમાલિયાનું એક એકમ રચવાની માગણી કરે છે.

દેશમાં મોટે ભાગે સોમાલીઓની વસ્તી છે જેઓ સુન્ની ઇસ્લામ ધર્મ પાળે છે. ઘેટાં, ઢોર અને ઊંટઉછેરનો વ્યવસાય ચાલે છે. રૂ, ફળો અને કેળાંનો પાક થાય છે. જંગલ સંપત્તિ સારી છે. ખનીજમાં ટીનનો સમાવેશ થાય છે. સોમાલિયા કેળાં, ચામડાં અને રૂની નિકાસ કરે છે.



## ૧૨૬. સ્પેન

વિસ્તાર : ૧,૯૪,૯૪૫ ચો. મા.
વસ્તી : ૨,૯૧,૩૦,૪૯૯
ખંડ : યુરોપ
ભાષા : સ્પેનિશ
પાટનગર : માડ્રિડ (૧૮,૪૩,૭૦૫)

એક જમાનો એવો હતો કે જ્યારે સ્પેન દુનિયાની એક મહાન સત્તા તરીકેનો દરજ્જો ધરાવતું હતું. ઈ. સ. પૂર્વે ૨૦૧ થી ઈ. સ. ૪૦૬ સુધી એ રોમન સામ્રાજ્યમાં હતું. ૧૪૯૨ માં સ્પેનને એક તંત્ર નીચે મૂકવામાં આવ્યું. સોળમી સદીમાં સ્પેન મહાસત્તા બન્યું અને ૧૫૮૮ માં સ્પેનનાં નૌકાદળને બ્રિટને પરાજય આપ્યો એ પછી એની પડતી શરૂ થઈ. પ્રથમ વિશ્વયુદ્ધમાં સ્પેન તટસ્થ હતું.

૧૯૩૧ માં રાજાશાહીનો અંત આવ્યો અને સ્પેનને પ્રજાસત્તાક બનાવવાનું નક્કી થયું. પણ ૧૯૩૬માં લશ્કરે બળવો કર્યો. એમાંથી આંતરવિગ્રહ થયો અને જનરલ ફ્રાન્કો સરમુખત્યાર તરીકે સત્તા પર આવ્યા.

બીજા વિશ્વયુદ્ધમાં ફ્રાન્કોએ ભાગ લીધો નહોતો પણ એની સહાનુભૂતિ જર્મની અને એના સાથીઓ તરફ હતી. ૧૯૫૩ માં અમેરિકા અને સ્પેને એક કરાર કર્યો છે જે મુજબ સ્પેને પોતાના પ્રદેશમાં અમેરિકાને અમુક લશ્કરી મથકો રાખવાની છૂટ આપી છે. આના બદલામાં અમેરિકા સ્પેનને લશ્કરી અને આર્થિક મદદ આપે છે.

## રાજ્યતંત્ર

સ્પેનમાં નામની જ રાજાશાહી છે—બાકી વાસ્તવમાં તો જનરલ ફ્રાન્કોનો સરમુખત્યારશાહી અમલ અત્યારે ચાલે છે. ૧૯૪૭ના એક ધારા દ્વારા સ્પેનને રાજાશાહી હેઠળના રાજ્ય તરીકે જાહેર કરવામાં આવેલ છે. સ્પેનની ધારાસભાની ચૂંટણી દર ત્રણ વર્ષે થાય છે. વહીવટી સત્તા રાજ્યના વડા જનરલ ફ્રાન્કોના હાથમાં છે જે વડા પ્રધાન, સર સેનાપતિ અને ફેલેન્જીસ્ટ પક્ષના વડા છે જનરલ ફ્રાન્કો પછી રાજવંશના લાયક માણસને રાજા બનાવવાની બંધારણમાં જોગવાઈ છે. પણ ફ્રાન્કો પોતાના અનુગામીની નિમણૂક કરી શકે તેમ છે.

જનરલ ફ્રાન્કોએ આપેલા આદેશ મુજબ સ્પેનમાં એક જ

-રાજકીય પક્ષ છે. ફેલેન્ગે-જેને રાષ્ટ્રીય આંદોલન એવું નામ પણ -આપવામાં આવે છે.

સ્પેન વિશ્વસંસ્થાનું સભ્ય છે.

-અર્થતંત્ર અને ઉત્પાદન

સ્પેન ખેતીપ્રધાન દેશ છે. મુખ્ય પાક ઘઉં, બટેટા, જવ, મકાઈ, ઓટ, શેરડી, ચોખા, ઓલીવ, રૂ, તમાકુનો છે. દ્રાક્ષનો પાક પણ સારો છે. પશુધનમાં ૬૯ ટકા ઘેટા છે.

સ્પેનમાં કાપડની મિલો, કાગળ બનાવવાનાં, લોખંડ અને પોલાદનાં, સિમેન્ટ, કાચ, તેલશુદ્ધિ, મશીનરી તથા તમાકુ પ્રોસેસ કરવાનાં કારખાનાં છે.

દેશ ફળો, માછલી, દારૂ, ઓલીવ તેલ, લોખંડ, પારો, ચામડું વગેરેની નિકાસ કરે છે જ્યારે કપાસ, ધાન્ય, વાહનો, રસાયણો, પેટ્રોલિયમ, ઇમારતી લાકડું વગેરેની એ આયાત કરે છે.

ખનીજ સંપત્તિમાં કોલસો, આયર્ન ઓર, લિગ્નાઈટ, ઝિન્ક, સીસું, પારો, ગંધક, મેંગેનિઝ, કોબાલ્ટનો સમાવેશ થાય છે.

પ્રવાસીઓમાંથી દેશને સારી આવક મળે છે.

-શિક્ષણ અને ધર્મ

પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત છે. ધાર્મિક શિક્ષણની છૂટ છે. લગભગ ૧૪ ટકા વસ્તી નિરક્ષર છે.

દેશની મોટા ભાગની વસ્તી રોમન કેથોલિક ધર્મ પાળે છે.

●

## ૧૨૭. સ્વાઝીલૅન્ડ

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૬,૭૦૫ ચો. મા |
| વસ્તી | : | ૧,૮૫,૨૧૫ |
| ખંડ | : | આફ્રિકા |
| પાટનગર | : | એમ્બેન ( ૧,૬૦૦ ) |

સ્વાઝીલૅન્ડ ટ્રાન્સવાલની અગ્નિ દિશાએ આવેલું છે. ૧૮૯૪માં ટ્રાન્સવાલ પ્રજાસત્તાકના રક્ષણ નીચે આવ્યું પણ ૧૯૦૬માં એને બ્રિટનનો રક્ષિત વિસ્તાર બનાવવામાં આવ્યો. દેશનો વહીવટ રેસિડન્ટ કમિશનને હસ્તક છે.

મોટા ભાગની વસ્તી સ્વાઝી જાતિના લોકોની છે. ૩,૨૦૪ જેટલા યુરોપિયનો પણ વસે છે.

દેશમાં મુખ્ય પાક રૂ, તમાકુ, સોયાબીન, કેળાં, ચોખા, ફળોનો છે.

દેશમાં સોનું, કોલસો, ટીન, એસ્બેસ્ટોસ, સોખંડ, તાંબું વગેરે ખનીજો મળે છે.

## ૧૨૮. સ્વીટ્ઝરલૅન્ડ

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૧૫,૯૪૧ ચો. મા. |
| વસ્તી | : | ૫૦,૭૪,૦૦૦ |
| ખંડ | : | યુરોપ |
| ભાષા | : | જર્મન, ફ્રેંચ. |
| પાટનગર | : | બર્ન (૧,૫૮,૭૦૦) |

દુનિયાનું એક સૌથી વધુ લોકશાહી બંધારણ ધરાવનાર સ્વીટ્ઝરલૅન્ડ મધ્ય યુરોપમાં આવેલો પ્રાકૃતિક રમણીયતા ધરાવતો એક આદર્શ દેશ છે. દેશના ૨૨ વિભાગો છે અને દરેકને પોતાની ધારાસભા અને સરકાર છે. આ બધા વિભાગો પ્રાદેશિક સ્વતંત્રતા ધરાવે છે. ફ્રાન્સ, ઇટાલી અને જર્મની વચ્ચે એ આવેલું હોવાથી ' બફર રાજ્ય ' છે. લશ્કરી વ્યૂહની દૃષ્ટિએ આ મહત્ત્વનો દેશ છે. ૧૮૧૫ થી એની નીતિ તટસ્થતાની છે. પ્રથમ અને બીજા વિશ્વયુદ્ધમાં પણ એ તટસ્થ રહ્યું હતું.

### રાજ્યતંત્ર

સ્વીટ્ઝરલૅન્ડ સમવાયી પ્રજાસત્તાક છે. દેશની વહીવટી સત્તા પ્રમુખ, ઉપપ્રમુખ અને સમવાયી કાઉન્સિલને હસ્તક છે. પ્રમુખ અને ઉપપ્રમુખની ચૂંટણી સમવાયી ધારાસભા દર વર્ષે કરે છે. સાત સભ્યોની સમવાયી કાઉન્સિલ દર ચાર વર્ષે સમવાયી ધારાસભા દ્વારા ચૂંટવામાં આવે છે. ધારાકીય સત્તા બે ધારાગૃહોવાળી સમવાયી ધારાસભાને હસ્તક છે; જેની ચૂંટણી દર ચાર વર્ષે થાય છે.

મુખ્ય રાજકીય પક્ષો રેડીકલ, સોશિયલ ડેમોક્રેટિક અને કેથોલિક

રુઢિચુસ્ત પક્ષ છે. આ સિવાય કિસાન પક્ષ, સેન્ડેર્સિંગ, વિનીત, સામ્યવાદી, ડેમોક્રેટ અને પ્રોટેસ્ટન્ટ પક્ષો છે.

### અર્થતંત્ર અને ઉત્પાદન

સ્વીટ્ઝરલૅન્ડનો આધાર ઔદ્યોગિક ઉત્પન્નો પર છે. ડેરી વ્યવસાય અને પશુઉછેર એ મુખ્ય વ્યવસાયો છે. ખેતી ઉત્પન્નોમાં મુખ્ય બટેટા, ઘઉં, શેરડી, કોબી, જવ, ઓટ, તમાકુ, મકાઈ છે.

દેશના ઉદ્યોગોમાં ઘડિયાળ બનાવવાનાં રસાયણો, વાહનો, કાપડ, યંત્રસામગ્રીના ઉદ્યોગોનો સમાવેશ થાય છે.

સ્વીટ્ઝરલૅન્ડ યંત્રો, ઘડિયાળો, રસાયણો, રંગો, કાપડ, ચીઝ, ચોકલેટ અને કન્ડેન્સ્ડ કરેલા દૂધની નિકાસ કરે છે જ્યારે લોખંડ અને પોલાદ, રેશમ, ઊન, ધાન્ય, કોફી, ખાંડ વગેરેની આયાત કરે છે.

ખનીજ સંપત્તિમાં લાઈમસ્ટોન, મીઠું, આયર્ન ઓર, મેંગેનિઝ વગેરેનો સમાવેશ થાય છે.

### શિક્ષણ અને ધર્મ

દેશમાં પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત છે. રાજ્યમાં સાત વિદ્યાપીઠો છે.

દેશની ૫૬ ટકા વસ્તી પ્રોટેસ્ટન્ટ ધર્મ, ૪૨ ટકા રોમન કૅથોલિક અને બાકીની વસ્તી અન્ય ધર્મો પાળે છે.

## ૧૩૦. સંયુક્ત આરબ પ્રજાસત્તાક

આજ સુધી ઇજિપ્ત અને સીરિયાનાં બંને અલગ રાજ્યો હતાં. પણ થોડા સમય પહેલાં જ આ બંને દેશોનું જોડાણ થયું અને એને સંયુક્ત આરબ પ્રજાસત્તાક એવું નામ આપવામાં આવ્યું છે. ખૂબીની વાત એ છે કે આ બંને દેશો પ્રાદેશિક રીતે જોડાયેલા નથી. એની વચ્ચે ઇઝરાયેલનો પ્રદેશ આવેલો છે. બંને દેશોમાં લોકમત લેવાયો છે અને એ રીતે આ જોડાણને આખરી સ્વરૂપ મળ્યું છે. ઇજિપ્તના પ્રમુખ કર્નલ નાસર સંયુક્ત આરબ પ્રજાસત્તાકના પ્રમુખ તરીકે ચૂંટાયા છે. ઘણા દેશોએ આ નવા પ્રજાસત્તાકને માન્યતા આપી છે. ઇજિપ્ત અને સીરિયા જોડાતાં ૨૫૦ લાખ આરબો એક ઝંડા નીચે આવ્યા છે. પાછળથી યેમન પણ આ જોડાણમાં શામેલ થયું છે.

ઇજિપ્ત

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૩,૮૬,૧૦૦ ચો. મા. |
| વસ્તી | : | ૨,૩૪,૧૦,૦૦૦ |
| ખંડ | : | આફ્રિકા |
| ભાષા | : | અરેબિક |
| પાટનગર | : | કૈરો ( ૨૪,૬૭,૯૦૦ ) |

ઇજિપ્ત ૧૮૪૧થી તુર્કસ્તાનના અમલ નીચે હતું. તુર્કના પ્રતિનિધિ તરીકે ખેદીવો વંશપરંપરાગત ઇજિપ્ત પર રાજ્યવહીવટ ચલાવતા હતા. ૧૮૮૨માં બ્રિટિશ દળોએ એનો કબજો લીધો અને બ્રિટિશ અમલ નીચે એ આવ્યું. ૧૯૨૨માં બ્રિટન તરફી સુલતાન

ફુઆદને રાજા જાહેર કરવામાં આવ્યો. ૧૯૩૬માં એક કરાર દ્વારા બ્રિટને ઇજિપ્તની સ્વતંત્રતાનો સ્વીકાર કર્યો પણ સુએઝની નહેર પર એની સત્તા રહી.

વખત જતાં વિદેશીઓ સામેનો વિરોધ વધ્યો. વિશ્વયુદ્ધ પછી એ વિરોધમાં ઘણી ભરતી આવી. ૧૯૫૨માં લશ્કરી બળવો થયો. રાજા ફારુકને પદભ્રષ્ટ કરવામાં આવ્યા. ફારુકના પુત્ર અહમદ ફુઆદને રાજા જાહેર કરવામાં આવ્યા.

૧૯૫૪માં ૧૯૩૬ના કરારનો અંત લાવવામાં આવ્યો ને એમ નક્કી થયું કે બ્રિટિશરોએ ૧૯૫૬ના જૂનમાં સુએઝની નહેરનો પ્રદેશ છોડીને ચાલ્યા જવું. આ બાદ રાજાશાહીનો અંત લાવી પ્રજાસત્તાકની સ્થાપના કરવામાં આવી. લશ્કરી સરમુખત્યારી મર્યાદિત બની. બંધારણ રચાયું અને ચૂંટણી પણ થઈ. ૧૯૫૭માં અચાનક એક બાજુ ઇઝરાયેલ તરફથી અને બીજી બાજુ ફ્રાંસ અને બ્રિટન તરફથી ઇજિપ્ત પર આક્રમણ થયું. આખી દુનિયા આથી ખળભળી ઊઠી. સુએઝની નહેરનો પ્રશ્ન આમાં મુખ્ય હતો. રાષ્ટ્ર સંસ્થાની દરમિયાનગીરીથી યુદ્ધ અટક્યું અને આક્રમણ કરનારા પાછા હઠી ગયા. કર્નલ નાસરના અમલ નીચે ઘણી પ્રગતિ થઈ રહી છે. આસ્વાન બંધ બંધાતાં ઇજિપ્તને ઘણો લાભ મળશે.

**રાજ્યતંત્ર**

ઇજિપ્તમાં રાજાશાહીનો અંત લાવવામાં આવ્યો છે અને હવે ઇજિપ્ત પ્રજાસત્તાક રાજ્ય બન્યું છે. ૧૯૫૬ના બંધારણ મુજબ ધારાકીય સત્તા રાષ્ટ્રીય ધારાસભાને હસ્તક છે જે પુખ્ત મતાધિકારના ધોરણે પાંચ વર્ષ માટે ચૂંટાય છે. વહીવટી સત્તા પ્રમુખને હસ્તક છે, જે છ વર્ષ માટે સત્તા પર રહે છે. ધારાસભા પ્રમુખનું નામ સૂચવે છે અને લોકમત દ્વારા એની મંજૂરી મેળવાય છે. અત્યારે દેશમાં રાજકીય પક્ષો પર પ્રતિબંધ છે.

## ૧૨૯. સ્વીડન

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૧,૭૩,૫૬૪ ચો. મા. |
| વસ્તી | : | ૭૩,૪૧,૧૨૨ |
| ખંડ | : | યુરોપ |
| ભાષા | : | સ્વીડિશ |
| પાટનગર | : | સ્ટોકહોમ (૭,૯૪,૧૧૩) |

. સ્કેન્ડીનેવિયા તરીકે ઓળખાતા યુરોપના પશ્ચિમ-ઉત્તર ભાગમાં આવેલા ચાર રાજ્યોમાંનું એક સ્વીડન સ્વતંત્ર રાજ્ય છે. ૧૮૦૯ ના બંધારણ પ્રમાણે બર્નાડોટ કુટુંબને વંશપરંપરાથી રાજગાદીનો અધિકાર મળ્યો છે. અત્યારે રાજા ગુસ્તાવ છઠ્ઠા રાજ્ય કરે છે.

### રાજતંત્ર

દેશમાં બે ચૂંટાયેલાં ગૃહોની પાર્લામેન્ટ છે. ન્યાય અને કારોબારી સત્તા રાજાને હસ્તક છે. રાજા વડા પ્રધાન અને પ્રધાનમંડળ દ્વારા વહીવટ ચલાવે છે. પ્રધાનમંડળની નિમણૂક રાજા કરે છે પણ એ પાર્લામેન્ટને જવાબદાર છે. પાર્લામેન્ટનું પ્રથમ ગૃહ ૧૫૦ સભ્યોનું બનેલું છે જે દર આઠ વર્ષે ચૂંટાય છે. બીજું ધારાગૃહ ૨૩૧ સભ્યોનું બનેલું છે જેની દર ચાર વર્ષે ચૂંટણી થાય છે.

દેશના મુખ્ય રાજકીય પક્ષો સોશિયલ ડેમોક્રેટ, વિનીત, રુઢિચુસ્ત, એગ્રેરીઅન અને સામ્યવાદી પક્ષ છે.

સ્વીડન વિશ્વસંસ્થાનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન



સ્વીડનમાં ખેતીને લગતો પાક ઘઉં, જવ, ઓટ, બટેટાનો છે। ડેરી વ્યવસાય અને પશુઉછેરનો વ્યવસાય સારા પ્રમાણમાં ચાલે છે. ડેરી ઉત્પન્નોમાં દૂધ, ચીઝ અને માખણનો સમાવેશ થાય છે.

ઉદ્યોગોનો વિકાસ પણ સારા પ્રમાણમાં થયો છે. યંત્રો બનાવવાનો ઉદ્યોગ ખૂબ વિકસેલો છે. ખેતીને લગતાં યાંત્રિક સાધનો, ટેલિફોનનાં સાધનો વગેરે યાંત્રિક સામગ્રી બનાવતા ઉદ્યોગો ચાલે છે. લોખંડ અને પોલાદ પણ ઉત્પન્ન થાય છે. ઊન, કાચ અને પોર્સલીનના ઉદ્યોગો પણ દેશમાં ચાલે છે.

દેશની મુખ્ય નિકાસ યંત્રો, આયર્ન ઓર, કાગળ વગેરેની છે. જ્યારે આયાતમાં પેટ્રોલિયમ, યંત્રો, કાપડ અને મોટરગાડીઓનો સમાવેશ થાય છે.

સ્વીડનમાં આયર્ન ઓર ઘણા મોટા પ્રમાણમાં મળે છે. આ સિવાય સોનું, તાંબું, સીસું, મેંગેનીઝ ઓર, ચાંદી, કોલસો વગેરે ખનીજો મળે છે.

## શિક્ષણ અને ધર્મ

૧૮૪૨ ની સાલથી પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત છે. દેશમાં નિરક્ષરતા ખાસ નથી.

દેશની ૯૯ ટકા વસ્તી સ્વીડિશ લ્યુથેરન ધર્મ પાળે છે જ્યારે બાકીની વસ્તી અન્ય ધર્મો પાળે છે.

૧૩૦, ૦ પાદન
આધાર દેશમાં થતા રૂના વિપુલ ઉત્પાદન પર છે
તાજા પાકમા શેરડી, મકાઈ, ઘઉં, ચોખા, મિલેટ, દ્રાક્ષ,
આજ ભોંયશીંગ, શણનો સમાવેશ થાય છે ઉદ્યોગોમાં કાપડ,
પણ થોડા સિમેન્ટ, તેલશુદ્ધિનાં કારખાના, દારૂ બનાવવાનો, કાગળ અને
એને સ્નાં કારખાના અને મિલોનો સમાવેશ થાય છે ઇજિપ્ત રૂ, ચોખા,
ફોસ્ફેટ વગેરેની નિકાસ કરે છે અને પેટ્રોલિયમની ઉત્પન્નો, રાસાયણિક ખાતર, ખાદ્ય પદાર્થો, ચા, ધાતુઓ, ઇમારતી લાકડું વગેરેની આયાત કરે છે ખનીજ સંપત્તિમા મેંગેનિઝ, બાંધકામ માટેના પત્થર, લાઈમ સ્ટોન, ગંધક વગેરેનો સમાવેશ થાય છે

## શિક્ષણ અને ધર્મ

દેશમાં ૬ થી ૧૨ વર્ષની ઉંમરના વિદ્યાર્થીઓ માટે શિક્ષણ ફરજિયાત છે આમ છતા યે દેશની લગભગ ૭૫ ટકા વસ્તી નિરક્ષર છે

દેશની ૯૨ ટકા વસ્તી ઈસ્લામ ધર્મ પાળે છે અને બાકીની વસ્તી ખ્રિસ્તી તેમ જ અન્ય ધર્મો પાળે છે

## સીરિયા

| | |
|---|---|
| વિસ્તાર | ૭૦,૦૧૪ ચો મા |
| વસ્તી | ૪૦,૨૫,૬૬૫ |
| ખંડ | . એશિયા |
| ભાષા | . અરેબિક |
| પાટનગર | દમાસ્કસ ( ૪,૦૮,૭૭૪ ) |

૧૯૨૦ સુધી સીરિયા ઑટોમન સામ્રાજ્યના એક ભાગરૂપ હતું એ પછી લીગ ઑફ નેશન્સે એને મૅન્ડેટ નીચેના પ્રદેશનો દરજ્જો આપ્યો આ મુજબ આ પ્રદેશનો વહીવટ ફ્રાંસને સોંપવામાં આવ્યો પણ ફ્રાંસે તો એનો એક સંસ્થાન તરીકે વહીવટ કર્યો આથી સારો

એવો અસંતોષ જાગ્યો. છેવટે ૧૯૩૬ માં ત્રણ વર્ષ પછી સીરિયાને સ્વતંત્ર કરવાનું ફ્રેંચ સરકારે સ્વીકાર્યું. બીજા વિશ્વયુદ્ધ દરમિયાન ૧૯૪૧ માં સાથીદળોએ સીરિયાનો કબજો લીધો અને તરત જ એની સ્વતંત્રતાની ઘોષણા કરવામાં આવી.

## રાજ્યતંત્ર

સીરિયા પ્રજાસત્તાક રાજ્ય છે. વહીવટી સત્તા પ્રમુખ અને પ્રધાન મંડળને હસ્તક છે. પ્રમુખની ચૂંટણી દર પાંચ વર્ષે થાય છે. ધારાકીય સત્તા રાષ્ટ્રીય ધારાસભાને હસ્તક છે, જેની ચૂંટણી દર પાંચ વર્ષે થાય છે.

મુખ્ય રાજકીય પક્ષો ઇન્ડીપેન્ડન્ટ, પીપલ્સ પક્ષ, નેશનલ, સમાજવાદી, કોન્સ્ટીટ્યૂશનલ જૂથ અને લીબરલ ડેમોક્રેટિક પક્ષ છે.

સીરિયા વિશ્વસંસ્થા અને આરબ લીગનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

સીરિયા ખેતીપ્રધાન દેશ છે. મુખ્ય પાક ઘઉં અને જવ છે. આ સિવાય મિલેટ, રૂ, દ્રાક્ષ, તમાકુ, ઓલીવ, ચોખા, ફળો વગેરેનો પાક પણ થાય છે. પશુઉછેરનો વ્યવસાય સારો છે—જેમાં ઘેટાંનું પ્રમાણ વિશેષ છે.

સીરિયામાં તેલની પાઈપ લાઈન છે એમાંથી એને સારી આવક થાય છે. આ સિવાય તમાકુ, કાપડ, સિમેન્ટ, કાચ, દારૂ અને ચામડાંની વસ્તુઓ બનાવવાના ઉદ્યોગો ચાલે છે.

સીરિયા રૂ, ઊન, રેશમ, ફળો વગેરેની નિકાસ કરે છે અને કાપડ, ખનીજો, યંત્રો, વાહનો, રસાયણો વગેરેની આયાત કરે છે.

ખનીજ સંપત્તિ બહુ ઓછી છે.

### શિક્ષણ અને ધર્મ

દેશમાં પ્રાથમિક શિક્ષણ ફરજિયાત છે. સીરિયામાં ૨,૫૯૫ પ્રાથમિક અને ૨૧૨ માધ્યમિક શાળાઓ તેમ જ એક વિદ્યાપીઠ છે.

દેશની ૮૫ ટકા વસ્તી ઇસ્લામ ધર્મ પાળે છે. એ સિવાય ખ્રિસ્તી અને બીજા ધર્મો પાળનારા લોકો પણ છે.

## યેમન

વિસ્તાર : ૭૫,૨૯૦ ચો. મા.
વસ્તી : ૪૫,૦૦,૦૦૦
ખંડ : એશિયા
ભાષા : અરેબિક
પાટનગર : સાના (૫૦,૦૦૦)

યેમન અરેબિયામાં લાલ સમુદ્રના દક્ષિણ છેડે આવેલું સ્વતંત્ર રાજ્ય છે. દસમી સદીમાં શિયા મુસ્લિમોની ઝૈદી જાતિના વંશજો ગાદી પર આવ્યા અને હજુયે એનો જ અમલ ચાલે છે. સોળમી સદીમાં તુર્કીએ એના પર કબજો જમાવ્યો હતો. ૧૯૩૪માં છેવટે યેમનના સ્વતંત્ર સાર્વભૌમ દરજ્જાનો સ્વીકાર કરવામાં આવ્યો.

યેમનમાં સંપૂર્ણ રાજાશાહીનો અમલ છે. અત્યારના રાજા અહમદ ઇબ્ન યાહ્યા હમીદ એદ-દિન ૧૯૪૮મા ગાદી પર આવ્યા છે.

યેમનની જમીન ખેતીને અનુકૂળ છે. મુખ્ય પાક ધાન્ય, ફળો અને કૉફીનો છે. પશુ-ઉછેરનો વ્યવસાય વિકસેલો છે. દેશ કૉફી અને ચામડાની નિકાસ કરે છે.

વસ્તીનો મોટો ભાગ ઇસ્લામ ધર્મ પાળે છે.

## ૧૩૧. હૈટી

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૧૦,૭૪૮ ચો. મા. |
| વસ્તી | : | ૩૩,૫૦,૦૦૦ |
| ખંડ | : | મધ્ય અમેરિકા |
| ભાષા | : | ફ્રેન્ચ |
| પાટનગર | : | પોર્ટ–ઓ–પ્રિન્સ ( ૧,૪૨,૮૪૦ ) |

હૈટી પશ્ચિમ ગોળાર્ધમાં આવેલું એક માત્ર હબસી પ્રજાસત્તાક છે. અત્યારે એ દુનિયાનો એક સૌથી ગરીબ અને પછાત દેશ છે. સ્પેન અને ફ્રાન્સના કબજામાં અમુક વખત રહ્યા બાદ હૈટી ૧૮૦૧માં રાજાશાહી અમલ નીચે આવ્યું. ૧૮૨૦માં હૈટીને પ્રજાસત્તાક બનાવવામાં આવ્યું.

હૈટીમાં અનેક ક્રાંતિઓ અને રાજપલટાઓ થયા છે. ૧૯૧૧ થી ૧૯૧૫ના ગાળા દરમિયાન સાત પ્રમુખો બદલાઈ ગયા હતા. ૧૯૧૬ની સંધિથી અમેરિકાએ હૈટીના વહીવટમાં સહાય કરવાનું સ્વીકાર્યું પણ ૧૯૩૪માં એને પુનઃ સંપૂર્ણ સ્વતંત્રતા મળી. આ પછી પણ ક્રાંતિઓ અને રાજપલટાઓ થયા જ કરે છે.

### રાજ્યતંત્ર

હૈટી પ્રજાસત્તાક રાજ્ય છે. સામાન્ય રીતે પ્રમુખની ચૂંટણી દર ૭ વર્ષે થાય છે. ધારાકીય સત્તા બે ધારાગૃહોવાળી રાષ્ટ્રીય ધારાસભાને હસ્તક છે. ૩૭ સભ્યોની ચેમ્બર ઑફ ડેપ્યુટીની ચૂંટણી ચાર વર્ષે થાય છે ત્યારે ૨૧ સભ્યોની સેનેટની ચૂંટણી દર ૭ વર્ષે થાય છે.

હેટી વિશ્વસંસ્થાનું સભ્ય છે.

અર્થતંત્ર અને ઉત્પાદન

હેટી ખેતીપ્રધાન દેશ છે. મુખ્ય પાક ધાન્યોનો છે. આ સિવાય શેરડી, રૂ, કેળાં અને કોકોનો પાક થાય છે. ખાંડનાં કારખાનાં અને બીજા કેટલાક ઉદ્યોગો પણ દેશની જરૂરિયાત પૂરતા જ છે.

હેટી કોફી, ખાંડ અને સિસલની નિકાસ કરે છે હેટીમાં સોનું, ચાંદી, લોખંડ, તાંબું, ટીન, કોલસો, નિકલ વગેરે ખનીજો મળે છે.

શિક્ષણ અને ધર્મ

દેશની ૯૦ ટકા વસ્તી નિરક્ષર છે. દેશના લોકો રોમન કેથોલિક ધર્મ પાળે છે.



## ૧૩૨. હોંગકોંગ

| | |
|---|---|
| વિસ્તાર | : ૩૯૧ ચો મા. |
| વસ્તી | : ૨૫,૦૦,૦૦૦ |
| ખંડ | : એશિયા |
| ભાષા | : ચીની અને અંગ્રેજી |
| પાટનગર | : વિક્ટોરિયા (૧૦,૦૦,૦૦૦) |

બ્રિટન અને ચીન વચ્ચે અફીણના વેપાર વિશે અથડામણ જાગતાં ૧૮૪૧ માં બ્રિટને હોંગકોંગ કબજે કરીને પોતાની સત્તા સ્થાપી. ધીરે ધીરે પછી બીજા ટાપુઓ એમાં ભળ્યા. ૧૮૬૦ અને

૧૮૮૯ માં કોવલૂન ટાપુઓ તેમ જ હોંગટુંગ અને એની પાસેના કેટલાક ટાપુઓનો વહીવટ બ્રિટને પોતાને હસ્તક લીધો. ચીન હોંગકોંગ હવે પોતાને પાછું મળે એવી માગણી કરી રહેલ છે પણ બ્રિટનને માટે આ નાના સંસ્થાનનું ઠીક ઠીક મહત્ત્વ છે. હોંગકોંગના બ્રિટિશ સંસ્થાનમાં ચીનના થોડા મુખ્ય પ્રદેશ અને કેટલાક ટાપુઓનો સમાવેશ થાય છે.

હોંગકોંગ ઔદ્યોગિક બનાવટોનું ઉત્પાદન વધારવા પ્રયાસ કરી રહેલ છે. ઇન્ડોનેશિયામાં એ સુતરાઉ કાપડ અને એની બનાવટોની મોટા પ્રમાણમાં નિકાસ કરે છે. જહાજ બાંધકામ, સિમેન્ટ, ખાંડનાં કારખાનાં અને સુતરાઉ કાપડનો ઉદ્યોગ ચાલે છે. મુખ્ય ખેતી ઉત્પન્નો: ચોખા અને શેરડી છે.

●

## ૧૩૩. હોન્ડુરાસ

| | | |
|---|---|---|
| વિસ્તાર | : | ૪૩,૨૨૭ ચો. મા. |
| વસ્તી | : | ૧૭,૧૧,૦૦૦ |
| ખંડ | : | મધ્ય અમેરિકા |
| ભાષા | : | સ્પેનિશ |
| પાટનગર | : | ટેગુસીગેલ્પા ( ૭૨,૩૮૫ ) |

હોન્ડુરાસ ૧૮૨૧ ની સાલ સુધી સ્પેનના કબજામાં ૧૯૩૮ માં એ સ્વતંત્ર થયું. ૧૯૩૧, ૧૯૩૨ અને ૧૯૩૩ ... થયેલી ક્રાંતિઓને બળથી દબાવી દેવામાં આવી હતી. હોન્ડુરાસમાં

વારંવાર સત્તાપલટા થાય છે અને પ્રમુખ આપખુદ સત્તા ભોગવવા લાગે છે.

રાજ્યતંત્ર

૧૯૩૬ માં અમલમાં આવેલા બંધારણ મુજબ હોન્ડુરાસમાં પુખ્ત મતાધિકારના ધોરણે ચુંટાયેલી ધારાસભા છે. વહીવટી સત્તા પ્રમુખને હસ્તક છે—જે છ વર્ષ માટે ચુંટાય છે. સાત સભ્યોનું પ્રધાનમંડળ પ્રમુખને વહીવટ ચલાવવામાં સહાય કરે છે.

હોન્ડુરાસ વિશ્વસંસ્થાનું સભ્ય છે.

અર્થતંત્ર અને ઉત્પાદન

હોન્ડુરાસમાં મુખ્ય પાક કેળાં અને નાળિયેરીનો છે. આ સિવાય ધાન્ય, કૉફી, ચોખા, તમાકુનો પાક થાય છે. પશુઉછેર અને ડેરી વ્યવસાય પણ ચાલે છે. ઉદ્યોગો નાના અને સ્થાનિક ઉપયોગ પૂરતા જ છે. દેશ કેળાં, કૉફી અને ચાંદીની નિકાસ કરે છે. ખનીજ સંપત્તિમાં સોનું, ચાંદી, તાંબું, લોખંડ મળે છે. જંગલ સંપત્તિ સારી છે.

શિક્ષણ અને ધર્મ

શિક્ષણ મફત અને ફરજિયાત છે પણ ૨૫ ટકા જેટલાં બાળકો જ નિશાળે જાય છે. દેશની ૬૪ ટકા વસ્તી નિરક્ષર છે. સરકાર આમાં ઘટાડો કરવા પ્રયાસ કરી રહી છે.

દેશની વસ્તી રોમન કૅથોલિક ધર્મ પાળે છે.

●

## ૧૩૪. હંગેરી

વિસ્તાર : ૩૫,૯૦૫ ચો. મા.
વસ્તી : ૯૯,૦૬,૦૦૦
ખંડ : હંગેરિયન, સ્લોવેક વગેરે
પાટનગર : બુડાપેસ્ટ (૧૭,૮૧,૦૮૫)

૧૯૧૮માં ઑસ્ટ્રીઆ અને હંગેરીના સામ્રાજ્યનો અંત આવ્યો ત્યારે હંગેરીને પ્રજાસત્તાક રાજ્ય જાહેર કરવામાં આવ્યું પણ ૧૯૨૦ માં પુનઃ રાજાશાહીની સ્થાપના થઈ. બંને વિશ્વયુદ્ધોમાં હંગેરી સંડોવાયું હતું. આ દરમિયાન બીજા દેશોમાં ભળેલા પોતાના પ્રદેશો પાછા મેળવવા એણે પ્રયાસો કર્યો. ઑસ્ટ્રીઆ-હંગેરીના સામ્રાજ્યનો અંત આવ્યો ત્યારે એના કેટલાક વિસ્તારો ચેકોસ્લોવેકિયા, રુમાનિયા અને યુગોસ્લેવિયામાં ગયા હતા આને પરિણામે જર્મની સાથે સહકાર કરીને ચેકોસ્લોવેકિયામાં ભળેલા પોતાના કેટલાક વિસ્તારો હંગેરીએ પાછા મેળવ્યા હતા પણ યુદ્ધ બાદ એનો મૂળ પ્રદેશ જ એ પોતાની પાસે રાખી શક્યું હતું.

૧૯૪૫ની સાલમાં થયેલી ચૂંટણીમાં નાના ખેડૂતોના પક્ષને વિજય મળ્યો હતો જ્યારે સામ્યવાદી પક્ષને હજુ ખાસ સફળતા મળી નહોતી. પણ ૧૯૪૭ માં થયેલી ચૂંટણીમાં સામ્યવાદી પક્ષને સૌથી મોટા પક્ષનું સ્થાન મળ્યું અને રાજકીય કુશળતાનો ઉપયોગ કરીને રાજ્યના મહત્ત્વના હોદ્દાઓ પ્રાપ્ત કરીને પક્ષે સંપૂર્ણ સત્તા હાથ કરી. ૧૯૪૯ માં સામ્યવાદી પક્ષે બીજા કેટલાક પક્ષોને પોતાની સાથે લઈને સ્વતંત્ર પ્રજાકીય મોરચાની સ્થાપના કરી અને એ જ વર્ષમાં

જે ચૂંટણી થઈ એમાં ૯૫ ટકાથી યે વધુ મત આ પક્ષને મળ્યા કેમકે વિરોધ પક્ષના કોઈ હરીફ ઉમેદવારોને ચૂંટણીમાં ઊભા રહેવા દેવામાં જ નહોતા આવ્યા. આ પછી સંપૂર્ણ સામ્યવાદી વર્ચસ્વવાળી સરકારની સ્થાપના થઈ ૧૯૫૩ ની ચૂંટણીમાં પણ ૧૯૪૯ ની ચૂંટણીનું પુનરાવર્તન થયું.

સામ્યવાદી તંત્ર સ્થપાયા બાદ એ લોકોને આર્થિક અને સામાજિક ક્ષેત્રે બહુ સંતોષ આપી શક્યું નહિ. ઔદ્યોગિક અને ખેતીનાં ક્ષેત્રોમાં ઉત્પાદનમાં જોઈએ એવો વધારો થયો નહિ તેથી કામદારોનો અસંતોષ વધ્યો. સરકારે પણ ૧૯૫૬ માં પોતે આર્થિક અને રાજકીય ક્ષેત્રે કરેલી ગંભીર ભૂલોનો સ્વીકાર કર્યો. સામ્યવાદી પક્ષની નેતાગીરીમાં ઝડપી ફેરફારો થયા. વડા પ્રધાનો બદલાયા અને લોકો સંતોષાયા નહિ. એને લીધે લોકોનાં તોફાનો ફાટી નીકળ્યાં અને એને દબાવવામાં રશિયન લશ્કરનો ઉપયોગ કરવો પડ્યો. વિશ્વસંસ્થાએ પણ હંગેરીનો પ્રશ્ન વિચાર્યો. હવે ત્યાં શાંતિ સ્થપાઈ છે!

## રાજ્યતંત્ર

હંગેરી લોકશાહી પ્રજાસત્તાક રાજ્ય છે. સર્વોચ્ચ સત્તા પાર્લામેન્ટને હસ્તક છે જેની દર ચાર વર્ષે ચૂંટણી થાય છે. પાર્લામેન્ટની બેઠક ન મળતી હોય ત્યારે સત્તા અધ્યક્ષમંડળને હસ્તક રહે છે. વહીવટી સત્તા વડા પ્રધાન અને પ્રધાનમંડળને હસ્તક છે. સામ્યવાદી વર્ચસ્વવાળા સંયુક્ત મોરચાના સભ્યો જ પાર્લામેન્ટમાં છે.

હંગેરી વિશ્વસંસ્થા અને વોર્સો કરારનું સભ્ય છે.

## અર્થતંત્ર અને ઉત્પાદન

હંગેરીના અર્થતંત્રનો આધાર ખેતી પર છે. મુખ્ય પાક ઘઉં, બટેટા, જવ, ઓટ, મકાઈનો છે. ૧,૫૦૦ એકરથી મોટાં ખેતરોનો સરકારે કબજો લીધો છે અને પાંચ લાખ કુટુંબોમાં ૮૦ લાખ એકર

જમીનની વહેંચણી કરી છે. દ્રાક્ષ, ફળો વગેરે થાય છે. પ્રખ્યાત ટોકે દારૂ અહીં થાય છે. પશુસંપત્તિ સારી છે.

હંગેરીમાં દારૂ બનાવવાનો ઉદ્યોગ, ખાંડનાં કારખાનાં, હાર્ડવેર અને મશીનરીનો ઉદ્યોગ, કાપડ ઉદ્યોગ, ઊનનો વ્યવસાય વગેરે ઉદ્યોગો ચાલે છે. હંગેરીની નિકાસમાં અનાજ, કાપડ, પશુઓ અને મશીનરીનો સમાવેશ થાય છે.

દેશમાં બોકસાઇટ, કોલસો, પેટ્રોલિયમ, લિગ્નાઇટ, આયર્ન ઓર, મેંગેનિઝ એટલાં ખનીજો મળે છે, પણ બહુ મોટા પ્રમાણમાં નહિ.

શિક્ષણ અને ધર્મ

શિક્ષણ પર રાજ્યનો અંકુશ છે અને ૬ થી ૧૪ વર્ષની ઉંમરના વિદ્યાર્થીઓને મફત શિક્ષણ આપવામાં આવે છે. પાંચ ટકા વસ્તી નિરક્ષર છે.

દેશની ૭૦ ટકા વસ્તી રોમન કૅથોલિક ધર્મ પાળે છે. ૨૨ ટકા વસ્તી કાલવીનીસ્ટ ધર્મ અને બાકીની વસ્તી અન્ય ધર્મો પાળે છે.

# જીવનમાધુરી

તંત્રીઓ
મોહનલાલ મહેતા—સોપાન
લાભુબેન મહેતા

૧૯૫૪ ના જુલાઈમાં શ્રી લાભુબેન મહેતાના તંત્રીપદે 'ગૃહમાધુરી' શરૂ થયું. ૧૯૫૭ ના જાન્યુઆરીથી તેના નવસંસ્કરણરૂપે 'જીવનમાધુરી' શ્રી સોપાન અને શ્રી લાભુબેનના સંયુક્ત તંત્રીપદે પ્રગટ થાય છે. ચાલુ અંક ૧૧૦ પાનાંનો હોય છે અને દર વરસે બસોથી વધુ પાનાંના ત્રણ ખાસ અંકો—માર્ચમાં 'વસંત અંક', જુલાઈમાં 'લલિત સાહિત્ય અંક' અને નવેમ્બરમાં 'દીપોત્સવી અંક' આપવામાં આવે છે. જીવનમાં સૌન્દર્ય, માંગલ્ય અને માધુર્ય પ્રસરાવતા ચિન્તનપૂર્ણ લેખો, કલામય વાર્તાઓ, નાટકો, કાવ્યો, કટાક્ષલેખો, આરોગ્યલેખો, ધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, રાજકારણના લેખો તથા ખાસ વિભાગો દર અંકે આપવામાં આવે છે. ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ અને નવોદિત લેખકોની ઉત્તમ કૃતિઓ એમાં પ્રગટ થાય છે.

| | | | |
|---|---|---|---|
| છૂટક ચાલુ અંક | : ૭૫ નયા પૈસા | : વિદેશમાં | શિ. ૧-૬ |
| ,, ખાસ અંક | : ૧-૦૦ રૂ. | : ,, | ,, ૨/- |
| વાર્ષિક લવાજમ | : દેશમાં રૂ. ૮-૫૦ | : ,, | ,, ૧૫/- |
| પંચવાર્ષિક | : દેશમાં રૂ ૩૫-૦૦ | : ,, | ,, ૭૦/- |

જીવનમાધુરી
કુસુમબહાર; બેરેક રોડ, મેટ્રો સિનેમા પાછળ,
મુંબઈ–૧.